# શિક્ષાપત્રી (મોટી)

## ભાગ ૨ જાનું ગુજરાતી ભાષાન્તર.

  

અનુવાદક અને પ્રકાશક
માધવલાલ દલસુખરામ કોઠારી.
રાયપુર, વડનીપોળ-અમદાવાદ.



આવૃત્તિ ૧ લી. પ્રત ૫૦૦
વિક્રમાબ્દ ૧૯૮૧ ખ્રિસ્તાબ્દ ૧૯૨૫

મૂલ્ય ૧-૮-૦.

# દ્વિતીય ભાગની પ્રસ્તાવના.

——:o:——

પ્રથમ ભાગ બહાર પડયા પછી બે વર્ષે ઇશ્વરકૃપાથી બીજો ભાગ બહાર પાડવાને હું શક્તિમાન્ થયો છું. પ્રથમ ભાગને હરિજનોથી ઠીક ઠીક આવકાર મળ્યો એમ કહેવાય.

આ દ્વિતીય ભાગ પ્રસિદ્ધ કરતી વખતે વડતાલ મંદિર તરફથી સંસ્કૃત પુસ્તક છપાઇ બહાર પડયું છે. પરન્તુ તેનો લાભ મારાથી લેવાય તેમ નહોતું. અસલ પ્રતો મેળવવાની મુશ્કેલી સામાન્ય નથી. શિક્ષાપત્રીની ટિકાની જે અસલ પ્રત ઉપર અમે આધાર રાખ્યો છે તે મર્હુમ શાસ્ત્રી સેવકરામના પૌત્ર વૈદ્યશાસ્ત્રી નારાયણશંકર દેવશંકર પાસેથી મળેલી છે તે છે. સાધુઓ પાસેથી પ્રતો મળી શકતી નથી અને લહીઆ પાસે લખાવવાનુ બહુ મોંઘુ પડે છે. અસ્તુ પરંતુ વૈદ્યશાસ્ત્રી નારાયણશંકરનો આ અવસરે આભાર માનવા ચુકી શકું નહિ

રાયપુર, વડની પોળ,<br>અમદાવાદ.<br>મહાશિવરાત્રી ૧૯૮૧

માધવલાલ દલસુખરામ કોઠારી.



શ્રીયુત અમરસીભાઈ ગોવામલની સેવામાં

મુ. કુંભારીયા.

શ્રી ઉદ્ધવ સંપ્રદાયના સાહિત્યને આપ હમેશ ઉત્તેજન
આપતા આવ્યા છો અને સત્સંગને માટે તન,
મન અને ધનનો ભોગ આપો છો. એ
સદ્ગુણોથી પ્રેરાઇને આ અમૂલ્ય
પુસ્તક આપને અર્પણ કર-
વાની રજા લઉં
છું.

રાયપુર, વડની પોળ
અમદાવાદ.
મહાશિવરાત્રી

લી. આપનો,
માધવલાલ હલસુખરામ કોઠારી

# શિક્ષાપત્રી ભાષ્યનું ભાષાન્તર ભાગ ૨ જો.

**स्वहितेच्छुभिरेतानि मच्छिष्यैः सकलैरपि ।**
**श्रोतव्यान्यथ पाठ्यानि कथनीयानि च द्विजैः ॥ ९६ ॥**

તે જીવનાં હિત કરનારાં શાથી છે તે કહે છે. પોતાના કલ્યાણને ઇચ્છતા એવા અને ચારે વર્ણના એવા મારા સર્વે આશ્રિતજનો તેમણે એ આઠે શાસ્ત્રો સાંભળવા યોગ્ય છે.

અથ એટલે હવે બીજી વાત કહે છે કે દ્વિજ એટલે બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય એ ત્રણે વર્ણનાએ તે શાસ્ત્રો ભણવાં તથા ભણાવવાં અને વળી તેની કથા કરવી. આમાં જે એમ કહ્યું કે ચારે વર્ણના એવા મારા સર્વે આશ્રિત જનોએ સાંભળવાં. તેમાં શૂદ્રોએ વેદ સિવાયનાં બીજાં શાસ્ત્રો સાંભળવાં એમ સમજવું. વેદમંત્ર સાંભળવાનો શૂદ્રને અધિકાર નથી. વળી એમ પણ કહેલું છે કે પોતાના વર્ણ અને આશ્રમનો જે ધર્મ તે ક્યારેય પણ ત્યાગ ન કરવો એ ઉપરથી પણ તેમ સમજવું. સ્કંદ પુરાણમાં પણ શૂદ્રોને વેદ સાંભળવાનો નિષેધ કરેલો છે: શૂદ્રને વેદ સાંભળવામાં ક્યારેય અધિકાર નથી, અને પુરાણ પણ દેવ અને બ્રાહ્મણની સમક્ષ જ સાંભળવાં." શૂદ્ર એ ચોથા વર્ણને કહીને તે ધર્મને યોગ્ય છે, પણ વેદમંત્ર જે સ્વધા, સ્વાહા, અને વષટ્કાર આદિ તે વિના જ. હવે જો શૂદ્રો વેદ સાંભળે તો તેને શિક્ષા કહે છે:-અરે ખેદ સાથે કહેવું પડે છે કે વેદને સાંભળતા એવા આના કાન સીસું અને લાખથી પુરી દ્યો. જાતિ ભ્રંશ માટે પણ સ્મૃતિ કહે છે કે કપિલવર્ણની જે ગાય તેનું દૂધ પીવાથી,‡ બ્રાહ્મણી સાથે ગમન કરવાથી અને વેદાક્ષર ભણ્યાથી શૂદ્ર એ ચંડાળ થઇ જાય છે. તેટલા માટે વિષ્ણુ પુરાણમાં શૂદ્રોને વેદ મંત્રદ્વારા જ્ઞાન આપવાનો પણ નિષેધ છે. કહ્યું છે કે વેદવડે શૂદ્રોને જ્ઞાન આપવું નહીં. કમળાકર ભટ્ટ કહે છે કે શૂદ્રોને પુરાણ સાંભળવાનું કહ્યું છે માટે તેમાં જે વેદ મંત્ર આવે તે સાંભળવાને દોષ નથી. પરન્તુ ઋષિપ્રણિત પુરાણ સાંભ-

---

‡ કપિલા ગાયનું દૂધ બહુ જ ઉત્તમ હોય છે તે શૂદ્રને માટે વર્જ્ય કહ્યું છે.

ભણાવવાનો તો શૂદ્રોને કોઇ રીતે અધિકાર નથી. ઋષિયો વેદમંત્રની પેઠે જ કહે છે વેદમંત્ર પેઠે જ પુરાણોને કરે છે. ભારત્ત પાંચમો વેદ છે. ઇતિહાસ પુરાણો પાંચમો વેદ કહેવાય છે વગેરે સ્મૃતિઓથી પણ પુરાણ તથા ઇતિહાસ ઋષિ પ્રણિત થાય છે તેથી તે વેદ તુલ્ય છે. તે માટે શ્રી શંકરાચાર્યે વિષ્ણુ સહસ્ત્ર નામના ભાષ્યની સમાપ્તિમાં કહ્યું છે કે શૂદ્રો શ્રવણ માત્રથી જ સુખ પામે છે પણ તેમને ભણવાથી કે જપયજ્ઞથી સુખ મળતું નથી. માટે શૂદ્રે વેદરહિત જ શ્રવણ કરવું એમ શ્રુતિ છે. મુહૂર્ત ચિંતામણિની ટીકામાં પણ ગર્ગ ઋષિએ શૂદ્રોને ભણાવવાનો મહાન્ દોષ કહ્યો છે કે સ્નેહથી કે લોભથી જે બ્રાહ્મણ જાણીને શૂદ્રને ભણાવે છે તે નરકમાં પડે છે.

ભારત ઉદ્યોગ પર્વમાં પણ કહેલું છે કે શૂદ્રને વેદ ભણાવવાનો નિષેધ છે માટે ન ભણાવવા. હવે ચારે વર્ણને સંભળાવવાં એમ ભારતાદિમાં છે તે માત્ર શ્રવણજ કહેલું છે પરન્તુ ભણવા ભણાવવાનું કહ્યું નથી. હરિવંશમાં તથા પર્વાનુકીર્તનમાં પણ કહેલું છે કે શૂદ્રનું શ્રવણ માત્રથી કલ્યાણ થાય છે. વળી કહ્યું છે કે બ્રાહ્મણ, વૈશ્ય અને ક્ષત્રિયોએ અભ્યાસ કરવો પણ શૂદ્રે તો માત્ર તેનું શ્રવણ કરવું પણ તેનો અભ્યાસ ન કરવો. વળી કહ્યું છે કે હે રાજન્! આમાં શ્રુતિના તથા સ્મૃતિના ધર્મો કહેલા છે તેથી શૂદ્રોએ બ્રાહ્મણ વિના તે કયારેય ન સાંભળવાં. હે રાજન્! પ્રથમ દેવની તથા બ્રાહ્મણોની પૂજા કરીને પછી શૂદ્રોએ તથા બીજા દ્વિજાતિના પુરૂષોએ તે સાંભળવા એમ નિર્ણયસિંધુમાં પુરાણના અધિકારમાં તથા ભવિષ્યોત્તર પુરાણમાં પણ કહેલું છે. આર્ય રામાયણમાં પણ કહ્યું છે કે જો વેદનો અભ્યાસ બ્રાહ્મણો કરે તો ઋષિપણાને પામે, ક્ષત્રિયો કરે તો રાજ્ય મેળવે, વૈશ્યો કરે તો પુણ્યપ્રાપ્તિ થાય અને શૂદ્રોને તે સાંભળવાથી મહત્તા પ્રાપ્ત થાય છે. શૂદ્રોએ ભગવાનના ભક્તોના પ્રાકૃત ભાષામાં રચેલા ભગવાનના ગુણ પ્રબંધો તથા આધુનિક કવિઓએ રચેલાં સંસ્કૃત શ્રી કૃષ્ણનાં કીર્તનનો પણ પાઠ કરવો. પ્રાકૃત ભાષામાં રચેલા ભગવાન સંબંધી ગ્રંથોનો શૂદ્રો જો અભ્યાસ કરે તો તેમાં ફળ નહીં થાય એવી શંકા કરવાની નથી. **पौराणैः प्राकृतैरपि** એમ આગળ આવી ગયેલા શ્રી ભાગવતમાંના વાક્યથી પણ પ્રાકૃત ભાષાનાં ભગવાનનાં ગુણકીર્તનોનું પણ પુરાણનાં સ્તોત્રની બરાબરપણું જણાય છે એટલે તેવડે પૌરાણિક સ્તોત્રનો પાઠ કરવાથી જે ફળ થાય તેટલું જ ફળ થાય છે. ગૌડ બ્રાહ્મણોનો તો એવો મત છે

કે શૂદ્રોએ પૌરાણિક મંત્રના સ્તોત્રનો પાઠ પણ ન કરવો એમાં શિષ્ટાચાર જ પ્રમાણ છે. આમાં ત્રણે વિધિવાક્યો છે.

**तत्राचार व्यवहृति निष्कृतानां च निर्णये ।**

**ग्राह्यामिताक्षरोपेता याज्ञवल्क्यस्य तु स्मृतिः ॥ ૧૭**

હવે તે સત્શાસ્ત્રોમાં પણ આચાર, વ્યવહાર અને પ્રાયશ્ચિત્ત એના નિર્ણયને માટે મિતાક્ષરા ટિકાવાળી યાજ્ઞવલ્કય સ્મૃતિ લેવી. આચાર એટલે નિત્ય અને અમુક નિમિત્તે પાળવાના સદાચાર; વ્યવહાર એટલે મનુષ્યને માથે જે ત્રણ ઋણો છે તે વગેરે ફેડવાં તે; અને નિષ્કૃત એટલે જાણ્યે અથવા અજાણ્યે શરીરનાં જે પાપ થયાં હોય તેનું પ્રાયશ્ચિત્ત કરવું તે. વળી શ્લોકમાં ચકાર છે એટલે સાંખ્યજ્ઞાનથી દેહાદિકવડે થએલું પાપ. એ ત્રણેના નિર્ણય માટે-એટલે કે અનેક ઋષિયોના અનેક મતને લીધે જે કાંઈ સંશય થયો હોય તેનો નાશ કરવામાં. નિર્ણય અને નિશ્ચય એ બન્ને શબ્દોના અર્થ સમાન છે એમ અમર કોષમાં છે. શ્લોકમાં તુ શબ્દ છે એટલે યાજ્ઞવલ્કય ઋષિની સ્મૃતિ તે તેમની જે ધર્મસંહિતા છે તે એમ જાણવું. મિતાક્ષરા ટિકા એટલે વિજ્ઞાનેશ્વરની કરેલી મિતાક્ષરા નામની ટીકા સાથેની. પણ કેવળ બીજી ટિકાવાળી ન લેવી; તેમાં પણ પોતાના સંપ્રદાયના સિદ્ધાંતને વિરોધી ન હોય એવી જ ગ્રહણ કરવી. તુ શબ્દનો એવો અભિપ્રાય છે. જેમ 'પંકજ' શબ્દનો અક્ષરાર્થ કરીએ તો કાદવમાં ઉત્પન્ન થયેલી વસ્તુઓ એવો થાય પરન્તુ તેના યોગરૂઢ અર્થ તો કમળ થાય છે તેમ 'મિતાક્ષરા' શબ્દનો યોગરૂઢ અર્થ ગમે તે હોય પરન્તુ તેનો રૂઢ અર્થ તો વિજ્ઞાનેશ્વરે કરેલી મિતાક્ષરા ટિકા સમજવો. વળી એ શબ્દની વ્યુત્પત્તિ જે એવી છે કે જેમાં અમુક સંખ્યામાંજ અક્ષરો એવી ટિકા, એટલે એવા નાના ગ્રંથથી પૂરા અર્થનો બોધ કેવી રીતે થાય એવી શંકા ન કરવી; કારણ કે તેમાં જે શબ્દો અમુક સંખ્યામાં આપ્યા છે તેના યોગ્ય અર્થનું પ્રતિપાદન કરેલું છે એટલે જો કે બાર હજાર શ્લોક છે તો પણ તેમાં સઘળા ધર્મશાસ્ત્રના અર્થનો સંગ્રહ કરેલો છે. તેમાંજ કહેલું છે કે યાજ્ઞવલ્કય મુનિના શાસ્ત્રનું કોઈ પણ વિદ્વાન્ વિવરણ કરી જાણતો નથી; તેમાં જો કે અક્ષરો અમુક ગણુીના છે તોપણ તેના અર્થ વિશાળ છે અને તે કાનમાં અમૃતનું સિંચન કરે છે. તે મિતાક્ષરા કેવી છે તો ગંભીર, પ્રસન્ન તથા થોડાથી વિશાળ અર્થને કહેનારી

અને શાસ્ત્રના આધારે જ રચેલી છે. આમાં એક વિધિવાક્ય અને બે પેટાવાક્યો મળી ત્રણ છે. ૯૭.

**श्रीमद्भागवतस्यैषु स्कंधौ दशमपंचमौ**
**सर्वाधिकतया ज्ञेयौ कृष्णमाहात्म्य बुद्धये ९८**

હવે ગયા શ્લોકમાં જે સચ્છાસ્ત્રો ગણાવ્યાં તેમાં પણ જે શ્રીમદ્ ભાગવત્ નામનું પુરાણ તેના દશમ અને પંચમ સ્કંધ–એટલે ભાગવત્‌ના બાર સ્કંધો પૈકીના પંચમ અને દશમ એ બે સ્કધો. સ્કંધ એટલે કે શાખાઓ. આથી એમ જણાવ્યું છે કે શ્રીમદ્ ભાગવત્ એક કલ્પવૃક્ષ છે, અને બાર સ્કંધો એ એની શાખાઓ છે. તેમાં કૃષ્ણનું માહાત્મ કહેલું છે. માહાત્મ્ય એટલે જેનો આત્મા મહાન્ હોય તેવા મહાત્માનો જે ભાવ તે માહાત્મ્ય. અક્ષર, કાળ, માયા આદિના નિયામક હોવાથી તથા સ્વતંત્રપણાથી તેમજ સકળ ઐશ્વર્ય હોવાને લીધે તથા સર્વોત્કૃષ્ઠ પુરૂષોત્તમપણાથી અને સર્વેને ઉપાસના કરવા યોગ્ય હોવાથી તેમજ સંસારનાં સર્વે કર્મનાં બંધનોથી મુકાવવાના સામર્થ્યના લક્ષણુ વાળો જેનો મહિમા છે એવા કૃષ્ણના માહાત્મ્યના જ્ઞાનને અર્થે, ઉપર જણાવેલા બે સ્કંધો બીજા બધાય ગ્રંથો કરતાં વિશેષપણે કરીને માનવા. એટલે કે બીજાં બધાં શાસ્ત્રોથી મુખ્યપણે ગણવાં. મતલબ કે દશમ સ્કંધ અને પંચમ સ્કંધમાંથી અનાયાસેજ એ જ્ઞાનની સિદ્ધિ થાય છે એમ કહેવાનું તાત્પર્ય છે. તેમાં દશમ સ્કંધમાં વૃંદાવન આદિમાં કૃપાવડે કરીને સ્થાવર તથા જંગમ જીવોનો ઉદ્ધાર કર્યો એ વગેરેથી ભગવાનનું જે કર્મ બંધનથી મુક્ત કરવાનું સામર્થ્ય તે વગેરે માહાત્મ્ય, સ્કંધમાં મધ્ય ભાગમાં ગુરૂના પુત્રને લાવવાને લગતા અધ્યાયમાં બતાવેલું છે. દશમ સ્કંધના પીસ્તાલીશમા અધ્યાયમાં ભગવાન્ કૃષ્ણે યમ પ્રતિ કહ્યું છે કે મારા ગુરૂના પુત્રને, તેના કર્મ સંબંધને લીધે અહીં લાવવામાં આવ્યો છે, તેને, હે મહારાજ! મારા શાસનને માનીને મને આપો એ વગેરેથી કૃષ્ણનું માહાત્મ સ્પષ્ટ કહેલું છે. પંચમ સ્કંધમાં પણ ભગવાનની જ અનેક રૂપથી ઉપાસના સ્પષ્ટ કહેલી છે. તેમાં શ્રી કૃષ્ણનું નામ નહીં દેવાયાથી, બીજા દેવતાઓની ઉપાસના કહી છે એવી શંકા કરવી નહીં. કારણ કે પંચમ સ્કંધના ૧૨ મા અધ્યાયમાં જડભરથે રહૂગણ રાજા પ્રત્યે કહેલું છે કે "હે વીર! આ મૃગના દેહમાં પણ શ્રી કૃષ્ણના પૂજનથી ઉત્પન્ન થયેલી એવી જે એ સ્મૃતિ તે હજુ પણ મને છુટતી નથી." એ વગેરે વાક્યોથી શ્રી કૃષ્ણ એજ હિરણ્યમય

પુરૂષ હતા એમ કહેવાની ઇચ્છા હતી એથી પણ પંચમ સ્કંધમાં જુદા જુદા સ્વરૂપેથી શ્રી કૃષ્ણની જ ઉપાસના કહી છે.

**दशमः पंचमः स्कंधौ याज्ञवल्कय च स्मृतिः**
**भक्तिशास्त्रं योगशास्त्रं धर्मशास्त्रं क्रमेण मे ॥ ९९ ॥**

દશમ અને પંચમ સ્કંધ એટલે કે શ્રીમદ્ ભાગવતના એ બે સ્કંધો તથા યાજ્ઞવલ્કયની સ્મૃતિ એ ત્રણ શાસ્ત્રો અનુક્રમથી ભક્તિશાસ્ત્ર, યોગશાસ્ત્ર અને ધર્મશાસ્ત્ર એમ મેં માનેલા છે. દશમસ્કંધ એ મેં ભક્તિશાસ્ત્ર માન્યું છે. પંચમ સ્કંધ એને મેં યોગશાસ્ત્ર માન્યું છે અને યાજ્ઞવલ્કય સ્મૃતિને મેં ધર્મશાસ્ત્ર માની છે. તમારે ( માનવાં ) એમ કર્ત્તા અધ્યાહાર છે એટલે જ્યાં જ્યાં એ પ્રમાણે અધ્યાહાર હોય ત્યાં ત્યાં તે જાણી લેવો. એમાં યાજ્ઞવલ્કય સ્મૃતિ એ ધર્મશાસ્ત્ર ગણાય છે કેમકે આચાર, વ્યવહાર, પ્રાયશ્ચિત, વ્રત, કાળ, અને કર્મવિપાક એ છ લક્ષણો વાળાને ધર્મ કહેલો છે એવું સ્મૃતિમાં પણ પ્રસિદ્ધ છે. હવે દશમ સ્કંધને ભક્તિશાસ્ત્ર શ્યાથી કહે છે ? તેનો ઉત્તર આપે છે કે ભક્તના આશ્રય રૂપ જે શ્રી કૃષ્ણ તેનું જ દરેક સ્કંધમાં વર્ણન આવે છે તેથી. વળી દશમ સ્કંધના બત્રીશમા અધ્યાયમાં ગોપીઓ પ્રત્યે ભગવાને કહ્યું છે કે જેનાં સમગ્ર પાપ નાશ પામેલાં છે એવાં તમારાં સુકૃતનો, મારી ગમે તેટલી આવરદા સતાં પણ હું પાર પામી શકતો નથી. તમે કે જેણે મને ભજીને, કઠીણ એવી ઘરરૂપી બેડીઓને તોડી છે તે તમે હવે ઘેર જાઓ, એમ ભગવાને કહેલો જે ગોપીકૃત અતિશય પ્રેમ તે રૂપ ફળ ભક્તિનો એ દશમ સ્કંધમાં વિસ્તાર તથા નિરૂપણ છે. જો એમ શંકા લેવામાં આવે કે ગોપીઓને પુરૂષોત્તમના સ્વરૂપનું જ્ઞાન નહોતું તો તેવા જ્ઞાન વિના તેમનામાં ભક્તિ શી રીતે થાય ? તો તેના જવાબમાં કહેવામાં આવે છે કે જ્ઞાન વિના પણ ભક્તિની સ્વતંત્ર પ્રવૃત્તિ પણ થાય છે એમ જાણો. એકાદશ સ્કંધના અગીઆરમા અધ્યાયમાં ઉદ્ધવજીએ ભગવાન્ પ્રત્યે કહેલું છે કે " હું કોણ છું, કેવા છું અથવા કોના જેવો છું, એનું જ્ઞાન મેળવીને અથવા તો તે જાણ્યા વિના જ મને અનન્ય ભાવથી ભજે છે તે મારા પરમભક્ત માનેલા છે. વળી એકાદશ સ્કંધના ૨૦ મા અધ્યાયમાં ઉદ્ધવજી પ્રત્યે ભગવાને કહ્યું છે કે " તે હેતુ માટે મારી ભક્તિવાળો, યોગી અને મને જ પોતાનો આત્મા માનનારો એવો મારો ભક્ત તેને વૈરાગ્ય કે જ્ઞાનની જરૂર નથી, તેનું તો મુખ્યત્વે કરીને કલ્યાણ જ થાય છે એમ ભગવાનનું પણ

વાક્ય છે. વળી દશમ સ્કંધના ચૌદમા અધ્યાયમાં ભગવન્ પ્રત્યે બ્રહ્માનું વાક્ય છે કે જ્ઞાનમાં પ્રયાસ થાય છે પણ ભક્તિથી મોક્ષ થાય છે એ વગેરે બ્રહ્માના વાક્યથી પણ એ જ અર્થનો નિર્ણય કર્યો છે. દશમ સ્કંધના ૨૯ મા અધ્યાયમાં પરીક્ષિતનું વાક્ય છે કે હે મુનિ! ગોપીઓએ તો કૃષ્ણને પોતાના પતિ જાણ્યા હતા પણ પરબ્રહ્મ જાણ્યા નહોતા; એ જે ગુણોની બુદ્ધિવાળી એવી તેમને માયાના ગુણોથી વિરક્તિ કેવી રીતે થાય? એ પ્રશ્નના ઉત્તરમાં શુકદેવજી કહે છે કે "હે રાજન્! ભગવાનનું એ વ્યક્તિત્વ (મનુષ્યજન્મ) તે મનુષ્યોના કલ્યાણને અર્થે છે; એ ભગવાન્ કેવા છે તો જેમનો નાશ નથી, જેમનું માપ થાય તેવું નથી, જેમનામાં કોઈ માયાના ગુણો નથી અને જે, ગુણોના તો આત્મા જેવા છે. વળી એ જ અધ્યાયમાં કહે છે કે જે પુરૂષ, કામથી, ક્રોધથી, ભયથી, સ્નેહથી કે મિત્રતાથી હમેશ હરિને વિષે એકતા કરે છે તે તે હરિમાં તન્મયતા પામે છે. વળી ભગવાનમાં જે અતિશય સ્નેહ તે ભક્તિ એ વિષે હવે પછી કહેવાશે. ભગવાન્ વ્રજમાં, મથુરામાં, દ્વારિકામાં અને હસ્તિનાપુરમાં એમ ચાર સ્થાને જ મુખ્યત્વે કરીને રહેલા છે. એટલે તે તે સ્થાનમાં ત્યાંનાં સ્રીપુરૂષોનો તેમને વિષે અધિક સ્નેહ એમાં કહેલો છે વ્રજવાસિઓના સ્નેહ માટે દશમ સ્કંધના છવીસમા અધ્યાયમાં ગોપ લોકોએ કહ્યું છે કે "હે નંદ! અમે સર્વે વ્રજવાસીઓનો આને વિષે, છૂટી ન શકે તેવો સ્નેહ છે; અને એ જ પ્રમાણે એ તમારા પુત્રનો અમારે વિષે પણ સ્નેહ છે એમ કહેલું છે. મથુરાવાસીઓના સ્નેહ માટે પણ દશમ સ્કંધના પીસ્તાલીસમા અધ્યાયમાં શુકજીએ કહેલું છે કે જેમ કોઇનું ધન નાશ પામી ગયું હોય અને તે તેને પાછું મળી આવે તેની પેઠે ઘણા દિવસ નહીં જોયા પછી કૃષ્ણ અને બળદેવને જોઇને સર્વે પ્રજા આનંદ પામી ગઇ. હવે દ્વારિકાવાસીઓના સ્નેહ માટે દશમ સ્કંધના નેવુમા અધ્યાયમાં શુકજીએ કહ્યું છે કે યાદવોએ શ્રી કૃષ્ણમાં ચિત્ત હોવા છતાં અને તેમની સાથે સુતાં, બેસતાં, હાલતાં, વાત કરતાં, રમતાં, સ્નાનાદિક ક્રિયામાં પણ એ મહાત્મા અને સંત પુરૂષને ઓળખ્યા નહીં. હસ્તિનાપુરના લોકોના અને પાંડવોના સ્નેહ વિષે બોલતાં જણાવ્યું છે કે પાંડવો, એ મુકુંદ અને અખીલ બ્રહ્માંડના ઇશ્વર તેને આવતા જોઇને એ વીર પુરૂષો બધાય સાથે ઉઠયા. કેની પેઠે તો જેમ મુખ્ય પ્રાણ આવે અને શરીર ઉભું થાય તેની પેઠે એમ કહેલું છે. વળી નારદે પણ કહ્યું છે કે પાંડવોની ભક્તિ સ્નેહવાળી હતી. સપ્તમ સ્કંધના

પહેલા અધ્યાયમાં નારદજીએ યુધિષ્ઠિર પ્રત્યે કહેલું છે કે ગોપીઓ કામથી, કંસ ભયથી, શિશુપાળ આદિ રાજાઓ દ્વેષથી, વૃષ્ણિઓ જે યાદવો તે સંબંધથી, તમે સ્નેહથી અને અમે ભકિતથી પ્રભુના છીએ. તેથી જ ભગવાનનું અંતર્ધાન થવાની લીલાનું તેમનું શ્રવણ, ક્ષણ માત્ર રાજ્ય વગેરેનો ત્યાગ તથા વનવાસ એનું વર્ણન કરેલું છે. એ પ્રમાણે ચાર સ્થાનમાં રહેલા ભગવાનને વિષે તે તે સ્થાનને વિષે રહેલાઓના અતિશય સ્નેહનું આ સ્કંધમાં વિસ્તારથી નિરૂપણ કહેલું છે તેથી તેને ભકિતશાસ્ત્ર કહેલું છે એમ ટુંકામાં સમજવું. હવે પંચમ સ્કંધને યોગશાસ્ત્ર કહ્યો તે શાથી તેનો ખુલાસો કરે છે કે તેમાં યોગશાસ્ત્રને ખુલ્લી રીતે કહેલું છે. તે આ પ્રમાણે. યોગશાસ્ત્રના આદિ આચાર્ય હિરણ્યગર્ભ તેમણે, ભગવાનને વિષે ચિત્તની વૃત્તિ ।। નિરોધ કરવો એ લક્ષણવાળો હોય તે યોગ કહેવાય એમ તેમણે પોતાનો સિદ્ધાંત જણાવેલો છે. તે પણ આ પંચમ સ્કંધમાં સ્પષ્ટતાથી જણાવેલો છે. પંચમ સ્કંધના ઓગણત્રીશમા અધ્યાયમાં નરનારાયણ પ્રત્યે શ્રી નારદજીએ કહેલું છે કે યોગેશ્વર એવા ભગવાનનું આ યોગનૈપુણ્ય હિરણ્યગર્ભે એવા ભગવાને જ જાગૃત કર્યું; જે ઐશ્વર્યને પામીને, દુઃખથી પણ ન પમાય એવા દેહવાળો પુરૂષ ભકિતવડે કરીને નિર્ગુણ એવા તમારે વિષે મનને ધારણ કરે છે. અહીં અંતકાલ આવો શબ્દ છે તેથી પૂર્વનો અભ્યાસ હોવો જોઇએ એવી સૂચના છે; નહીં તો સાંસારિક વિષયમાં આસકત થયેલા પુરૂષનું મન તે વખતે ભગવાનમાં રહેવાનો સંભવ નથી. પ્રલ્હાદજીએ કહેલું છે કે જેઓનું મન વિષયોમાં પ્રવેશ પામેલું છે તેમનું ચિત્ત વિષ્ણુ એવા ભગવાનમાં પેસવું અતિદુર્લભ છે ભાગવતના સાતમા સ્કંધના છઠ્ઠા અધ્યાયમાં પ્રલ્હાદજીએ જણાવેલું છે કે કુટુમ્બમાં આસક્ત થયેલો અને પોતાની ઇંદ્રિયોને જેણે જીતી નથી એવો કયો પુરૂષ સ્નેહના બંધનના દૃઢ પાશને તોડવાને સમર્થ છે? વળી એજ અધ્યાયમાં કહ્યું છે કે પ્રાણ આપીને પણ જે ધનની તૃષ્ણાની ઇચ્છા કરવામાં આવે છે અને જે તૃષ્ણાને ચોરો રાજાના નોકરો તથા વેપારીઓ પોતાના પ્રિય પ્રાણના ભોગે ખરીદે છે એવી તે તૃષ્ણાને કોણ છોડી શકે તેવી છે? વળી કહ્યું છે કે પ્રિય એવી તથા દયાની પાત્ર એવી સ્ત્રીના ગુપ્ત સંગને, તથા હિતનાં અને બોધનાં વચનો કહી વાત કરવાને, મિત્રોના સ્નેહને, કાલાકાલા શબ્દોને બોલનાર એવાં બાળકોના સ્નેહને, યાદ કરતા પુત્રોને, પોતાને ઘેર રહેલી એવી પુત્રીને, ભાઇઓને, બ્હેનોને, અને ગરીબ એવાં માબાપોને,

સુંદર છાપરાંઓવાળાં મકાનોને, કુટુમ્બના ધંધાને તથા પશુ અને ચાકર વર્ગને–એ બધાંને રેશમના કીડાની પેઠે કર્મને જ ઇચ્છતો અને લોભથી તૃપ્ત નહીં થયેલો એવો કયો પુરૂષ ત્યાગ કરે? ઉપસ્થ જે શિશ્નુ ઇંદ્રિ તેના અને જીવ્હા જે જીભ તેના રસમાં અતિશય ગરકાવ થયેલો અને જેનો મોહ કષ્ટથી જ નાશ પામે એવો છે તેને કેવી રીતે ત્યાગી શકાય? તેથી શ્રી ભગવદ્ ગીતા રૂપી ઉપનિષદ્‌માં કહેલું છે કે જે બીજે ક્યાંઇ ચિત્ત ન રાખતો હમેશાં અને અખંડ મારૂં જ સ્મરણ કરે છે એવા અને નિત્યે યોગનેજ ઇચ્છનારા એવા એ યોગીને, હે અર્જુન! હું સહજે પ્રાપ્ત થઉ છું. દરરોજ અભ્યાસ કરનારાઓને જ, અંતકાળે પ્રાણ જતી વખતે જે મહાન્ કષ્ટ થાય છે તે થતું નથી અને ભગવાનના નામનું સ્મરણ રહે છે એમ કહેલું છે. ભાગવત્‌ના પ્રથમ સ્કંધના અઢારમા અધ્યાયમાં શૌનક પ્રત્યે સુતપુરાણીએ કહેલું છે કે ભગવાન્ કથારૂપ અમૃતને પીનારાઓને અને ભગવાન્‌ના ચરણ કમળનું સ્મરણ કરનારને અંતકાળે પણ સંભ્રમ થતો નથી. આ પ્રમાણે હવે બહુ વિસ્તારની જરૂર નથી. હવે હિરણ્યગર્ભ ભગવાન્, યોગ શાસ્ત્રના આદિ આચાર્ય હતા તે વાત ભારતના મોક્ષ ધર્મના નરનારાયણીયાખ્યાનમાં કહેલી છે. સાંખ્યના કહેનારા મહાન્ રૂષિ કપિલજી કહેલા છે અને યોગના કહેનારા હિરણ્યગર્ભ પુરાતન છે બીજા નથી. ભગવાન્ પતંજલીએ યોગના સ્વરૂપનાં સૂત્રો કર્યા. યોગ એટલે ચિત્તવૃત્તિનો નિરોધ કરવો તે. અને તે આ સ્કંધમાં, યોગવાળાઓનાં ચરિત્રો કહેલાં છે અને તેનું વારંવાર પ્રતિપાદન કરેલું છે તેથી એ સ્કંધને યોગશાસ્ત્ર કહ્યું છે. વળી તેજ પ્રમાણે પ્રથમ પ્રિયવ્રતના ચરિત્રનું નિરૂપણ કરતાં પણ પંચમ સ્કંધના પહેલા અધ્યાયમાં શુકજીએ કહેલું છે કે જરાપણ વ્યવધાન રહિત એવા સમાધિ યોગથી પોતાની સઘળી કરવાની ક્રિયાઓના સમૂહને ભગવાન્ વાસુદેવમાંજ અર્પણ કરનારા, એવું પ્રિયવ્રત રાજાને વિશેષણ લગાડેલું છે. તેજ પ્રમાણે પ્રકાશમાન દિવ્ય રથમાં બેસીને જવું એ વગેરે જે યોગીનું ઐશ્વર્ય તે પણ કહેલું છે. તે પછી યોગનાં આઠ અંગ સાધનારને પણ સ્વર્ગના સુખની ઇચ્છાથી ભગવાન્ વિના બીજા દેવતાઓની ઉપાસના હોય તો હલકા ફળની પ્રાપ્તિ થાય છે એમ બતાવવાને તેના પુત્ર અગ્નીધ્રનું તે પ્રકારનું ચરિત્ર કહેલું છે. તેમાં તેનુ યોગિત્વ સૂચવવા માટે એ નરદેવકુમાર એટલે રાજપુત્રને સમાધિયોગથી નથી મીંચાયાં નેત્રો જેનાં એવો ને જોવા માત્રથી બે કમ-

જાને ઉઘાડી દેતો એવું વિશેષણ મુકેલું છે. તે પછી તેના પુત્ર નાભિનું ચરિત્ર આપેલું છે કે સમાધિયોગથી નરનારાયણ એવા નામના ભગવાનની ઉપાસના કરીને ઘણા કાળે તેમના મહિમાને જાણતો હવો એમ તે નાભિ રાજાનું વિશેષણ છે. તે પછી તેના પુત્ર રૂપે અવતરેલા ભગવાન્ ઋષભ દેવ પણ મનુષ્ય રૂપી આ શરીરને ધરીને યોગ આચરતા હવા એમ પણ છે. એથી ભાગવતના પ્રથમ સ્કંધના પાંચમા અધ્યાયમાં શુકજીએ કહેલું છે કે "એ પ્રમાણે નાના પ્રકારના યોગની ચર્યાને આચરતા અને કૈવલ્યના પતિ જે ભગવાન્ ઋષભદેવ. તે પછી તેના પુત્ર ભગવાન્ ભરતની યોગસ્થિતિ ભાગવતના પંચમ સ્કંધના ચોથા અધ્યાયમાં શુકજીએ કહેલી છે કે જેના મોટા પુત્ર મહાયોગી એવા અને શ્રેષ્ઠ ગુણવાન્ ભરત એ પ્રકારે હોતા હવા, એવું વિશેષણ મુકેલું છે. રહૂગણ રાજાએ પણ યોગેશ્વર ઇત્યાદિ પદથી સંબોધેલા છે. શુકજીએ કહેલું છે કે બહુ યોગના ગ્રંથોને સંગત અને તારી હૃદયગ્રંથીને છોડવનાર એ બ્રાહ્મણ શ્રેષ્ઠના વચનને સાંભળીને એમ તેમના વચનને માટે વિશેષણ મુકેલું છે તથા પ્રત્યેક ખંડને વિષે શ્રી શંકર આદિને પણ ભગવાન્ સંકર્ષણ આદિ રૂપમાં ચિત્તની વૃત્તિનો નિરોધ કરવાના લક્ષણવાળાનેજ યોગ કહેલો છે. પંચમ સ્કંધના સત્તરમા અધ્યાયમાં શિવને માટે કહેલું છે કે આત્મસમાધિ રૂપથી ભગવાનનું સમીપપણું પ્રાપ્ત કરીને; અઢારમા અધ્યાયમાં કહેલું છે કે મહાન્ સમાધિ વડે પ્રાપ્ત કરીને, વ્યવધાન રહિત એવા અનન્ય ભક્તિયોગથી તથા એજ અધ્યાયમાં કેતુમાલ અને લક્ષ્મી વચ્ચેના વાદમાં કહ્યુ છે કે મહાન્ સમાધિયોગથી; તેજ અધ્યાયમાં પૃથ્વીએ અંકુર પ્રત્યે કહેલું છે કે સ્ખલિત ન થાય એવા ભક્તિયોગથી—એ વગેરે વાકયોથી યોગ એટલે ચિત્તની વૃત્તિનો નિરોધ એમ જ કહેલું છે. તે પછી વિશ્વના વર્ણનમાં પણ યોગનો મહિમા બતાવવા માટે જ બીજી રીતેથી કહેલું છે. બીજા કેટલાકોએ જ્યોતિ રૂપને હમેશાં શિશુમાર ચક્રવડ કરીને ભગવાન વાસુદેવની યોગ ધારણામાં રહેલો કહે છે તથા તે પછી નીચેના લોકના વર્ણનમાં પણ યોગાચાર્ય એવા પતંજલિ ભગવાને પોતાનું પૂર્વ રૂપ જે શેષ નાગ તે વડે યોગસ્થિતિ કહેલી એમ પણ કહ્યું છે. તેમજ તેનું યોગેશ્વરપણું પણ ભાગવતના તૃતીય સ્કંધના અઠ્ઠાવીશમા અધ્યાયમાં વિદુરજી પ્રત્યે મૈત્રેય ઋષિએ કહેલું છે કે પોતાનો જ છે આશ્રય જેને એવા અને અનેક જનોને માન્ય છે તેવા અને જેનો, લોકો વાસુદેવ એવા નામથી ઉત્કર્ષ

કરે છે અને સનત્કુમાર વગેરેના અભ્યુદય માટે કૃપાથી ભરેલાં અને સહેજ ઉઘડેલાં નેત્રોથી જોતા એવા; એમ ભાગવતના તૃતીય સ્કંધમાં કહેલું છે તે જાણી લેવું. મયદાનવ, બલિરાજા, પ્રહ્લાદ વગેરેના યોગીપણાનો ઉલ્લેખ પણ બીજાં વાક્યોથી જાણી લેવો. પણ બીજે તે પ્રસંગવશાત્ કહેલું છે એમ સમજવું. એ પંચમ સ્કંધને યોગ શાસ્ત્ર તરીકે જાણવા માટેજ યોગીઓના ઇંદ્ર એવા શુકજીએ પણ યોગશાસ્ત્રના પહેલા સૂત્રમાં "અથ" શબ્દ વિનાજ સ્કંધના મધ્યભાગમાં જ **यदिदंयोगानुशासनम्** એ પ્રમાણે ગદ્યમાં લખેલું છે તેથી "દેહલી દીપક ન્યાય" થી સ્કંધના પૂર્વ અને ઉત્તર બન્ને ભાગને યોગશાસ્ત્ર તરીકે સૂચવ્યા છે. વળી દશમ સ્કંધ ભક્તિ શાસ્ત્ર તરીકે અને પંચમ સ્કંધ યોગશાસ્ત્ર તરીકે પ્રસિદ્ધ નથી એવી આશંકા લાવીને જ શ્લોકમાં કહેલું છે કે આવો મારો મત છે. જેને માટે પ્રમાણ આપેલું હોય તેમાં સંપ્રદાયની અપેક્ષા નથી. એવો ભાવ છે. આમાં ત્રણે વિધિવાક્યો છે. ૯૯.

**शारीरकाणां भगवद्गीतायाश्चवगम्यताम् ।**

**रामानुजाचार्यकृतं भाष्यमाध्यात्मिकं मम ॥ १००**

શારીરકાણાં એટલે શારીરક નામનાં વ્યાસ સૂત્રોનાં તથા ભગવદ્-ગીતાનાં જે ભાષ્ય રામાનુજાચાર્યે એટલે શ્રી લક્ષ્મણાચાર્યે રચેલાં જે ભાષ્ય એટલે કે શ્રી ભાષ્ય, મહા ભાષ્ય આદિ સંજ્ઞાવાળા શારીરક સૂત્રનું વ્યાખ્યાન અને શ્રી ભગવદ્ગીતાનું વ્યાખ્યાન. ભાષ્યનું લક્ષણ આ પ્રમાણે છે. જેમાં સૂત્રને અનુસરીને વાક્ય વડે કરીને સૂત્રના અર્થો કર્યા હોય તથા પોતાના પદનું વર્ણન કર્યું હોય તેને ભાષ્ય જાણનારા પુરૂષો ભાષ્ય કહે છે. એ બે ભાષ્યોને મેં આધ્યાત્મિક શાસ્ત્ર માનેલાં છે એમ તમે સર્વે મારા અનુયાયિઓએ જાણવું. આમાં પોતાને જે ભગવાનનું સાકારપણું માન્ય છે તેનું વિસ્તારથી પ્રતિપાદન કરેલું હોવાથી આ અમારૂં અધ્યાત્મ શાસ્ત્ર છે એટલે તમારે તે ભણવાં અને સાંભળવાં એવો પણ ભાવ છે. રામાનુજાચાર્ય કૃત એવું જે વિશેષણ મુકેલું છે તેથી બીજાનાં ભાષ્ય પરત્વે અરૂચિ જણાવેલી છે એમ જાણવું. આમાં બે વિધિ વાક્યો છે ૧૦૦

**यत्रेषु यानि वाक्यानि श्रीकृष्णस्य वृषस्य च**

**अत्युत्कर्षपराणिस्युस्तथा भक्तिविरागयोः १०१**

પોતે કહેલાં સચ્છાસ્ત્રનું તાત્પર્ય બરાબર જાણવામાં કેવી વિશિષ્ટતા રહેલી છે તે બે શ્લોકથી કહે છે. એ જે શાસ્ત્રો કહ્યાં તેમાં પણ જે વચનોનું તાત્પર્ય શ્રી કૃષ્ણનો—એટલે કે શ્રી કૃષ્ણને ત્રિગુણાતીત, દિવ્ય વિગ્રહ, આદી ગુણેવાળા વર્ણવેલા હોય તેવાં વાક્યોના મૂળમાં ભક્તિ રહેલી હોવાથી તે વાક્યો તથા જે વાક્યો ધર્મનું વિશેષ પ્રતિપાદન કરતાં હોય તે, તેમજ જેમાં ભક્તિ અને વૈરાગ્યનું અતિ પ્રતિપાદન હોય તેવાં વાક્યોને વિશેષપણે માનવાં. ભક્તિ એટલે ભગવાન્‌માં જે પ્રેમ હોય તે. એવાં વાક્યો—બીજાં જે અસુરને મોહ પમાડવા વગેરે કાર્યને લીધે શ્રી કૃષ્ણનો અપકર્ષ કહેનારાં હોય તેવાં વાક્યોથી વધારે પ્રમાણવાળા ગણવાં. પ્રમાણનું લક્ષણ ન્યાયશાસ્ત્રમાં કહેલું છે. યથાર્થ જ્ઞાનને પ્રમા કહે છે અને જે વડે તેવી પ્રમા—બુદ્ધિ ઉત્પન્ન થાય તે પ્રમાણ કહેવાય. કરણ એટલે અસાધારણ કારણ. જે વડે કરીને સિદ્ધાંત અર્થનું માપ થાય તેને પ્રમાણ કહે છે. સિદ્ધાંત અર્થના જ્ઞાનના હેતુ ભૂત વાક્યો એમ સમજવું. જ્યાં શ્લોકમાં **प्रमाणानि** ને બદલે **प्रधानानि** એવો પાઠાંતર હોય ત્યાં પ્રધાનપણે કરીને એ વાક્યો માનવાં એમ સમજવું તથા તેવા પાઠથી, તેમાં અવાં-તર વાક્યો માની બહુપણું સમજવુ. પ્રધાન શબ્દનો અર્થ મુખ્ય હોય ત્યારે તે નપુંસકે એકવચનમાં વપરાય છે. પ્રધાન શબ્દ મહામાત્ર, પ્રકૃતિ, પરમાત્મા અને પ્રજ્ઞામાં પણ વપરાય છે. નપુંસક લિંગમાં તે એકવચ-નમાં ઉત્તમ અર્થમાં સદા વપરાય છે. બીજાં વાક્યોનો નિર્ણય સિદ્ધાંત વાક્યો વડે જ કરવો. જેમ કે કંસ, જરાસંધ, કાલયવન તથા સાલ્વ આદિ રાજાઓના ભયથી ભગવાન્ નાઠા એવા વર્ણનમાં ભગવાનનો અપકર્ષ થયો હોય એવો ભાસ છે. દશમ સ્કંધના ૭૭મા અધ્યાયમાં શુકજીએ કહેલુ છે કે હે રાજન્! કેટલાક ઉપાસક એવા ઋષિયો પણ પરમાત્માને મોહ થયો એમ બોલે છે તેમને પોતાની વાણીમાં વિરોધ આવે છે અને તે ઇશ્વરનું સ્મરણ નિશ્ચે કરતા જ નથી.

અજ્ઞાનમાંથી ઉત્પન્ન થરેલાં એવાં શોક, મોહ, અને સ્નેહ અથવા ભય તે ક્યાં અને અખંડિત વિજ્ઞાન જ્ઞાનરૂપી છે ઐશ્વર્ય જેનું એવા એ અખંડિત તે ક્યાં ? એમ સિદ્ધાંત વાક્યોને અનુસરીને નિર્ણય કરવો. પ્રથમ સ્કંધના પંદરમા અધ્યાયમાં શૌનકપ્રત્ય સૂત પુરાણીએ કહેલું છે કે પ્રભાસ પાટણની લીલા કરતાં જેણે પૃથ્વીનો ભાર ઉતાર્યો અને શરીરનો ત્યાગ કર્યો, એ વગેરે વાક્યોમાંથી પણ જે દેહત્યાગ કર્યાનું કહેલું છે તેથી

બીજા જે ગુણોવાળા દેવ તેના તુલ્યપણું આવે છે પણ નિત્ય અને દિવ્ય-વિગ્રહપણું આવવું નથી એવો એ વાકયોનો અર્થ જણાય છે પરન્તુ એ અર્થ મુખ્યપણે માનવાનો નથી. પણ એકાદશ સ્કંધના ૩૧ મા અધ્યાયમાં કહેલું છે કે યમરાજા ગુરૂના પુત્રને યમલોકમાં લઇ ગયેલા તેને જે પાછા લાવ્યા તથા બ્રહ્માસ્ત્રથી દગ્ધ થયેલા તારૂં રક્ષણ કર્યું અને જેણે કાળના પણ કાળ એવા મહાદેવ તેને જીત્યા જેણે પારધીને સ્વદેહે સ્વર્ગ-માં મોકલી દીધો તેને પોતાના રક્ષણમાં શું ભારે છે? એ વગેરે સિદ્ધાંત વાકયોથી ભગવાનની અંતરધ્યાન લીલા જ જણાવેલી છે પરન્તુ દેહત્યાગ નથી કહેલો. પરમાત્માને જન્મ મરણ લેવાં તે માયાના ખેલ છે એમ જાણુ. જેમ નટ હોય તે એક વેષ બદલીને બીજો વેષ ધારણ કરે છે પણ પોતાનો દેહ બદલતો નથી તે પ્રમાણે મુખ્ય અર્થ લેવાનો છે. નટનું દ્દષ્ટાંત શ્રી ગોસ્વામીએ વિદ્વન્મંડન ગ્રંથમાં સારી રીતે દર્શાવેલું છે. તેજ પ્રકારે જેમ ઇંદ્રજાળ વિદ્યામાં નટ સ્વર્ગમાં જાય છે, ત્યાં યુદ્ધ કરે છે, યુદ્ધથી મરણ થાય છે, પછી ત્યાંથી પડે છે અને તેનું શબ લઇ તેની સ્ત્રી સતી થાય છે એવો પ્રથમ અનુભવ થયા છતાં પણ પાછળથી તે જ્યારે આવીને પ્રત્યક્ષ પ્રમાણથી સિદ્ધ થાય છે ત્યારે એ બધી માયા હતી એવો નિશ્ચય થાય છે તેની પેઠે ભગવાનનું પણ જાણવું. એકાદશ સ્કંધનામાં ૩૧ મા અધ્યાયમાં શુકજી કહે છે કે ( એકાદશ સ્કંધના અંતમાં ) હરિએ ત્યજી દીધેલી એવી દ્વારિકાને, ભગવાનનું નિવાસસ્થાન મુકી, સમુદ્રે ક્ષણમાં જ બોળી દીધી; અને સ્મૃતિ માત્રથી જ સર્વે અશુભને હરનાર અને સર્વે મંગળના પણ મંગળ રૂપ એવા ભગવાન્ ત્યાં નિરંતર રહેતા હવા. વળી એ-એકાદશ સ્કંધના ૩૧ મા અધ્યાયમાં લોકના આશ્રયરૂપ એવા પોતાના શરી-રવાળા એમ પણ શ્રીધરસ્વામીએ વ્યાખ્યાનમાં કરેલું છે. ઉપાસકોને હમણાં પણ તદ્રૂપનો સાક્ષાત્કાર તથા ફળપ્રાપ્તિ થાય છે. વળી એથી પણ ભગવાનને જે દેહત્યાગ કરવાનું કહેવાય છે તે બરાબર ઘટતું નથી. વળી દશમ સ્કંધના ૧૮ મા અધ્યાયમાં કહેલું છે કે એ પ્રકારે પરાજિત થયેલા એવા શ્રીકૃષ્ણભગવાને શ્રીદામાને વહન કર્યા એ આદિ જે મનુષ્યની લીલાનું અનુકરણ કરનારાં વાકયોનું પણ સમજવું. દશમ સ્કંધના ૮૪ મા અધ્યાયમાં નારદજીએ કહેલું છે કે જેનો અનુભવ કાળથી, ઉત્પત્તિ–લય આદિથી અગર પોતાના કે પારકા થકી કે ગુણથી નાશ પામતો નથી. છઠ્ઠા સ્કંધના ૧૨ મા અધ્યાયમાં ઇંદ્રપ્રત્યે દેવોએ

કહ્યું છે કે યુદ્ધની ઇચ્છાવાળા આતતાયીને કોઇ ઠેકાણે જય તથા પરાજય થાય છે પણ પરમાત્માને નથી થતો.

ઉત્પત્તિ, લય અને સ્થિતિના ઇશ્વર સનાતન, સર્વજ્ઞ એવા આદિપુરૂષથી જ થાય છે બીજાથી નહીં એવા અખંડ ઈશ્વરના પ્રતિપાદક સિદ્ધાંત વાકયોથી જ નિર્ણય કરવો પણ સર્વ વાકયો સમાન માનવાં નહીં.

બ્રહ્મપુરાણમાં તેનો અર્થ સ્પષ્ટ કરેલો છે:—અજ્ઞાનીપણું, પરવશતા, વિધિ તથા ભેદ વગેરે, પ્રાકૃતદેહ ધારણ કરવો તથા તેનો ત્યાગ કરવો, તે બધું અસુરોને મોહ પમાડવા માટે જ છે પણ તેમાં વિષ્ણુનો દોષ ક્યારેય નથી. એજ પ્રકારે ધર્મનું પણ સમજવું. એકાદશ સ્કંધના ૧૨ મા અધ્યાયમાં ઉદ્ધવજી પ્રત્યે ભગવાને કહેલું છે કે હે ઉદ્ધવ ! તે હેતુ માટે કામ્ય કર્મોનું પ્રતિપાદન કરનારી એવી શ્રુતિઓનો તથા તેથી વિરૂદ્ધ વાદ કરનારી સ્મૃતિઓનો પણ ત્યાગ કરીને, એમ જે ધર્મનો અપકર્ષ જણાવનારાં વાકયોનો નિર્ણય—વર્ણાશ્રમવાળાઓને તો ધર્મ એજ આચારનું લક્ષણ છે તથા તે મારી ભક્તિવાળો ધર્મ જ કલ્યાણકર છે—એવાં સિદ્ધાંતના વાકયોથી કરવાનો છે. કારણકે ત્યાગનાં જે વચનો છે તે ભક્તિ રહીત હોય તો શુષ્કધર્મને કહેનારાં છે માટે નહીંતો એકાદશ સ્કંધના ૨૯ મા અધ્યાયમાં ભગવાને ઉદ્ધવજીને કહેલું છે કે હે ઉદ્ધવ ! તમે મારી આજ્ઞાથી બદરિકાશ્રમ નામના મારા આશ્રમમાં જાઓ અને ત્યાં જઇ મારા ચરણકમળથી પવિત્ર એવાં તીર્થના જળે કરી સ્નાન તથા સ્પર્શ કરી પવિત્ર થાઓ એ વગેરે વાકયોને ભાગવતનાં આગળ કહેવનારા ધર્મોની સાથે તેની સંગતિ બેસે નહીં. આ બાબત આગળ પણ વિસ્તારથી કહી છે. એ પ્રમાણે ભક્તિ પણ મુક્તિના હેતુરૂપ જ્ઞાનનું અંગ છે એમ બોધકરનારાં વાકયોનું પણ જાણવું. પ્રથમ સ્કંધના બીજા અધ્યાયમાં શૌનકપ્રતિ સૂતપુરાણીએ કહ્યું છે કે એ પ્રકારે ભગવદ્ ભક્તિના યોગથી પ્રસન્ન થયું છે મન જેનું. મુક્તના સંગથી ભગવાનના તત્ત્વનું જ્ઞાન થાય છે. ગીતાના અઢારમા અધ્યાયમાં જ કહ્યું છે કે ભક્તિવડે કરીને મને જાણે છે એ વગેરે વાકયોનું પણ એમ જ સમજવું એકાદશ સ્કંધના ૧૨ મા અધ્યાયમાં ભગવાને ઉદ્ધવજીને કહેલુ છે કે ગોપીઓ, ગાયો, પર્વતો, તથા મૃગો, મૂઢ બુદ્ધિવાળા નાગો તથા સિદ્ધો માત્ર ભક્તિથી જ અનાયાસે મને પામ્યા છે. વળી તેજ અધ્યાયમાં કહ્યું છે કે જેને યોગથી, સાંખ્યથી, દાનથી, વ્રતથી, તપથી કે યજ્ઞથી, નામ દેવાથી, અભ્યાસથી, કે સન્યાસથી પણ પ્રયત્ન કરવાછતાં પામી શકાતા નથી વગેરે સિદ્ધાંત

વાકયોથી અર્થ જાણવો. બ્રહ્મજ્ઞાન એ ભક્તિનું અંગ છે એવો તેમાં ભાવાર્થ છે. એકાદશ સ્કંધના ૧૯ મા અધ્યાયમાં ઉદ્ધવજી પ્રત્યે ભગવાને કહેલું છે કે વિજ્ઞાનને મેળવીને ભક્તિભાવ વડે કરીને મને ભજ, એમ ભગવાને પણ કહેલું છે. એજ પ્રકારે વૈરાગ્યનું પણ સમજવું. તૃતીય સ્કંધના ૧૪ મા અધ્યાયમાં ભગવાન્ કસ્યપે દિતિ પ્રત્યે કહેલું છે કે જેનો આશ્રય કરીને બીજા આશ્રમ વાળાઓથી ન જીતી શકાય તેવા ઇંદ્રિયોરૂપી શત્રુઓને જેમ એક કિલ્લાનો અધિપતિ દસ્યુ લોકોને જીતી લે તેમ અમે પણ સહજમાં જીતીએ છીએ. પંચમ સ્કંધના પહેલા અધ્યાયમાં પ્રિયવ્રત રાજા પ્રત્યે બ્રહ્માએ કહેલું છે કે જે છ શત્રુઓને જીતવાની ઇચ્છાવાળો ઘરમાં પેસીને ત્યાં રહ્યો પણ પહેલાં પ્રયત્ન કરે વગેરે જે અપકર્ષનાં વાકયો છે. તે તૃતીય સ્કંધના ૩૧ મા અધ્યાયમાં દેવહૂતિ પ્રત્યે ભગવાન્ કપિલજીએ પણ કહ્યું છે કે સ્ત્રીના સંગથી પુરૂષને તથા જેમ તેવા પુરૂષના સંગથી જેવો મોહ તથા બંધન થાય છે તેવો બીજા કોઇના પણ પ્રસંગથી થતો નથી. પ્રથમ સ્કંધના ૧૩ મા અધ્યાયમાં વિદુરજીએ ધૃતરાષ્ટ્ર પ્રત્યે કહેલુ છે કે જે પુરૂષ પોતાના અથવા બીજાના ઉપદેશથી વૈરાગ્યવાન્ અને આત્મવાન્ થઇ હૃદયમાં હરિને ધારણ કરીને ઘેરથી સન્યસ્ત લઇને નીકળે તે ઉત્તમ પુરૂષ છે. સપ્તમ સ્કંધના પાંચમા અધ્યાયમાં હિરણ્યકશિપુને પ્રલ્હાદજીએ કહેલું છે કે હે અસુરોમાં શ્રેષ્ઠ ! મનુષ્યો સર્વદા ઉદ્વેગના કારણરૂપ એવા સંસારને લીધે આત્મઘાત રૂપ એવા અંધારા કુવારૂપી ઘરમાં પડેલા છે તેને ત્યાગીને જે વનમાં જાય છે તેને હું સાધુ માનું છું. વળી નૃસિંહ ભગવાન પ્રત્યે પ્રલ્હાદજીએ કહેલું છે કે જન્મ મરણરૂપી ચક્રવાળા ઘરને મુકીને જે પુરૂષ નૃસિંહ ભગવાનના ચરણને ભજે છે તેને ભય કયાંથી થાય વગેરે સિદ્ધાંત વાકયોથી નિર્ણય જાણી લેવાનો છે. એમ આતો દિશૂ માત્ર લખ્યું છે.

એ પ્રમાણે ઉપર જણાવ્યાં તેટલાં શાસ્ત્રો સ્વધર્મ સાથે ભગવાનની ભક્તિનું પ્રતિપાદન કરનારાં છે એવો સિદ્ધાંત છે એમ કહે છે.

હવે ભક્તિ પણ ધર્મ સાથે કરવી એમ કહે છે. કૃષ્ણની ભક્તિ પણ જેવો પોતાનો અધિકાર હોય તે પ્રમાણે અને શાસ્ત્રમાં કહી હોય તેવી રીતે પોતપોતાના વર્ણાશ્રમ ધર્મ સાથે જ કરવી પણ ધર્મ મુકીને ન કરવી. કેમકે ધર્મથી ભક્તિનું પોષણ થાય છે, એવો ભાવ છે. શ્રીમદ્ ભાગવતમાં ધર્મ સાથે ભક્તિ કરવાનું બહુ રીતે કહેલું છે. તેજ પ્રકારે એકાદશ સ્કંધના દશમા અધ્યાયમાં ભગવાને ઉદ્ધવજી પ્રત્યે કહેલું છે કે મારા કહેલા સ્વ-

ધર્મમાં, રહીને મારો આશ્રય કરીને વર્ણાશ્રમના કુળાચારને નિષ્કામ થકો પાળે. ચતુર્થ સ્કંધના વીશમા અધ્યાયમાં ભગવાને પૃથુરાજા પ્રત્યે કહેલુ છે કે જે પુરૂષ ઉપવાસી થઇને શ્રદ્ધાએ સહિત નિત્ય પોતાનો ધર્મ પાળીને મને ભજે છે તેનું મન ધીમે ધીમે પ્રસન્ન થાય છે. તેમજ ભાગવતના ચોથા સ્કંધના ૨૪ મા અધ્યાયમાં પ્રચેત્તસ પ્રત્યે મહાદેવજીએ કહેલું છે કે હે રાજકુમારો ! સ્વર્ગમાં રહીને અને ભગવાનને બધા આશયો અર્પણ કરીને વિશુદ્ધ થઇ આનો જપ કરો, તમારૂં કલ્યાણ થશે. એકાદશ સ્કંધના ૧૮ મા અધ્યાયમાં ઉદ્ધવજીને ભગવાને કહેલું છે કે એ પ્રકારે જે પુરૂષ બીજા કયાંઇ મન નહીં રાખતાં સ્વધર્મમાં રહી મને જ ભજે છે વગેરે. એકાદશ સ્કંધના ૧૮ મા અધ્યાયમાં પણ ઉદ્ધવજીને કહ્યું છે કે જેમ સ્વધર્મ વાળો એવો ભક્ત પર એવા મને પામે છે તેમ.નવમ સ્કંધના ચોથા અધ્યાયમાં શુકજીએ પરીક્ષિત પ્રત્યે કહેલું છે કે તે રાજા ભક્તિયોગથી, તપથી યુક્ત થઇને, સ્વધર્મ વડે કરીને હરિને પ્રસન્ન કરી સર્વ સંગ માત્રને ધીમે ધીમે ત્યાગ કરતો હવો. તૃતીય સ્કંધના છઠ્ઠા અધ્યાયમાં વિદુરજી પ્રત્યે મૈત્રેય રૂષિયે કહેલું છે કે એ વર્ણો સ્વધર્મવડે કરીને પોતાના ગુરૂ એવા હરિને પૂજે છે. વળી ચોથા સ્કંધના તેરમા અધ્યાયમાં વિદુરજીએ મૈત્રેય પ્રત્યે કહેલું છે કે સ્વધર્મવાળા પુરૂષોએ જ યજ્ઞપુરૂષ એવા ભગવાનને પૂજ્યા છે તેમની ભક્તિમાન્ એવા નારદે સ્તુતિ કરી છે. ચતુર્થ સ્કંધના એકવીશમા અધ્યાયમાં પૃથુ રાજાએ પૃથ્વી પ્રત્યે કહ્યું છે કે અહો ! જે ગુરૂરૂપ હરિએ મારા ઉપર અનુગ્રહ કર્યો તેવા યજ્ઞભુક અને અધીશ્વરને આ પૃથ્વીને વિષે મારા અશ્રિતો સ્વધર્મના યોગથી પૂજે. તેમજ સપ્તમ સ્કંધના પંદરમા અધ્યાયમાં યુધિષ્ઠરને નારદજીએ કહેલું છે કે એ તથા બીજાં અને વેદમાં કહેલાં પોતાનાં કર્મો વડે વર્તનારાઓને ઘરમાં રહેવા સતાં પણ હે રાજન એ ભક્તિમાન્ પુરૂષનો મોક્ષ થાય છે. વગેરે એ પ્રકારે તેનું રહસ્ય છે એટલે તે સચ્છાસ્ત્રોનું રહસ્ય–તત્ત્વ સિદ્ધાંત છે. એ પ્રકારે તમે સઘળાએ જાણવું એમ અધ્યાહાર છે. આમાં ચાર વિધિ વાક્યો અને પેટા વાક્ય એક મળી પાંચ છે. ૧૦૧

**धर्मो ज्ञेयः सदाचारः श्रुतिस्मृत्युपपादितः**
**माहात्म्य ज्ञानयुग्भूरि स्नेहो भक्तिश्च माधवे ॥ १०२**

હવે અડધા શ્લોકથી ધર્મનું લક્ષણ કહે છે. ધર્મની વ્યાખ્યા કહે છે. શ્રુતિ એટલે વેદ અને સ્મૃતિ એટલે યાજ્ઞવલ્કય આદિ ઋષિ પ્રણીત જે

ધર્મસંહિતા તેમાં કહેલો પોતપોતાના અધિકાર પ્રમાણેનો અને અવશ્ય આચરવાનો શાસ્ત્રમાં કહેલો તે. શ્રુતિ એટલે વેદ જાણવો, અને ધર્મશાસ્ત્ર એટલે સ્મૃતિ સમજવી એમ મનુસ્મૃતિના બીજા અધ્યાયના ૧૦ મા શ્લોકમાં કહ્યું છે. સદાચાર નો અર્થ કરે છે સત્–એટલે લોક અને શાસ્ત્રથી અવિરૂદ્ધ હોય અને તેથી શોભે તેવો જે આચાર તે સદાચાર તેને ધર્મ જાણવો. સ્મૃતિમાં કહેલું છે કે સ્વર્ગની પ્રાપ્તિ નહીં કરાવનાર અને લોકમાં વિખવાદ કરાવનાર એવા ધર્મને પણ આચરવો નહીં. વિશ્વને ધારણ કરે તે ધર્મ. ધર્મ શબ્દ પુંલીંગમાં પુણ્ય, આચાર, સ્વભાવ, ઉપમા, યજ્ઞ, અહિંસા, ઉપનિષત્, ન્યાય, ધનુ, યમ, અને સોમપા એટલા અર્થમાં વપરાય છે. જૈમિનિએ ધર્મનાં લક્ષણનાં સૂત્રો કર્યાં છેઃ જેનાથી પ્રેરણા થાય એવી જે વસ્તુ તે ધર્મ. આ વિષે ન્યાયમાળામાં માધવાચાર્યે વિસ્તારથી કહ્યુ છે. અર્થ હોવા સતે પ્રેરણા કરે તેનું નામ ધર્મ. જો અર્થ એટલેજ ધર્મ એમ કહીએતો તેથી ઘડો વગેરે પણ અર્થ–વસ્તુ છે તેમાં ધર્મની અતિવ્યાપ્તિ થઇ દોષ આવે. તેનાથી છુટો પાડવાને જ પ્રેરણા કરનાર એવું વિશેષણ મુકયું છે વળી તેમાં અર્થ શબ્દ મુકવાનું કારણ એકે શ્યેન નામનાં યજ્ઞાદિ કર્મ છે તેમાં અતિવ્યાપ્તિ ન થાય. જોકે શ્યેન યજ્ઞથી શત્રુઓનો વધ થવા રૂપી ફળ મળે છે અને નર્કપ્રાપ્તિ થતી નથી તો પણ તેમાં વધ થતો હોવાથી તે વધ નરકના હેતુ રૂપ હોવાને લીધે વધને લઇને શ્યેનયજ્ઞ પણ અનર્થરૂપ થાય છે. તેથી જ બીજી સ્મૃતિમાં પણ કહ્યું છે કે જે ક્રિયાની શાસ્ત્ર જાણનારાઓ પ્રશંસા કરે છે તે ધર્મ અને જેને નિંદે તેને અધર્મ કહે છે. શ્રીમદ્ભાગવતમાં પણ કહ્યું છે કે વેદમાં જે કહ્યો છે તે ધર્મ અને તેથી ઉલટો તે અધર્મ સમજવો. મનુએ પણ કહ્યું છે કે શ્રુતિ તથા સ્મૃતિમાં કહેલા ધર્મનું આચરણ કરતો એવો મનુષ્ય આ લોકમાં કીર્તિ મેળવે છે અને મરીને પણ ઉત્તમ એવા સુખને પામે છે. શ્લોકમાં જો વિસર્ગ ન હોય તો એવો અર્થ કરવો કે સદાચાર એટલે શિષ્ટાચાર એને તે તથા શ્રુતિ તથા સ્મૃતિમાં કહેલો એમ દ્વંદ્વ સમાસ ગણવો. શિષ્ટાચાર પણ શ્રુતિ અને સ્મૃતિની પેઠે જ પ્રમાણ ગણાય છે. મોક્ષ ધર્મમાં કહેલું છે કે સદાચાર, સ્મૃતિ અને વેદો એમ ત્રણ પ્રકારનાં ધર્મનાં લક્ષણ છે. શિષ્ટાચાર કોને કહે તે આગળ જણાવી ગયા છીએ. ધર્મ ૭ પ્રકારનો છે એમ મિતાક્ષરામાં કહેલું છે. તે ૭ પ્રકાર આ પ્રમાણે છે. વર્ણધર્મ આશ્રમધર્મ, વર્ણાશ્રમધર્મ, ગુણધર્મ, નિમિત્ત ધર્મ અને સાધારણ ધર્મ. તેમાં બ્રાહ્મણે સુરા, દારૂનો સર્વદા ત્યાગ કરવો એ

માહાત્મ્યનું એટલે ભગવાનના પ્રતાપનું જ્ઞાન, સચ્છાસ્ત્ર અને સજ્જ- નોથી સારી રીતે બોધ પામવા થકી થાય છે. માહાત્મ્ય એટલે અક્ષરથીપર હોવાપણું એ આગળ કહેલું છે. ભાગવતના છઠ્ઠા સ્કંધના ત્રીજા અધ્યાયમાં યમરાજાએ પોતાના દૂતો પ્રત્યે કહેલું છે કે હે પુત્રો! હરિના નામનાં ઉચ્ચારણનું માહાત્મ્ય તો જુઓ; કે જે નામ લેવાથીજ અજામિલ જેવો પણ મૃત્યુરૂપી પાશથી છુટી ગયો. ભાગવતના દ્વિતીય સ્કંધના ૪ થા અ- ધ્યાયમાં શુકજીએ કહેલું છે કે ભિલ, હુણ, અંધ્ર, પુલિંદ, શ્વપચ, આહીર, કાડી, યવનો, તથા ખોજા આદિ તથા બીજા જે પાપી લોકો તે, જે ભગવાનના આશ્રયવાળા પુરૂષોના આશ્રયી થવાથી શુદ્ધ થશે તેવા એ વિષ્ણુને નમસ્કાર હો. જે એકજ વાર તેને શરણે જાય છે, તથા હું તમારો છું એવું જે બોલે છે તેને સર્વે તરફથી અભય આપવામાં આવે છે એવું હરિનું વ્રત છે, એમ જે પુરા- ણમાં કહેલું છે તે જાણી લેવું. માધવ એટલે માયા જે લક્ષ્મી તેના ધવ-કહેતાં સ્વામી એથી જે માધવ કહેવાય છે તે શ્રીકૃષ્ણને વિષે સર્વેથી અધિક એવો સ્નેહ અગર પ્રેમ તે ભક્તિ. ભૂરિ શબ્દ પ્રચુર અને સ્વર્ણના અર્થમાં વપરાય છે. ભક્તિ એ ભજ ધાતુ ઉપરથી ક્તિન્ પ્રત્યય લાગીને થયો છે. ચકાર હોવાથી લિંગના વિપરિણામથી તે જાણવું. શાંડિલ્ય વિદ્યામાં ભક્તિનું લક્ષણ કહેલું છે કે **अथातो भक्ति जिज्ञासा सापरा- नुरक्तिरीश्वरे । तत्संस्थस्थामृतत्वोपदेशः** (હવે ભક્તિને જાણવાની જિજ્ઞાસા. ભક્તિ એટલે ઇશ્વરને વિષે જે અતિશય અનુરક્તિ તે, અને તે ભક્તિમાં રહેલો જે પુરૂષ તેને મોક્ષનો ઉપદેશ છે) તત્ત્વદીપ નિબંધમાં શ્રી વલ્લભાચાર્યે કહેલું છે કે માહાત્મ્ય જ્ઞાનપૂર્વક જે સુદૃઢ અને સર્વેથી અધિક સ્નેહ તેને તમે ભક્તિ કહી છે તે વડે જ મુક્તિ છે, બીજાથી નહીં. એકાદશ સ્કંધના ત્રીજા અધ્યાયમાં જનક રાજા પ્રત્યે પ્રબુધ્ધે કહેલું છે કે તે ભક્તિ વડે કરીને ઉત્પન્ન થયેલી એવી જે ભક્તિ-વગેરે વાકયોથી જણાય છે કે ભક્તિ પણ બે પ્રકારની જાણવી. એક સાધન રૂપા અને બીજી ફળરૂપા. તેમાં ફળરૂપા ભક્તિ શ્રી ભાગવતમાં શ્રી ગોપીજનોને વિષે

જ હોવાનું મુખ્યત્વે કરીને વર્ણન કરેલું છે. ભાગવતના દશમ સ્કંધના ૧૯ મા અધ્યાયમાં શુકજીએ પણ કહેલું છે કે ગોપીઓને, ગોવિંદ એવા ભગવાનનાં દર્શનથી મોટો આનંદ થતો હવો અને તે ભગવાન્ વિના તો એક ક્ષણુ પણુ તેમને સોયુગ જેટલી થતી હવી. દશમ સ્કંધના ૮૨ મા અધ્યાયમાં શુકજીએ કહેલું છે કે ભગવાનના દર્શનમાં નેત્રોને વિષે પાંપ. ણોના કરનાર જે બ્રહ્મા તેને ગોપીઓ શાપ આપે છે. વળી દશમ સ્કંધમાં જ કહેલું છે કે કૃષ્ણુ વનમાં ગયે સતે તેમની વાંસે દોડે છે ચિત્ત જેમનું એવી તે ગોપીયો કૃષ્ણુની લીલાને ગાતી એવી દુઃખે કરીને દિવસો ગાળતી હવી. એકાદશ સ્કંધના બારમા અધ્યાયમાં ભગવાને ઉદ્ધવજી પ્રત્યે કહેલું છે કે અક્રૂરજી મને બળરામની સાથે જ મથુરાં લઇ ગયા તે વખતે મારે વિષે જ જેમનું ચિત્ત પરોવાઇ ગયું છે એવી એ ગોપીઓ મારા વિયોગ-રૂપી માનસિક પીડાઓથી પીડાતી એવી બીજા કશાને સુખરૂપ ન જોતી હતી તથા મારા પ્રસંગથી જ બંધાઇ ગઇ છે બુદ્ધિ જેમની એવી તે પોતાના આત્માને, આ જગતને તથા દેહને ન જાણુતી હતી. કેની પેઠે તો જેમ સમાધિમાં ગયેલા મુનિયો તથા સમુદ્રના જળમાં ગયેલી નદીઓ નામ અને રૂપને ન જાણે તેની પેઠે. હવે સાધનરૂપા એવી જે ભક્તિ તેને માટે કહે છે કે વિષ્ણુની કથા સાંભળવી, કીર્તન કરવાં, સ્મરણુ કરવું તથા ચરણુ કમળની સેવા કરવી, પૂજન કરવું, નમસ્કાર કરવા, દાસ થઇને રહેવુ,સખારૂપે ભક્તિ કરવી અને છેવટે આત્માનું પણુ નિવેદન કરવું એમ નવ પ્રકારની. ભક્તિની વ્યુત્પત્તિ એવી છે કે જેનાથી ભજન—સેવા થાય તેનું નામ ભક્તિ. સ્નેહથી ભગવાનની સેવા કરવી એવો અર્થ છે. જેમ કે શ્રી વલ્લભાચાર્યજીએ ભાગવતની સુબોધની ટિકામાં કહ્યું છે કે ભજન ધાતુનો અર્થ સેવા છે અને કિતન્ પ્રત્યયનો અર્થ પ્રેમ છે. વળી શ્રીકૃષ્ણુ ભગવાને કહ્યું છે કે જે ભક્ત શ્રદ્ધાથી મને પત્ર, પુષ્પ, ફળ, જળ આપે છે તે પ્રેમથી અર્પણુ કરેલુ હું જે તે પ્રસન્ન થયો સતો ગ્રહણુ કરૂં છું, એ વગેરે વાકયોમાં પણુ ભક્તિ શબ્દ શ્રદ્ધાનો વાચક છે એમ જાણવું. એકાદશસ્કંધના ૨૭ મા અધ્યાયમાં ભગવાને ઉદ્ધવજી પ્રત્યે કહેલું છે કે શ્રદ્ધાથી અર્પણુ કરેલું જળ પણુ હું પ્રસન્ન થઇને સ્વીકારૂં છે વગેરે વા-ક્યોમાં પણુ શ્રદ્ધા શબ્દ ભક્તિને બદલે મુકયો છે. 'ભક્તિ' શબ્દ સેવા, ગૌણુવૃત્તિ, વિશિષ્ટ રચના, શ્રદ્ધા તથા વિભાગ એટલા અર્થમાં વપરાય છે. આમાં બે વિધિ વાકયો છે, અને એક પેટા વાકય મળીને ત્રણુ છે. ૧૦૩

**वैराग्यंज्ञेयमप्रीतिः श्रीकृष्णेतर वस्तुषु ।**
**ज्ञानं च जीव मायेश रूपाणां सुष्ठुवेदनम् ॥ १०४**

હવે અર્ધા શ્લોકથી વૈરાગ્યનું લક્ષણુ કહે છે. વૈરાગ્ય એટલે શ્રીકૃષ્ણુ થકી જે બીજી વસ્તુઓ તેમાં અરૂચિ એટલે કે તે વસ્તુઓના ઉપભોગથી ઉદાસીન રહેવું તેનું નામ વૈરાગ્ય જાણુવો. જેમાંથી રાગ અથવા પ્રીતિ ગયાં હોય અથવા પ્રતિકૂળ હોય તેનુ નામ વૈરાગ્ય. શ્રીકૃષ્ણુને વિષેજ ગાઢ પ્રીતિ હોવાને લીધે તરણાથી માંડીને તે મૂળ પ્રકૃતિ પર્યંત જે ચર અને અચર પદાર્થો તે બધાંય કાળના કોળીયા છે એવી બુદ્ધિ થવાથી તે પદાર્થોને ભોગવવાની બીલકુલ તૃષ્ણા ન થાય તેનું નામ વૈરાગ્ય એવો અર્થ સમજવો. સ્કંદપુરાણુમાં કહેલું છે કે "આ પ્રમાણે ભગવાનની કાળશક્તિ વડે કરીને ચાર પ્રકારના પ્રલયથી આ સમગ્ર વિશ્વને ખોટું જાણીને તેમાં જે અરૂચિ કરવી તેનું નામ વૈરાગ્ય કહે છે." તેના વિશેષ ભેદો પાતંજલ યોગશાસ્ત્રના સમાધિપાઠમાંથી જોઇ લેવા.

હવે અર્ધા શ્લોકથી જ્ઞાનનું લક્ષણુ કહે છે.

જીવ એટલે શરીરી. માયા એટલે પ્રકૃતિ. ઈશ એટલે પરમાત્મા તેમનાં સ્વરૂપોનું જે જ્ઞાન તેને જ્ઞાન કહે છે. જીવયતિ એટલે શરીરને ચેતન વાળું કરે તેનું નામ જીવ; અથવા તો શરીરનું અભિમાન ધરાવનાર એવો જે આત્મા. આ જે વ્યાકરણુ છે તેથી શક્તિ આવે છે. કહેલું છે કે ધીર એવા પુરૂષો જે તે ઉપમાન, કોશ, આપ્તવાકય, વ્યવહાર, વાકયશેષ, ટિકા તથા પાસે સિદ્ધપદ આવવાથી શક્તિગ્રહને વ્યાકરણુ કહે છે. જીવ શબ્દ દેવોના ગુરૂ એવા શુક્રાચાર્યના, વૃક્ષોના ભેદમાં તથા શરીરી એવા ત્રણે અર્થમાં વપરાય છે એમ હેમકોષમાં જીવશબ્દના અનેક અર્થ કરેલા છે તેથી તેનો જ અહીંનો ચાલતા પ્રસંગનો અર્થ શક્તિનિયામક છે કારણુ કે તેની પાસેજ માયા અને ઇશ એવાં સિદ્ધપદો આવેલાં છે, એમ જાણુવું.

સુષ્ઠુ એટલે રૂડે પ્રકારે કરીને.

વેદનમ્ એટલે જાણુવું તે જ્ઞાન. ભગવાને પણુ કહ્યું છે કે ક્ષેત્ર અને ક્ષેત્રજ્ઞ એ બન્નેનું જે જ્ઞાન તે મારૂં જ્ઞાન છે. એ બધું શારીરક શ્રી ભાષ્યમાંથી વિસ્તારથી જાણી લેવું. આમાં બે વિધિવાકયો અને બે પેટાંવાકયો મળીને ચાર છે. ૧૦૪

**हृत्स्थोऽणु सूक्ष्मश्चिद्रूपो ज्ञाताव्याप्याऽखिलांतनुम्**
**ज्ञानशक्त्यास्थितो जीवो ज्ञेयोऽच्छेद्यादिलक्षणः १०९**

જીવ વગેરેનાં સ્વરૂપો સંક્ષેપે કરીને કહેતાં હવે પ્રથમ જીવના સ્વરૂપને કહે છે.

હૃત્સ્થ એટલે હૃદયરૂપી કમળમાં રહેલો જીવ વિશેષ સત્તાએ કરીને હૃદયને વિષે રહેલો છે. શ્રુતિમાં કહેલું છે કે એ ચૈતન્ય સ્વરૂપ એવો આત્મા હૃદયમાં રહેલો છે. અણુ એટલે સૂક્ષ્મ. સ્થૂળ દૃષ્ટિથી ન દેખાય એવો શ્રુતિમાં કહ્યું છે કે સોયની અણીના અગ્ર ભાગ જેટલી અને ઈશ્વરથી નાનો વાળના અગ્ર ભાગના સોમાથી પણ સોમા ભાગ જેટલો કલ્પેલો જે જીવ તે શરીરમાં વ્યાપવાને માટે કલ્પેલો છે. ભાગવતના એકાદશ સ્કંધના ૧૬ મા અધ્યાયમાં ભગવાને શ્રી ઉદ્ધવજી પ્રત્યે કહેલું છે કે સૂક્ષ્મ એવા જીવોથી પણ હું સૂક્ષ્મ છું. ચિદ્રૂપ એટલે ચૈતન્ય સ્વરૂપ પ્રકાશવાન્ એવો અર્થ છે. શ્રી ભગવદ્‌ગીતાના ૧૩મા અધ્યાયના ૩૩મા શ્લોકમાં ભગવાને જ કહેલું છે કે હે ભારત! એક સૂર્ય જ સમગ્ર લોકમાં પ્રકાશ કરે છે. તેવી રીતે ક્ષેત્રી જે જીવ તે સમગ્ર શરીરને પ્રકાશે છે. યાજ્ઞવલ્કયે પણ કહ્યું છે કે હૃદયમાંથી નીકળનારી એવી અને હિત અને અહિત એવા નામવાળી ૭૨૦૦૦ નાડીઓ કહેલી છે તેના મધ્યમાં ચંદ્રની કાંતિના સરખું તેજનું મંડળ છે. તેના વચમાં દીવાની પેઠે આ આત્મા અસન્ન રહેલો છે. મંડળ એટલે જીવના પ્રકાશનો સમૂહ. શ્રી વલ્લભાચાર્યે તત્ત્વ દીપમાં પણ કહ્યું છે કે એ જે ચૈતન્ય અને તેજવાળો તથા પ્રકાશ કરનાર જીવ દેખાય છે તે પ્રાકૃત એવાં ઇંદ્રિયોથી ગ્રહણ થાય તેવો નથી તેમજ તેને બીજું કોઈ પ્રકાશ કરતું નથી. તે તો યોગવડે કરીને અથવા તો ભગવાનની દિવ્ય દૃષ્ટિથી પ્રકાશમાન થાય છે.

જ્ઞાતા એટલે અધ્યાત્મ, અધિભૂત અને અધિદૈવ એ ત્રણે ઉપાધિઓને જાણનાર. (જીવનું વિશેષણ) જ્ઞાનશક્તિ વડે એટલે જ્ઞાનવાળી જે પોતાની પ્રભા તે વડે, એવો અર્થ છે.

અખિલ એટલે સ્થૂળ, સૂક્ષ્મ તેમજ કારણ એ ત્રણે શરીરો વાળું જે પોતાનું શરીર તેમાં વ્યાપીને એટલે કે સઘળે વ્યાપીને તેમજ અંદર રહીને, શ્રુતિમાં કહેલું છે કે શિખાથી માંડીને તે નખના અગ્ર ભાગ સુધી પ્રવેશ કરેલો એ જીવ છે.

અછેદ્યાદિ એટલે જેને છેદી શકાય નહીં વગેરે લક્ષણોવાળો. આદિ શબ્દ છે માટે જેને બાળી શકાય નહીં તે એ વગેરે લક્ષણોવાળો પણ જાણવો. ગીતામાં કહ્યું છે કે જેને શસ્ત્રો છેદી શકતાં નથી, જેને અગ્નિ બાળી શકતો નથી, જેને જળ સડાવી લેતું નથી અને જેને વાયુ શોષી લેતો નથી. ગીતામાં પણ જીવનું સ્વરૂપ એવું કહ્યું છે કે અછેદ્ય, અદાહ્ય, અક્લેદ્ય, અશોષ્ય, અને નિત્ય સર્વમાં રહેલો તથા અચલ અને સનાતન. સ્વરૂપ એવું જાણવું. આમાં ૭ વિધિ વાક્યો છે. ૧૦૫.

હવે માયાનું સ્વરૂપ કેવું છે તે કહે છે

**त्रिगुणात्मातमः कृष्णशक्ति र्देह तदीययोः ।**

**जीवस्यचाहं ममता हेतु र्मायाऽ वगम्यताम् १०६ ॥**

ત્રિગુણાત્મા એટલે ત્રણ ગુણ વાળી. સત્વાદિક જે આત્માના સ્વરૂપ-વાળા સત્ત્વ, રજ અને તમ. વળી શ્રુતિમાં કહ્યું છે કે એક એવી તથા સત્વ, રજ અને તમો ગુણ વાળો જે માયા. લોહિત એટલે સત્ત્વ ગુણ, શુક્લ રજોગુણ અને કૃષ્ણ એટલે તમો ગુણ. ભાગવતમાં કહ્યું છે કે એ આ ગુણમયી માયા. ભાગવતના એકાદશ સ્કંધના ૨૨ મા અધ્યાયમાં ઉદ્ધવ પ્રત્યે શ્રીકૃષ્ણ ભગવાને કહેલું છે કે મારૂં જ સ્વરૂપ એવી જે માયા તે અનેક ગુણો વાળી છે. એકાદશ સ્કંધના ૨૨ મા અધ્યાયમાં ભગવાને કહેલું છે કે પ્રકૃતિ કહેતાં માયા તે નિશ્ચે ગુણસામ્ય કહેવાય છે. ભાગવતમાં કહેલું છે કે ગુણોથી રહિત એવા પરમાત્માએ સત્ અને અસત્ રૂપ તથા ગુણોવાળી એવી પોતાની માયા વડે કરીને આ વિશ્વને અગાઉ સર્જ્યું હતું.

હવે એ ત્રણે ગુણોનાં લક્ષણો મોક્ષ ધર્મમાં કહેલાં છે. આનંદ, તપ, શાંતિ, પ્રકાશકતા, પુણ્યશીલપણું, સંતોષ, શ્રદ્ધાળુપણું, કોમળપણું, ત્યાગ-શીલતા અને ઐશ્વર્ય એ સત્વગુણના દશ સ્વાભાવિક ગુણો છે. અસ્થિરતા, અકંજુસપણું, સુખ તથા દુખનું સેવન, ભેદ, પુરૂષાતન નાના પ્રકારની ઇચ્છાઓ તથા મદ, મચ્છર, અને અતિવાદ કરવો તે એ રજોગુણના ગુણો છે. પોતાના સ્વરૂપને જોવું તે, મોહ, ભોગેચ્છા, તે ઇચ્છાને રોધ કરનાર ઉપર ક્રોધ અને તે વસ્તુના નાશથી પોતાનો જ નાશ થયો એમ માનવું, નિદ્રા, પ્રમાદ, અને આળસ એ આઠ તમોગુણના ગુણો છે. એનો વિસ્તાર શ્રી ભાગવ-તના એકાદશ સ્કંધમાંથી જાણી લેવો. તમઃ એ ગાઢ અંધકાર રૂપ છે,

એવો અનુભવ છે એમ શ્રુતિમાં કહેલું છે. ભાગવતના ૮ મા સ્કંધના ત્રીજા અધ્યાયમાં ભગવાન્ પ્રત્યે ગજેન્દ્રનું વાક્ય છે કે તમઃ જે અંધકાર તે ગહન છે અને તે અંધકારથી પર પ્રભુ વિરાજે છે. શ્રુતિમાં પણ કહ્યું છે કે કૃષ્ણની શક્તિ એવી, જગતની ઉત્પત્તિ આદિમાં સાધન રૂપ બનેલી અને ભગવાને અંગીકાર કરેલી તથા દેવના આત્માની શક્તિ રૂપ તથા પોતાના જ ગુણથી ગુપ્ત એવી. શ્રી ભાગવતના ચતુર્થ સ્કંધના ૧૧ મા અધ્યાયમાં સ્વયંભૂ મનુએ ધ્રુવજી પ્રત્યે કહેલું છે કે પોતાની શક્તિ જે માયા તે સાથે રહીને સૃજે છે, નાશ કરે છે અને રક્ષણ કરે છે વગેરે. જીવનું એટલે દેહવાનનું. આમાં એકવચન મૂકયું છે તેનું કારણ એ છે કે આખી જીવની જાતિને તે લાગુ પાડયું છે. દેહના સંબંધી જે સ્ત્રી, પુત્ર, ધન આદિ વિષયો તેમાં હું તથા મારૂં એવી જે મમતા કરાવનાર. એટલે કે દેહમાં હુંપણું અને દેહનાં સંબંધીમાં મારાપણું એવું કરાવનારી જે માયા. શ્રુતિમાં કહ્યું છે કે શરીર રૂપી વૃક્ષમાં શક્તિ વિનાનો પુરૂષ નિમગ્ન થઇને મુંઝાયો એવો શોક પામે છે. ભાગવતના એકાદશ સ્કંધના ૬ ઠ્ઠા અધ્યાયમાં ભગવાને ઉદ્ધવજી પ્રત્યે કહેલું છે તમારી માયાથી રચેલા સહપરિવારના શરીરમાં હું અને મારૂં એ પ્રકારેની મૂઢ બુદ્ધિ થઈ મોહ પામેલો એવો.

વળી દશમ સ્કંધના ૮ મા અધ્યાયમાં અક્રૂરજીએ ભગવાન્ પ્રત્યે કહેલું છે કે હે ભગવન્! આ જીવ લોક તમારી માયાથી મોહ પામેલો છે અને હું તથા મારૂં એવો જે સદ્ગ્રાહ છે તે તેને કર્મ માર્ગમાં ભમાવે છે. ભાગવતના ચોથા સ્કંધના ૭ મા અધ્યાયમાં ભગવાન પ્રત્યે વિદ્યાધરે કહેલું છે કે પોતાનીજ ઉત્પન્ન કરેલી તમારી માયા તે વડે કરીને આ શરીરમાં અર્થબુદ્ધિ કરીને 'મારૂં અને હું' એ પ્રકારે અમારી દુર્બુદ્ધિ થઇ છે. દશમ સ્કંધના ૪૮ મા અધ્યાયમાં અક્રૂરે ભગવાન્ પ્રત્યે કહેલું છે કે પુત્ર, પરિવાર, ધન, વડીલો, ઘર તથા દેહ એ વગેરે મોહના બંધન રૂપ એવી આપની માયાને છેદીને. વળી દ્વિતીય સ્કંધમાં ૫મા અધ્યાયમાં બ્રહ્માએ નારદ પ્રત્યે કહેલું છે કે જે ભગવાનના દૃષ્ટિપથમાં રહેવાને અશક્ત લજ્જાયમાન થયેલી માયા વડે કરીને મોહ પામેલા દુષ્ટ બુદ્ધિવાળા પુરૂષો જે તે 'મારૂં હું' એ પ્રકારે બોલે છે. શ્લોકમાં ચકાર છે માટે તેમાં બ્રહ્માંડના અભિમાની જે બ્રહ્મા વગેરે ઇશ્વરો પણ ગણવા. એટલે તેમને પણ ભગવાનની માયાથી મોહ થાય છે એમ જાણવું. શ્રી ભાગવતના ૮

આ સ્કંધના ૧૨ મા અધ્યાયમાં પાર્વતી પ્રત્યે મહાદેવજીએ કહેલું છે કે પુરૂષથી પણ પર તથા દેવતાથી પર એવા ભગવાનની માયાને તું જો; કે જે માયાથી વશ થઇને કળાઓમાં શ્રેષ્ઠ એવો હું પણ મોહ પામ્યો તો પછી બીજાઓ સ્વતંત્ર કેમ હોઈ શકે ? ભાગવતના નવમ સ્કંધના ૪૦ મા અધ્યાયમાં દુર્વાસા પ્રત્યે શિવજીએ કહેલું કે હું, સનત્કુમાર, તથા ભગવાનના મન રૂપ જે નારદ તે અમે સર્વે માયાથી વિંટાયેલા એવા જે તે ભગવાનની માયાને ન જાણતા હવા. ભાગવતના એકાદશ સ્કંધના ૩૦ મા અધ્યાયમાં ભગવાન પ્રત્યે લુબ્ધકે કહેલું છે કે જેની માયાથી રોકાઇ ગઇ છે દષ્ટિઓ જેમની એવા બ્રહ્મા, રૂદ્રાદિક તથા બ્રહ્માના પુત્રો જે સનત્કુમાર અને વાણિના પતિ જે બૃહસ્પતિ આદિક તે જે પરમાત્માનું માયાથી રચેલું ઐશ્વર્ય જાણી શકયા નથી તો જેમની બુદ્ધિ સારી નથી એવા અમે તો કયાંથી જાણી શકીએ ? ચતુર્થ સ્કંધના ૭ મા અધ્યાયમાં ભગવાન પ્રત્યે ભૃગુઆદિ ઋષિઓએ કહેલું છે કે જેની ગહન એવી માયાથી હણાયું છે જ્ઞાન જેનું એવા દેહધારીઓ જે બ્રહ્માદિક તે પણ અજ્ઞાનને વશ થઇ જાય છે. દ્વિતીય સ્કંધના ૬૦ મા અધ્યાયમાં નારદજી પ્રત્યે બ્રહ્માએ કહ્યું છે કે જેના સત્ય જ્ઞાનને હું નથી જાણતો, તમે નથી જાણતા, તેમજ વામદેવ પણ નથી જાણતા નથી, તો પછી બીજા દેવતાઓ તો શી રીતે જાણી શકે ? કે જે માયાથી મોહ પામી છે બુદ્ધિ એવા અમે તે આ નિર્માણ થયેલા પરમાત્માના ઐશ્વર્યને અમે અમારા સરખું જાણીએ છીએ. ભાગવતના આઠમા સ્કંધના ૧૨ મા અધ્યાયમાં શિવજીએ ભગવાન પ્રત્યે કહેલું છે કે જે પરમાત્માના ઐશ્વર્યને હું, ભૃગુઆદિ તથા મરિચિઆદિ ઋષિઓ જાણતા નથી તો જેની માયાથી ચોરાયેલાં છે ચિત્ત જેમનાં અને માયામાંથી રચાયેલા એવા ઇશ્વર, દૈત્ય અને મનુષ્યો આદિ જેઓની બુદ્ધિ હમેશાં અશુભ રહે છે તેતો કેવી રીતે જાણી શકે ? ભાગવતના એકાદશ સ્કંધના ૭ મા અધ્યાયમાં ભગવાન પ્રત્યે ઉદ્ધવજીએ કહેલું છે કે ભગવાન વિનાના બીજા પદાર્થોમાં ચિત્ત વાળા એવા અને દેહધારી જે બ્રહ્માદિક તે સર્વે તમારી માયાથી મોહ પામેલા એવા છે. આઠમા સ્કંધના ૧૨ મા અધ્યાયમાં પરીક્ષિત રાજા પ્રત્યે શુકદેવજીએ કહ્યું છે કે હે રાજાઓમાં શ્રેષ્ઠ ! સ્ખલિત થયું છે વિર્ય જેનું એવા તે પોતાના આત્માને દેખતા હવા અને દેવની માયાથી જડ થઇ

ગઇ છે બુદ્ધિ તે વડે કરીને દુઃખોથી મુક્ત થતા હવા એ પ્રકારે બનેલી એવી માયા તેને તમારે સર્વએ જાણવી. આમાં ચાર વિધિ વાક્યો અને એક પેટાવાક્ય મળી પાંચ છે. ૧૦૬.

**हृदये जीववज्जीवेर्योंतर्यामितयास्थित:।**
**ज्ञेयः स्वतंत्र ईशोऽसौ सर्वकर्मफलप्रद:॥ १०७**

હવે પરત્માનું સ્વરૂપ કહે છે. હૃદયે એટલે હૃદય કમલને વિષે. જીવવત્ એટલે જીવ જેમ શરીરમાં રહેલો છે તેની પેઠે જીવ-આત્મામાં અંતર્યામિપણે અંદર રહીને તેને નિયમમાં રાખવા પણે કરીને. શ્રુતિમાં કહ્યું છે કે જે આત્માની અંદર રહ્યા છતાં આત્માથી ભિન્ન છે, જેને આત્મા નથી જાણતો, જેનું આત્મા શરીર છે, જે આત્મામાં રહીને તેનું નિયમન કરે છે તે આત્મા અંતર્યામિ અમૃત છે. શ્રી ભગવદ્ ગીતાના ૧૫ મા અધ્યાયમાં શ્રી કૃષ્ણ ભગવાને કહેલું છે કે સર્વના હૃદયમાં હું જ પ્રવેશ કરીને રહેલો છું અને સ્મૃતિ, જ્ઞાન તથા સ્મૃતિ નાશ મારાથી જ થાય છે. ગીતાના અઢારમા અધ્યાયમાં કહ્યું છે કે હે અર્જુન ! ઇશ્વર જે તે સર્વભુત પ્રાણીમાત્રના હૃદયમાં સંસારના ચક્રમાં રહેલા એવા ભૂત પ્રાણિમાત્રને પોતાની માયાવડે કરીને ભમાવતા સતા, રહે છે. ભાગવતના તૃતીય સ્કંધના ૯મા અધ્યાયમાં બ્રહ્માપ્રત્યે ભગવાને કહેલું છે કે હે બ્રહ્મન્ ! હું જ આત્માઓનો આત્મા છું. પ્રથમ સ્કધના નવમા અધ્યાયમાં ભગવાન પ્રત્યે ભિષ્મ પિતામહે કહેલું છે કે પોતાનાજ રચેલાં એવાં દેહધારીઓનાં હૃદય હૃદય પ્રત્યે રહેલા એવા તે આ પરમાત્માને હું પ્રાપ્ત થયેલો છું. છઠ્ઠા સ્કંધના ત્રીજા અધ્યાયમાં યમરાજાએ પોતાના જ દુતો પ્રત્યે કહેલું છે કે આ શરીરવડે હૃદયમાં રહેલા એવા એ સત્ પરમાત્માને હું પામું એ વગેરે ભાગવતમાં પણ કહેલું છે. નારદ પંચરાત્રમાં પણ કહેલું છે કે જીવોને વિષે અંતર્યામિપણે કરીને ભગવાન જ રહેલા છે. તે જીવોના રક્ષણથી જ તે મોટા એવા સંતોષને પામે છે. જીવ શબ્દમાં ઇશ્વરનું પણ ઉપલક્ષણ છે કારણ કે પરમાત્મા તે ઇશ્વરના પણ ઇશ્વર છે. શ્રુતિમાં કહ્યું છે કે સર્વેને વશ રાખનારા અને સર્વેના ઇશ તે ઈશ્વરના પણ પરમ મહેશ્વર અને દેવતાના પણ મોટા દેવતા એવા તેમને વગેરે. દશમ સ્કંધના પહેલા અધ્યાયમાં દેવો પ્રત્યે બ્રહ્માજીએ કહેલું છે કે ઇશ્વરના પણ ઈશ્વર એવા તે જ્યાં સુધી પૃથ્વીનું રક્ષણ કરતા પૃથ્વી ઉપર વિચરે ત્યાં સુધી; વળી એકાદશ સ્કંધના ઓગણત્રીશમા અધ્યાયમાં ભગવાન પ્રત્યે ઉધ્ધવજીએ કહેલું છે કે જે પરમાત્માના

ચરણુ કમળને દેવોના મુકુટો પણુ નમેલા છે એવા તેમણે વાનરોની સાથે પણુ સખાપણું કહેતાં પ્રીતિ કરી. એકાદશ સ્કંધના છઠ્ઠા અધ્યાયમાં પરીક્ષિત રાજા પ્રત્યે શુકદેવજીએ કહેલું છે કે જગતના ઇશ્વરના પણુ ઇશ્વર તેમનો એકાન્તમાં સંગમાં પામીને; ભાગવતના એકાદશ સ્કંધના ઓગણત્રીશમા અધ્યાયમાં શુકજીએ કહેલું છે કે બ્રહ્મા, વિષ્ણુ અને શિવ એ ત્રિમૂર્તિ ધારણુ કરી છે જેમણે એવા ઇશ્વરના પણુ ઇશ્વર. ચતુર્થ સ્કંધના ચૌદમા અધ્યાયમાં વેન રાજા પ્રત્યે મૃત્યુએ કહેલું છે કે ઇશ્વરના પણુ ઇશ્વર એવા તે પ્રસન્ન થયા એટલે જગતમાં બીજું શું પ્રાપ્ત કરવાનું રહે છે ? દશમ સ્કંધના સત્તાવિશમા અધ્યાયમાં વેદોએ જ ભગવાન્ પ્રત્યે અરજ કરી છે કે બ્રહ્માએ સહિત જે દેવતાઓ તે, માયિક ઇંદ્રિયોથી રહિત અને સ્વતંત્ર તથા અખિલ ઇંદ્રિયોની શક્તિઓને ધરનારા એ તમને પૂજા અર્પણુ કરે છે અને પોતાના ભકતોએ પોતાને આપેલા હવિનું પોતે ભોજન કરે છે. કેની પેઠે તો જેમ ખડિયા રાજાઓ અખિલ પૃથ્વીના પતિને જેમ ખંડણી આપે છે તેવી રીતે જ તમે બ્રહ્મા આદિકને જે જે અધિકારને વિષે મુકયા છે તે, તે તે અધિકારમાં રહીને તમારા ભયથી તમારી આજ્ઞાને પાળે છે. દશમ સ્કંધના અઠાવીશમા અધ્યાયમાં શુકજીએ પણુ કહેલું કે એ રીતે પ્રસન્ન થયા એવા અને ઇશ્વરના પણુ ઇશ્વર ભગવાન્ કૃષ્ણુ. ભાગવતના તૃતીય સ્કંધના ઓગણત્રીશમા અધ્યાયમાં કપિલજીએ દેવહૂતિ પ્રત્યે કહેલું છે કે ગુણુના અભિમાની એવા દેવો પણુ જેના ભયથી યુગ યુગ પ્રત્યે સૃષ્ટિનિ ઉત્પત્તિ સમયે વર્તે છે કે જે દેવતાઓને આ જડ તથા સ્થાવર જગત્ વશમાં છે. ભાગવતના દશમ સ્કંધના આઠમા અધ્યાયમાં શુકજીએ કહેલું છે કે જેના વશમાં આ જગત્ છે તે ઇશ્વર વગેરે. જે સ્વતંત્ર છે. સ્વતંત્રનો અર્થ કરે છે. સ્વ એટલે આત્મા અને તંત્ર એટલે પ્રધાન અથવા મુખ્ય જેનો એવા. ભાગવતના પ્રથમ સ્કંધના ત્રીજા અધ્યાયમાં સૂત પુરાણીએ કહેલું છે કે ભૂત પ્રાણિ માત્રમાં રહેલા અને પોતાનાજ આત્મા રૂપી છે તંત્ર જેને એવા. તંત્ર શબ્દના અર્થ કુટુંબ, કૃત્ય, સિદ્ધાંત, ઔષધ, ઉત્તમ,

પ્રધાન, દરજી, શાસ્ત્રભેદ અને આચ્છાદન એટલા થાય છે એમ મેદિની કોશમાં છે. અમર કોષ પ્રમાણે સ્વતંત્ર શબ્દના અર્થ ખુલ્લું, સ્વેચ્છાચારી, સ્વછંદી અને રોધ વિનાનો એવા આપ્યા છે.

સ્વતંત્ર પદ છે તેથી કાળ તથા માયાના પણ નિયંતા છે એમ જણાવેલું છે. શ્રુતિમાં કહેલું છે કે જ્ઞાની, કાળના કાળ, ગુણી અને સર્વેને જાણનાર. ભાગવતના તૃતીય સ્કંધના ૧૧૪ મા અધ્યાયમાં વિદુરજીએ મૈત્રેય પ્રત્યે કહેલું છે કે આદિથી દ્વિપરાર્ધ વર્ષના આયુષ્ય વાળો એવો એ કાળ ઇશ્વર જેવો છે તે પણ પ્રભુને પરાભવ કરી શકતો નથી તો આ દેહધારીઓનું તો શું કહેવું ?

ભાગવતના છઠ્ઠા સ્કંધના નવમા અધ્યાયમાં દેવતાઓએ ભગવાન્ પ્રત્યે કહ્યું છે કે વાયુ, આકાશ, અગ્નિ, જળ, પૃથ્વી, ત્રણ લોક અને ઉદ્વેગ પામતા એવા બ્રહ્માદિક વગેરે અમે પણ જેને બલિદાન અર્પણ કરીએ છીએ તે યમ રાજા પણ જે ભગવાનથી ડરે છે તેવા તમે તે તમારા થકી અમારૂં રક્ષણ થાઓ. ભાગવતના પંચમ સ્કંધના અઢારમા અધ્યાયમાં પૃથ્વીએ વરાહ પ્રત્યે કહેલું છે કે જે માયા જીવના જ ઉપભોગ માટે—સાક્ષી એવા ભગવાનને માટે નહીં-પોતાના ગુણોથી વિશ્વની સ્થિતિ, સંયમ અને ઉદયને કરે છે; કેની પેઠે તો જેમ લોહચુંબકના સમીપપણાથી ચમકપહાણુ તે તેના સન્મુખ થઇ જાય છે તેની પેઠે. એવા ગુણ અને કર્મના સાક્ષીને ( ભગવાનને ) નમસ્કાર હો. એ પ્રમાણે પૃથ્વી તથા માયા એ બન્ને પણ ભગવાનને અધીન રહીને ક્રિયા કરે છે. વળી જે ભગવાન સર્વે દેહ પ્રાણીમાત્રને કર્મના ફળો આપે છે એમ પણ કહ્યું છે. નિયંતાપણાથીજ સર્વેના પૃથક્ પૃથક્ કર્મના ફળ આપનારા એવો અર્થ છે. ભાગવતના પંચમ સ્કંધના પહેલા અધ્યાયમાં બ્રહ્માએ પ્રિયવ્રત પ્રત્યે કહેલું છે કે ગુણ અને કર્મના સંબંધથી, ઇશ્વરે જે સુખ અને દુઃખ સરજ્યાં તેને અમે ભોગવીએ છીએ. ભાગવતના ચતુર્થ સ્કંધના છઠ્ઠા અધ્યાયમાં બ્રહ્માજીએ રૂદ્રો પ્રત્યે કહેલું છે કે મંગળમાં પણ મંગળ એવા કર્મોને કરનારા એવા તમે પોતાના તથા પારકા લોકમાં પણ તમે સૌને વિસ્તારો છો, અને જે અમંગળ કર્મ કરનારા છે તેને તમે દુઃખ રૂપ એવા ઘોર નરકને પમાડો છો, એ વગેરે વાક્યોથી પણ પરમાત્માને સાક્ષી કહ્યા છે. વળી કહ્યું છે કે ઇશને પરમાત્મા જાણવા; પોતાની ઇચ્છા

પ્રમાણે સ્વતંત્ર હોવાથી અને સકળ ઐશ્વર્યથી સંપન્ન હોય તે ઇશ કહે-વાય; એટલે કે જગતના પતિ એવો અર્થ છે. તે ભયથી વ્યાકુળ એવા મનુષ્યોનું રક્ષણ કરે છે તે જ પોતે જો મારા પતિ થાય તો પછી ભય ક્યાંથી રહ્યો ? તે એક જ ભયનું નિવારણ કરનાર છે અને તેથી બીજો કોઇ મોટો લાભ હું માનતી નથી, એમ લક્ષ્મીજીએ કહેલું છે. અહીં જીવને નિયમન થનાર તરીકે અને અને ઇશ્વરને નિયમન કરનાર તરીકે ઉપદેશ કરેલો છે તેથી જીવ અને ઇશ્વરનો ભેદ પારમાર્થિક પણ છે એમ પોતાનો સિદ્ધાંત કહેલો છે, એવું સમજવું પરમાત્માનું સ્વરૂપ સ્કંદ પુરાણમાં કહેલું છે કે આત્માના આત્મા, અક્ષરના આત્મા, અને આકાશ જેવા નિર્મળ દિવ્યદૃષ્ટિથી જ જોઇ શકાય એવા સત્ સ્વરૂપ, એવા એ પુરૂષ શુદ્ધ હૃદયમાં દેદીપ્યમાન છે, સમસ્ત કલ્યાણ ગુણ વાળા, માયિક ગુણોથી રહિત અને ઇશ્વરના પણ ઇશ્વર, બ્રાહ્મણોએ પરાવિદ્યાથી જાણી શકાય તેવા એ પ્રભુ છે. જીવ અને ઇશ્વરનો ભેદ શ્રીમદ્ ભગવદ્ ગીતામાં ૨ જા અધ્યાયમાં વાસ્તવપણે કહેલો છે. હું પૂર્વે નહોતો એમ નહીં, તેમજ આ રાજાઓ પણ નહોતા એમ નહીં, તેમજ ભવિષ્યમાં થઇશું નહીં એમ નહીં પણ આપણે સર્વે હવે પછી પણ થઇશું. આ શ્લોકની વ્યાખ્યા શ્રી વૈષ્ણવાચાર્ય એવા શ્રીરામાનુજાચાર્યે પણ ગીતાભાષ્યમાં કરી છે. બીજા અધ્યાયમાં તે કહે છે કે હવે પ્રથમ આત્માના સ્વભાવને સાંભળો. હું જે ઇશ્વર તે વર્તમાનકાળની પહેલાં, એટલે ભૂતકાળમાં અનાદિથી નહોતો એમ નહીં પરન્તુ હતો જ. તેમજ તું છે મુખ્ય જેમાં એવા જે આ રાજાઓ કહેતાં જીવો તે પણ નહોતા એમ નહીં પરન્તુ હતાજ. હું, તમે તથા બીજા સર્વે આપણે પણ ભવિષ્યમાં નહીં હઇએ એમ નહી પરન્તુ હોઇશું જ. હું જે સર્વેશ્વર અને પરમાત્મા નિત્ય છું એમાં કાંઇ સંશય નથી તેજ પ્રમાણે તમે સર્વે જે જીવાત્માઓ તે પણ નિત્ય જ છો એમ માનજો. એ પ્રકારે સર્વેશ્વર એવા ભગવાનને તથા આત્માઓને પણ પરસ્પર ભેદ પારમાર્થિક કહેતાં સર્વે કાળમાં સત્ય છે એમ ભગવાને જ કહેલું છે એવું જણાય છે. અજ્ઞાનથી મોહ પામનારને તે મોહની નિવૃત્તિ માટે પરમ તત્ત્વ એવા નિત્યત્વનો ઉપદેશ છે; કારણકે હું, તું, અને આ બધા એમ ભેદ બતાવેલો છે. હવે જો, આ તો માત્ર શારીરિક ઉપાધિને લીધેજ ભેદ કહેલો છે એવો વાદ કરીએ, તોપણ આત્માઓ વચ્ચેના ભેદ તાત્ત્વિક એટલે કે ખરા છે. તેથી તત્ત્વના ઉપદેશ

ક્રમયે ભેદનો જે નિર્દેશ કરવો તે બરાબર બંધ બેસે નહીં. ભગવાને જે આત્માના ભેદ કહેલા છે તે સ્વાભાવિક છે, એમ શ્રુતિમાં પણ કહેલું છે. જેમકે નિત્યના પણ નિત્ય અને ચેતનના પણ ચેતન એવા એક જ પરમાત્મા સૌના મનોરથો પૂર્ણ કરે છે. એટલે કે નિત્ય એવા અને અનેક એવા જે જીવ તેમાં એકજ ચેતન, અને નિત્ય એવા પરમાત્મા તેમના મનોરથો પુરે છે એવો અર્થ છે. હવે આપણે જો એમ લઇએ કે આ ભેદવાદ ( એટલે કે આ જે બધા આત્માઓ જુદા છે તે ) તો માત્ર અજ્ઞાનને લીધે જણાય છે તો પછી પરમપુરૂષને જે પરમ તત્ત્વનું જ્ઞાન છે તેથી નિર્વિશેષ, કૂટસ્થ, નિત્ય, ચૈતન એવો જે આત્મા તેને જેવો જોઇએ તેવો સાક્ષાત્કાર છે તેથી તેમનું તો અજ્ઞાન નિવૃત્તિ પામ્યું છે એટલે એ અજ્ઞાનનું કાર્ય પણ તેમને બાધ પમાડી શકે નહી એટલે, જો, 'અજ્ઞાનથી આ ભેદ જણાય છે,' એમ તથા 'તે ભેદથી આ વ્યવહાર થાય છે,' એ બન્ને દલીલો ટકતી નથી.

વળી જો એવો વાદ કરવામાં આવે કે પરમ પુરૂષ તો અજ્ઞાન છે તો પરમપુરૂષનું વાકય અજ્ઞાનમૂલક કરવાથી, તે વાકય, અર્જુનના વાકયથી કોઇ રીતે વિશિષ્ટ ન રહેવાને લીધે, ભગવાનનો ઉપદેશ જ ટકતો નથી. વળી જો એમ કહેવામાં આવે કે પરમપુરૂષને પ્રાપ્ત થયેલું જે અદ્વૈત જ્ઞાન તેની બાધિત અનુવૃત્તિ રૂપ આ ભેદજ્ઞાન છે જેમકે બળી ગયેલું વસ્ત્ર હોય છે તે કાંઇ બાંધવાના ઉપયોગમાં આવતું નથી એમ જો કહેવામાં આવે તો તે પણ ઘટતું નથી. કેમકે ઝાંઝવાનું જળ પણ બાધિત અનુવૃત્તિને મળતું છતાં પણ તે લાવવા માટે કોઇ પ્રયત્ન કરતું નથી. તેવીજ રીતે આમાં પણ અદ્વૈતજ્ઞાનથી બાધિત એવું જે ભેદજ્ઞાન તેને અનુસરતું હોવા છતાં પણ મિથ્યા અર્થના વિષયોનો નિશ્ચય હોવાને લીધે ઉપદેશ વગેરેની પ્રવૃત્તિ કરવાનું કારણ રહેતું નથી. વળી બીજો બાધ એ પણ આવે છે કે પરમાત્મા પૂર્વે અજ્ઞાન હતા એમ માનીએ તો પણ શાસ્ત્ર જાણવાથી તેમને તત્ત્વજ્ઞાન થવાને લીધે તેમને બાધિતાવૃત્તિ થઇ છે એમ કહી શકાય નહીં કારણકે જો એમ કહીએ તો બીજી જે શ્રુતિ અને સ્મૃતિઓ તેથી તેનો વિરોધ આવે છે, જેમકે **यः सर्वज्ञः सर्ववित् परास्य शक्ति र्विविधैव श्रुयते स्वाभाविकी ज्ञानबल क्रियाच** એટલે જે સર્વને જાણનાર, સર્વ શાસ્ત્રથી પારંગત અને તેની શક્તિ વિવિધ છે

તથા જેને જ્ઞાન, બળ અને ક્રિયા તો સ્વાભાવિક છે એમ સંભળાય છે. તેમજ કહ્યું છે કે આગલાં વૃત્તાંતોને હું જાણું છું, એ વગેરેથી, ઉપર જે પરમાત્માને બાધિતાનુવૃત્તિ કહી તેથી વિરોધ આવે. એટલું જ નહીં પણ પરમપુરૂષનું જે આ શરીર તથા ગુરૂની પરંપરાને અદ્વિતીય આત્મા ના સ્વરૂપનો નિશ્ચય હોવા છતાં, ભેદજ્ઞાનમાં સ્વરૂપ નિશ્ચયને અનુરૂપ એવા કયા અદ્વિતીય આત્માને તે ઉપદેશ આપે છે? એવી શંકા છે. એના ખુલાસામાં કદિ એમ કહેવામાં આવે કે એ તો જેમ કોઇ વસ્તુ પોતાના પ્રતિબિંબની પેઠે દેખાતા પોતાના પ્રતિબિંબને જુએ તેમ અહીં પણ અર્જુન વગેરેનાં પ્રતિબિંબો છે તેને ઉપદેશ કરે છે. તો તે ખુલાસો પણ ઘટતો નથી. કારણકે મણિ, તલવાર કે દર્પણમાં પોતાનું જ પ્રતિ-બિંબ પડતું હોય તેને, તે પોતાના આત્માથી જુદું નથી એમ જાણવા છતાં પણ, કયો ઉન્મત્ત નહી એવો (ડાહ્યો) માણસ શામાટે ઉપદેશ કરે? વળી તેને બાધિતાનુવૃત્તિ છે એમ પણ કહી શકાશે નહીં કારણકે બાધક જે અદ્વિતીય આત્મજ્ઞાન તેથી વ્યતિરિક્ત એટલે જુદું એવું જે ભેદજ્ઞાન તેનુ કારણ જે અજ્ઞાન વગેરેનો તો નાશ થાય છે. હવે પ્રતિબિંબને લીધે જે બે ચંદ્રનું જ્ઞાન થાય છે તેમાંનો, ચંદ્ર એક છે તેવાં જ્ઞાનથી તેવડે કરીને પારમાર્થિક જે તિમિર વગેરે દોષ બે ચંદ્રનું જ્ઞાન થવાના હેતુ છે તેનો નાશ થતો નથી ત્યાં બાધિતાનુવૃત્તિ શકય છે. એટલે કે તે હોવા છતાં પણ પ્રબળ પ્રમાણના બાધિતત્વને લીધે તે નકામી થાય છે. પરન્તુ આ આત્માની બાબતમાં તો ભેદજ્ઞાન સવિષય છે તથા કારણસર છે અને અપારમાર્થિક છે અને પરન્તુ ખરૂં નથી તેથી આત્માના યથાર્થ જ્ઞાનનો નાશ થાય છે એટલે કોઇ પણ બાધિતાનુવૃત્તિ શકય નથી. એથી કરીને સર્વેશ્વર જે પરમાત્મા તેમને આ શરીર તથા ગુરૂપરંપરાનું તાત્ત્વિક જ્ઞાન છે એમ જો કહીએ તો આત્માઓના ભેદનું દર્શન અને તેથી તેના કાર્યરૂપ ઉપદેશ આદિ તેનો સંભવ નથી. હવે જો તે પરમાત્માને આત્મા-ના ભેદનું દર્શન છે એમ લેશો તો અજ્ઞાન અને તેમાં રહેલું જે અજ્ઞપણું તેથી સરળ રીતે ઉપદેશ પણ સંભવતો નથી. ટુંકામાં ગુરૂને અદ્વિતીય આત્મજ્ઞાન હોવાથી જ, બ્રહ્મનું અજ્ઞાન તે કાર્ય સાથે નાશ પામવાને લીધે શિષ્યની પ્રત્યે ઉપદેશ કરવાનું કાંઇ પ્રયોજન નથી. જો એમ કહો કે ગુરૂ, તેમજ તેનું જ્ઞાન એ બન્ને કલ્પિત છે તો શિષ્ય અને તેનુ જ્ઞાન પણ કલ્પિત ઠરશે એટલે તે પણ નિરર્થક થશે. કદાચ કહેશોકે કલ્પિત કહેવામાં

પણ આગલા વિરોધને લીધે વાંધો નથી, તો પછી આચાર્યનું જ્ઞાન પણ એવુંજ ઠરશે અને એ બધું નકામું થશે એવી જે ઉપદેશની અનર્થકતા તેથી હવે બહુ થઇ ગયું એમ ડાહ્યા પુરૂષો પણ કહે છે.

શ્રી વલ્લભાચાર્યે પણ એજ પ્રમાણે જીવ ઇશ્વરનો ભેદ વિસ્તારથી કહેલો છે, તેમજ બીજા વૈષ્ણવના આચાર્યોએ પણ એવોજ અભિપ્રાય બતાવ્યો છે અને વૈષ્ણવોએ પરમ આદરથી આ જ એક માર્ગ સ્વીકારવાનો છે એમ દિશ માત્ર લખ્યું છે. આમાં ત્રણ વિધિ વાક્યો છે. ૧૦૭

**स श्रीकृष्णः परंब्रह्म भगवान् पुरुषोत्तमः**

**उपास्यइष्टदेवो नः सर्वा विभवि कारणम् १०८**

હવે એ ઇશ્વર તે શ્રીકૃષ્ણને જ જાણવા બીજાને નહીં એમ આ શ્લોકમાં બતાવે છે. જે પરબ્રહ્મ, ભગવાન્ અને પુરૂષોત્તમ તથા સર્વે અવતારના કારણરૂપ એવા એ ઇશ્વર અમારા ઉપાસ્ય ઇષ્ટદેવ શ્રી કૃષ્ણજ છે એમ જાણો. પરમ્ એટલે સર્વેને ઉપાસના કરવા યોગ્ય હોવાથી મોટા. બ્રહ્મ એટલે વૃદ્ધિ પામે-અપાર મહિમાને લીધે સર્વેથી અધિક થાય તે. વિષ્ણુપુરાણમાં કહ્યું છે કે ભાવના વૃદ્ધિ પામવાથી વિસ્તારવાથી તેમજ સર્વેના આશ્રય હોવાથી જેનાથી ભાવોને ધારણ કરવામાં આવે તેને બ્રહ્મ કહે છે સકલ શાસ્ત્રના તાત્પર્યનો વિષય બનેલું એવું એ પરમ તત્ત્વ છે એમ જાણવું. બ્રહ્મ શબ્દનો અર્થ તત્ત્વ પણ થાય છે એમ ધરણિકોષમાં છે. તેમજ તત્ત્વ શબ્દ પરમાત્મા, વાદ્યના ભેદમાં વગેરેમાં વપરાય છે એમ મહેશ્વરે કહેલું છે. ભાગવતના પ્રથમ સ્કંધના બીજા અધ્યાયમાં સૂતપુરાણીએ શૌનક પ્રત્યે કહેલું છે કે તત્ત્વને જાણનારાઓ જેને તત્ત્વ કહે છે, જેનું જ્ઞાન અદ્વિતીય છે અને જે બ્રહ્મને પરમાત્મા તથા ભગવાન્ એવા શબ્દથી સંબોધાય છે. વળી કહ્યું છે કે કૃષ્ણથી મોટું હોય એવા કોઇ તત્ત્વને હું જાણતો નથી એ વગેરેમાં પણ તત્ત્વ શબ્દ બ્રહ્મનો પર્યાય ગણાવેલો છે. અહી ઇશ એવું જે વિશેષણ મુકેલું છે તે અજહત્ લિંગ હોવાથી દોષિત્ નથી. કેમકે લિંગ અને સંખ્યાના વિભેદમાં એમ થાય છે. હવે પરમ એવું જે વિશેષણ મુકયું છે તે માટે નીચેના દાખલા જુઓ. કહ્યું છે કે આ મહાન્ જે બ્રહ્મ છે તે મારી યોનિ છે અને તેમાં હું ગર્ભ ધારણ કરૂં છું એમ માયા નામથી પણ બ્રહ્મ કહેલું છે. વળી એકાદશ સ્કંધના છઠ્ઠા અધ્યાયમાં ઉદ્ધવજીએ ભગવાન્ પ્રત્યે કહેલું છે કે શાંત અને પવિત્ર

એવા સંન્યાસિઓ તમારા બ્રહ્મ નામના ધામને પામે છે તેમાં બ્રહ્મ શબ્દ- થી અક્ષર બ્રહ્મને કહેલું છે. પ્રથમ સ્કંધના પહેલા અધ્યાયમાં વ્યાસજીએ કહેલું છે કે આદિ કવિ અને બ્રહ્મ છે હૃદય જેનું એવા તેમને નમુ છું, એમાં બ્રહ્મ શબ્દને તેનાં બ્રહ્મ અર્થથી જુદો પાડેલો છે. વળી શ્રુતિઓ પણ છે કે માયાથી પર અને સૂર્યના સરખા તેજ વાળા; તેમાં માયા એને બદલે તમસ્ શબ્દ મુક્યો છે; વળી અક્ષરથી પર અને તેથી પણ પર સર્વે વેદો એ પદને જ નમે છે વગેરે.

**ભગવાન્** એટલે ભગ શબ્દથી જે ગુણો કહેવાય તે. તે ગુણો જેનામાં હોય તે ભગવાન્ કહેવાય ભગ એટલે શું તે નારદ પંચરાત્રમાં કહેલું છે કે સમગ્ર ઐશ્વર્ય, ધર્મ, યશ, લક્ષ્મી, જ્ઞાન અને વૈરાગ્ય એ છની ભગ એવી સંજ્ઞા આપેલી છે અને ભગવત્ શબ્દથી એ જ અર્થ કહેલો છે. જેમકે ઉત્પત્તિ, પ્રલય, તથા ભૂત પ્રાણી માત્રનું જ્ઞાન અને અજ્ઞાન, તથા વિદ્યા અને અવિદ્યા તેને જે જાણે તે ભગવાન્ એ પ્રકારે કહેવાય છે. વિષ્ણુ પુરાણમાં પણ કહ્યું છે કે, હે મૈત્રેય ! ભગવત્ શબ્દ શુદ્ધમાં, મહાવિભૂતિ ના અર્થમાં, તથા સર્વે કારણના કારણ એવા અર્થમાં વપરાય છે.

હવે પુરૂષોત્તમનો અર્થ કરે છે. પુરતીતિ પુરૂષઃ પૂર્વેથી જ સિદ્ધ થયેલા. **પૂર્વમેવાહમિહાસમ્** એટલે કે હું પૂર્વે આ જગતમાં હતો એ પ્રકારે તે પુરૂષનું પુરૂષપણું સિદ્ધ થાય છે એવી શ્રુતિ છે અથવા તો તે શબ્દનો બીજી રીતે અર્થ કરીએ તો ભક્તના મનોરથોને પુરણ કરે તે પુરૂ કહેવાય; તથા ભક્તોના દુઃખોનો નાશ કરે તે. સ એટલે પુરૂસ એ મળી ને પુરૂષ શબ્દ થયો. ઉદ્યોગ પર્વમાં સંજયે કહેલું છે કે તે જે પુરૂં રક્ષણ રૂપ હોય તે પુરૂષોત્તમ. વળી પુરૂષ શબ્દની ત્રીજી વ્યુત્પત્તિ એવી છે કે પુરૂ કહેતાં પોતાના ભક્તે જેટલું ઇચ્છયું હોય તેથી અધિક અને સ કહેતા સનોતિ–દદાતિ–આપે છે તે પુરૂષ. વળી બીજી રીતે પણ અર્થ થાય છે. તે એવો અર્થ થાય છે કે પુરૂણિ કહેતાં પાપોને અને ઊષતિ કહેતાં દહતિ; એટલે કે સ્મરણ વગેરે કરવાથીજ જે પાપોનો નાશ કરી નાખે તે. પુરૂષ. બૃહદારણ્યક શ્રુતિમાં પણ કહેલું છે કે જે પુરૂષ સર્વેથી પણ પહેલાં હતાં તે સર્વે પાપને બાળી નાંખતો એ માટે તેને પુરૂષ કહે છે અથવા તો પુરૂષના આકારવાળો હોવાથી પુરૂષ કહેવાય. શ્રુતિમાં છે કે અગાઉ આ પુરૂષ જ પરમાત્મા હતા. વળી શ્રુતિમાં કહ્યું છે કે જે, તે મોટા એવા જીવોના સમૂહ તેથી પર અને તેજો રાશી એવા

પુરૂષને જોતા હતા. પોતાનોજ નિર્માણ કરેલો એવો જે વિરાટ દેહ તે રૂપી પુરમાં (નગરમાં) શયન કરવાથી પુરૂષ પણ કહેલા છે. તેમાં માયાના અધિષ્ઠાતા અને ભગવાનના અંશ એવા પુરૂષનો અભેદ કહેવાની ઇચ્છાથી એમ કહેલું છે એવી રીતે સમજવું; નહીં તો વિરાટ રૂપી પુર નગર નિ-ર્માણ થયાની પણ પહેલાં તે હતા; નહીં તો **पुरुषो ह वै नारायणोऽकामयत प्रजाः सृजा:** એટલે કે પુરૂષ એવા નારાયણે ઇચ્છા કરી અને સૃષ્ટિ રચી એવી શ્રુતિને વિરોધ આવે.

**उत्तमः** એટલે જે અતિશય ઉત્કૃષ્ઠ સારા હોય તે. જેમાંથી તમો ગુણ—અવિવેક—મોહ—જતો રહ્યો હોય તેને ઉત્તમ કહે છે. પુરૂષ ઉત્તમ શબ્દ મળીને પુરૂષોત્તમ શબ્દ થયો છે. પુરૂષ એવા ક્ષર અને અક્ષર એ થકી પર—શ્રેષ્ઠ માટે પુરૂષોત્તમ. શ્રી ભગવદ્ ગીતાના પંદરમા અધ્યાયમાં પણ કહ્યું છે કે લોકમાં ક્ષર અને અક્ષર એવા બે પુરૂષો છે. ક્ષર એટલે સર્વે ભૂત પ્રાણી માત્ર અને કૂટસ્થ જે આત્મા તેને કહે છે. તેજ અધ્યાયમાં કહે છે કે ઉત્તમ પુરૂષ તો (ક્ષર અને અક્ષરથી) જુદા છે તેને પરમાત્મા એ પ્રકારે કહે છે; તેથી ક્ષરથી પણ હું પર છું. અને અક્ષરથી પણ શ્રેષ્ઠ છું. તેટલા માટે લોકમાં, તેમજ વેદમાં હું પુરૂષોત્તમ એવી રીતે પ્રસિદ્ધ છું. એ વ્યાખ્યા શ્રીમદ્ રામાનુજાચાર્યના ભાષ્યમાંથી જાણી લેવી. સર્વે આવિર્ભાવો કહેતાં અવતારો—વાસુદેવ વગેરે, તથા કેશવાદિ જે વ્યૂહો અને વરાહ આદિ જે અવતારો તેના કારણ અને જેનાથી અવતાર માત્ર થાય છે એવો એ પુરૂષોત્તમનો અર્થ છે. શ્રી ભાગવતના દશમ સ્કંધના ચૌદમા અધ્યાયમાં વૃંદાવનવિહારી પ્રત્યે બ્રહ્માનું વાક્ય છે કે હે ઇશ ! દેવતાઓમાં, ઋષિઓમાં, તથા મનુષ્યોમાં, અને પક્ષિઓમાં અજન્મા એવા તમારો જન્મ છે તે અસત્ તથા મદોન્મત પુરૂષોના નિગ્રહને માટે છે, હે પ્રભો ! તથા તે, સત્ પુરૂષોના તથા બ્રહ્માના અનુગ્રહ માટે પણ છે. દશમ સ્કંધના એકાવનમા અધ્યાયમાં મુચકુંદ રાજા પ્રત્યે ભગવાને કહેલું છે કે મારાં જન્મ અને કર્મો હજારો હજાર છે; તેનો અંત આવે તેમ નથી તેથી હું પણ તે ગણી શકતો નહી. કદાચ ઘણાં જન્મો ધરીને પણ પૃથ્વીનાં રજકણો ગણી શકાય પણ ગુણ તથા કર્મવાળા એવા જે મારા જન્મો તે કોઇ ગણવાને ક્યારેય શક્તિમાન્ થતું નથી, હે રાજન્ ! ભૂત, ભવિષ્ય અને વર્તમાન કાળમાં થયેલા એવા મારા જન્મ, તથા કર્મોને, મોટા ઋષિયો પણ અનુક્રમથી નથી જાણી શકતા, એમ મુચકુંદ રાજા પ્રત્યે ભગવાને પણ કહેલું છે તેથી; વળી દશમ સ્કંધના આઠમા

અધ્યાયમાં ગર્ગ ઋષિએ નંદરાજા પ્રત્યે કહેલું છે કે તમારા પુત્રના ગુણકર્મને અનુરૂપ એવાં નામ અને ગુણ ઘણાં છે તેને હું જાણું છું. બીજાં મનુષ્યો જાણતાં નથી. એ પ્રમાણેના જ તે ઇશ અને મોટા ઇશ્વર તે શ્રીકૃષ્ણને જ જાણવા, બીજાને નહીં. સપ્તમ સ્કંધના દશમા અધ્યાયમાં યુધિષ્ઠિર પ્રત્યે નારદજીએ કહેલું છે કે જેના ઘરમાં સાક્ષાત્, શુદ્ધ, અને મનુષ્ય શરીર ધારણ કરનાર એવા પરમાત્મા વસે છે; સપ્તમ સ્કંધના દશમા અધ્યાયમાં નારદજીએ કહેલું છે કે જે પામવા યોગ્ય તે આ જ મોટા એવા પરમાત્મા છે. તે જ સ્કંધના પંદરમા અધ્યાયમાં શુકજી કહે છે કે મોટા બ્રહ્મ સ્વરૂપ એવા કૃષ્ણને સાંભળીને પ્રથમ સ્કંધના નવમા અધ્યાયમાં પાંડવો પ્રત્યે ભિષ્મે કહેલું છે કે નિશ્ચે એ જ સાક્ષાત ભગવાન્ છે પ્રથમ સ્કંધના ત્રીજા અધ્યાયમાં સુત પુરાણીએ શૌનક પ્રત્યે કહેલું છે કે કૃષ્ણ તો સ્વયં—પોતે જ ભગવાન્ છે. પ્રથમ સ્કંધના દશમા અધ્યાયમાં દુર્યોધનના નગરની સ્ત્રીઓ પરસ્પર બોલી છે કે આત્માને વિષે અવિશેષ (જેનાથી બીજું કાંઇ વિશિષ્ટ નથી) એવા એકજ પુરાતન પુરૂષ છે તે આ જ છે નિશ્ચે; વગેરે એ જે ભાગવતનાં વાક્યો છે તેથી પણ એજ જણાય છે. એ પ્રકારના જ્ઞાનવાળાઓને ભગવાનની પ્રાપ્તિનું જ ફળ મળે છે એમ ભગવદ્ ગીતામાં કહેલું છે. તેના ચોથા અધ્યાયમાં કહે છે કે હે અર્જુન ! જે માણસ મારાં દિવ્ય એવાં જન્મ તથા કર્મને તત્વવડે કરીને જાણે છે તે આ દેહને મુકીને ફરી જન્મ પામતો નથી પણ તે મને પામે છે. જેઓ એ પ્રકારે નથી જાણતા તેઓ અસુર છે. એમ પણ ગીતામાં જ કહેલું છે. તેના નવમા અધ્યાયમાં કહ્યું છે કે મારા પરભાવને અને મહેશ્વર એવા મને એવા નહિ જાણનારા મૂઢ બુદ્ધિવાળા પુરૂષો, મનુષ્ય દેહધારણ કરેલો એવો હું તે મારી અવજ્ઞા કરે છે; એ અજ્ઞાનીઓની આશાઓ ફોકટ છે, કર્મો ફોકટ છે અને જ્ઞાન પણ પણ ફોકટ છે. રાક્ષસી તથા આસુરી એવી તે મોહ પમાડનારી પ્રકૃતિ તેને આશરેલા તે ક્રૂર અને મનુષ્યોમાં અધમ એવાઓનો દ્વેષ કરીને હું તેમને અશુભ એવી આસુરી યોનિમાં નાખું છું; હે કૌંતેય ! તે મૂઢ પુરૂષો દરેક જન્મમાં આસુરી યોનિને પામેલા એવા, મને નહીં પામીને અધમ ગતિને પામે છે. એવા ભૂત પ્રાણી માત્રના મહાન્ એવા કોણ તે શ્રી કૃષ્ણ કે ? એવી આશંકા કરીને, સર્વના જ્ઞાન માટે, તેમનાં એ વિશેષણો

મુકેલાં છે. એ જ અમારે ઉપાસ્ય કહેતાં ઉપાસના કરવા યોગ્ય ઇષ્ટદેવ છે. આને માટે વધુ વિવરણ આગળ પણ કરેલું છે. જે સાક્ષાત્ ભગવાન્ અને ક્ષર તથા અક્ષરથી પર છે તે કૃષ્ણ જ પોતે ભક્તિને વિષે ધર્મથી મોટી કૃપા કરીને શ્રી સ્વામિનારાયણ એ નામથી પ્રકટ થતા હવા. પૃથ્વીને વિષે મનુષ્ય દેહને નટની પેઠે ધારણ કરતા મનુષ્યોના આચાર્યપણાના ધર્મમાં રહેલા એવા કૃષ્ણને પરોક્ષપણે કહેલા છે પણ તેથી તે બીજાને નથી કહ્યા પરન્તુ પોતાને જ કહ્યા છે.

**सराधया युतोऽयो राधा कृष्ण इति प्रभुः ।**

**रुक्मिण्या रमयोपेतो लक्ष्मीनारायणः स हि ॥ १०९**

હવે એ એક જ એવા શ્રી કૃષ્ણના—રાધાકૃષ્ણ, લક્ષ્મીનારાયણ આદિ જે સ્વરૂપોના પરસ્પર ભેદ છે તેને ચાર શ્લોકથી કહી બતાવે છે.

**સ** એટલે ઉપરના શ્લોકમાં જણાવેલાં લક્ષણોવાળા. જે સમર્થ હોય તે પ્રભુ—ઇશ્વર કહેવાય. એટલે શ્રી કૃષ્ણ. પ્રભુ શબ્દના સ્વામી, ઇશ્વર, પતિ, ઇશિતા અધિભૂ, નાયક, નેતા પરિવૃઢ અને અધિપ એટલા પર્યાય શબ્દો છે.

રાધયાયુતઃ એટલે રાધાએ સહિત. રાધા એટલે વૃષભાનુની પુત્રી તેની સાથે રહ્યા થકા રાધાકૃષ્ણ એ પ્રકારના નામથી તેમને જાણવા. સ હિ એટલે નિશ્ચે તે જ શ્રીકૃષ્ણ.

રૂક્મિણ્યા—એટલે ભીષ્મક રાજાના ઘરમાં પ્રકટ થયેલાં એવાં અને રૂક્મિણી સંજ્ઞાવાળાં એવાં રમા-લક્ષ્મીજી સાથે. પુરાણમાં કહેલું છે કે રામાવતારમાં સીતા થયાં અને કૃષ્ણ જન્મમાં રૂક્મિણી થયાં.

ઉપેત એટલે સાથે રહ્યાં થકાં. એ પ્રમાણે હોય તો લક્ષ્મીનારાયણ એવા નામથી જાણવા પરન્તુ બીજા કોઇ નામથી નહીં.

**स्यादसौऽर्जुनेन युक्तोऽसौ नरनारायणाभिधः ।**

**बलभद्रादि योगेन तत्तन्नामोच्यते स च ॥ ११०**

હવે અસૌ એટલે તે શ્રીકૃષ્ણ જ અર્જુનની સાથે એટલે પાંડવોના વચેટ ભાઇ સાથે હોય ત્યારે નરનારાયણ એવા નામથી જાણવા. નર શ-

બ્દ અજ, મનુજ તથા અર્જુન એટલા અર્થમાં વપરાય છે. ભારતમાં પણ કહેલું છે કે અર્જુનમાં નરનો આવેશ છે અને શ્રીકૃષ્ણ તો નારાયણ પોતે જ છે. શ્રી ભાગવતના દશમ સ્કંધના ૮૯ મા અધ્યાયમાં ભૂમા પુરૂષે કૃષ્ણ અને અર્જુન પ્રત્યે કહેલું છે કે તમે પૂર્ણ કામ એવા નરનારાયણ ૠષિ જ છો. વળી ફરીને એજ શ્રીકૃષ્ણ—બળભદ્ર એટલે બળથી જે સારા હોય તે બળભદ્ર. તેમનાં બીજાં નામો શ્રીકૃષ્ણાગ્રજ (શ્રીકૃષ્ણના)મોટા ભાઈ, શ્રીરામ,બળભદ્ર, પ્રલમ્બઘ્ન,બળદેવ,અચ્યુતાગ્રજ, રેવતી-રમણ, રામ, કામપાળ અને હળાયુધ છે એમ અમર કોષમાં છે. એ બળભદ્ર, સત્યભામા વગેરેની સાથે જ્યારે શ્રીકૃષ્ણ હોય ત્યારે તે તે નામ સાથે જ કહેવાય છે. જેમકે રાધાકૃષ્ણ, સત્યાકૃષ્ણ વગેરે નામથી આપણા સંપ્રદાયમાં બોલાય છે એમ તમારે સૌએ જાણવું આમાં બે વિધિ વાકયો છે.

**एते राधादयो भक्तास्तस्य स्युः पार्श्वतः क्वचित् ।**
**क्वचित्तदंगेऽति स्नेहात्स तु ज्ञेय स्तदैकलः ॥ १११**

હવે રાધાદિની સાથે રહેલા એવી રીતે સર્વે જનને દેખાય તે બન્ને સ્થિતિઓની વાત કરે છે. એ જે ભગવાનની પાસે રહેલા અને તેથી સેવક કહેવાતા જે રાધા આદિ ભકતો તે કયારેક તો તે શ્રીકૃષ્ણના પડખાને વિષે રહેલા છે તેથી સર્વ મનુષ્યોની દૃષ્ટિએ પડે એ રીતે રહે છે. તે વખતે રાધાકૃષ્ણ એ વગેરે નામ પડે એમ જાણવું અને કોઇક સમયે અતિ સ્નેહે કરીને ગાઢ પ્રીતિથી તે શ્રીકૃષ્ણના અંગ જે હૃદય વગેરે તેને વિષે, એક થઇ ગયેલાં હોય તેમ અને કોઇને દેખાય નહીં પણ માત્ર શ્રીકૃષ્ણને જ દેખાય તેની પેઠે રહે છે ને એકપણાની અવસ્થામાં શ્રીકૃષ્ણ એકલા જ સર્વેને દેખાય પણ રાધાદિ ન દેખાય. તે સ્થિતિમાં એકલું શ્રીકૃષ્ણ એવુ જ નામ જાણવું તેથી જ્યાં મંદિરમાં એકલી શ્રીકૃષ્ણ-ની જ મૂર્તિ હોય ત્યાં પણ રાધા આદિક જે સેવક તેના મંડળ સાથે જ છે એમ જાણવું, એમ કહેલાનો આશય છે. આમાં બે વિધિવાકયો છે. ૧૧૧

**अतश्चास्य स्वरुपेषु भेदोज्ञेयो न सर्वथा ॥**
**चतुरादि भुजत्वं तु द्विबाहो स्तस्य चैच्छिकम् ॥ ११**

અતઃ એટલે એકજ એવા શ્રીકૃષ્ણ તે પોતાની પાસે રહેલા સેવકોના

ભેદથી રાધાકૃષ્ણ વગેરે નામથી કહેવાય છે અને તેથીજ પ્રસિદ્ધ મહા મંદિરોમાં પધરાવેલાં એવાં શ્રીકૃષ્ણના સ્વરૂપો જે રાધાકૃષ્ણ આદિ નામ તથા રૂપમાં સર્વથા ભેદ ન જાણવો. ખરેખર પાસે રહેલા સેવકોના ભેદથી શ્રીકૃષ્ણના સ્વરૂપમાં ભેદ ન જાણવો; તે બે ભૂજ, ચાર ભૂજ આદિ તો આકારભેદથી જ તે સંભવે છે અને તેથી હવે કહે છે કે ચતુર્ભુજ વગેરે બે ભૂજ, ચાર ભૂજ એ તો વાસ્તવિક રીતે બે ભૂજવાળા શ્રીકૃષ્ણના જ છે. ચાર કે આઠ હાથ તે જેને છે તે ચતુર્ભુજપણું કે અષ્ટભુજપણું કે સહસ્રભુજપણું તે તો તેમની ઇચ્છાયે કરીને છે એમ જાણવું અને તેથી પણ સ્વરૂપના ભેદ ન જાણવા. મુચકુંદ રાજા વગેરેને જે ચતુર્ભુજ સ્વરૂપનુ દર્શન આપવું, અર્જુનને અષ્ટભુજ કે સહસ્રભુજ સ્વરૂપનું દર્શન આપવુ તેતો ભક્તની ઇચ્છા પુરનાર, યોગમાયાના ઇશ અને સત્યસંકલ્પ એવા તે પ્રભુની પોતાની જ ઇચ્છાનું નિયામકપણું છે એમ જાણવું પોતે તો બે ભુજાવાળા છે તે માટે બ્રહ્મવૈવર્ત તથા સ્કંદપુરાણના વાસુદેવ માહાત્મ્યમાં પણ કહ્યું છે કે બે ભુજાવાળા અને મોરલી છે જેના હાથમાં, ત્યાંથી જાણવું. વળી શ્રુતિમાં પણ કહ્યું છે કે પુરૂષોત્તમનું પુરૂષાકારપણું વગેરે. આમાં એક નિષેધવાક્ય અને એક વિધિવાક્ય મળી બે છે. ૧૧૨

तस्य सर्वथा भक्तिः कर्तव्या मनुजैर्भुवि ।
निःश्रेयसकरं किंचित्ततो न्यन्नेति दृश्यताम् ॥ ११३

ભુવિ જે પૃથ્વી તેમાં મનુષ્યોએ સર્વથા તેની જ ભક્તિ કરવાની છે. ભુવિ એટલે પૃથ્વી, એમ સામાન્યપણે કહી છે પણ તેનો અહીં વિશેષપણે અર્થ કરવાનો છે એટલે કે ભરતખંડ નામના પૃથ્વીના ભાગમાં. કેમકે દેવોએ પણ ભરતખંડમાં જન્મ માગેલા છે. ભાગવતના પંચમ સ્કંધના ઓગણીશમા અધ્યાયમાં દેવોએ કહેલું છે કે અમારા વેદમંત્રના જાપ વગેરેના પુણ્યને ભોગવતાં સ્વર્ગનું જે કાંઇ સુખ બાકી રહેલું હશે તેથી, હે અજનાભે ! ( ભગવત્ ! તમારી સ્મૃતિ અમને થાય છે અને હરિને ભજનારનું તમે કલ્યાણ કરો છો.

મનોઃ સ્વાયંભૂ મનુથી ઉત્પન્ન થયેલા એટલે મનુજા—મનુષ્યો. તેમને જ ભગવાનની ભક્તિ કરવાનો મુખ્યપણે કરીને અધિકારછે માટ ઐતરેયારણ્યક શ્રુતિમાં કહ્યું છે કે પુરૂષ એવા પરમાત્માનોજ આત્મા વિસ્તૃત છે અને

તેજ વિજ્ઞાનથી સંપન્નતમ છે. તે વિજ્ઞાનને કહે છે અને વિજ્ઞાનને જુએ છે તથા ભવિષ્યમાં થનાર વસ્તુને જુએ છે તથા લોક અને અલોકને જાણે છે. મનુષ્યો જ્ઞાનસંપન્ન થઈ સ્વર્ગની ઇચ્છા કરે છે. બીજા જે પશુઓ છે તે તો માત્ર ખાવું અને પીવું એટલું જ છે. વિજ્ઞાનની ખબર નથી, તેમને જ્ઞાન નથી તથા આગળ શું થશે તેની ખબર નથી તથા લોક અને અલોકની પણ ખબર નથી. વળી ભાગવતમાં પંચમ સ્કંધના ઓગણીશમા અધ્યાયમાં દેવોએ કહેલું છે કે અહો ! આપણે તે કોંએ મોટાં પુણ્ય કર્યાં હશે કે જેમના ઉપર સ્વયં ભગવાન્ પ્રસન્ન થયા છે, જેમણે ભરતખંડના આંગણે મનુષ્યોમાં જ જન્મ ધરીને મુકુંદ એવા ભગવાન્ની સેવાને ઉપયોગી એટલીજ ઇચ્છા રાખી છે. ભાગવતના તૃતીય સ્કંધના પંદરમા અધ્યાયમાં દેવો પ્રત્યે બ્રહ્માએ કહેલું છે કે પોતે ઇચ્છેલા એવા મનુષ્યજન્મને પામવા છતાં પણ જેઓ, આ લોકમાં તમારી વિસ્તાર પામેલી એવી માયા વડે કરીને મોહ પામેલા છે તેઓ, (ખેદથી કહેવું પડે છે કે) ધર્મ તથા તત્વજ્ઞાન અને ભગવાનનું આરાધન (ભકિત) નથી કરતા. ભાગવતના તૃતીય સ્કંધના પચીશમા અધ્યાયમાં કપીલ દેવે માતા પ્રત્યે કહેલું છે કે જેમણે તીવ્ર એવા ભકિતયોગથી મારે વિષે સ્થિર થઈને પોતાનું મન અર્પણ કરેલું એજ પુરૂષો આ લોકમાં પોતાના કલ્યાણના માર્ગરૂપી ઉદયને પામે છે. એ પ્રમાણે ભગવત્ વાકયથી પણ મનુષ્યોને જ ભકિતનો મુખ્ય અધિકાર છે એમ સાબીત થાય છે.

તસ્ય—એટલે શ્રીકૃષ્ણનો જ 'એવ' મુકવાનું કારણ કે બીજા દેવોથી શ્રીકૃષ્ણને પૃથક્ જણાવેલા છે. તૃતીય સ્કંધના પચીસમા અધ્યાયમાં કપીલજીએ કહ્યું છે કે હું જે ભગવાન્ પ્રધાન પુરૂષ તેથી બીજે કયાંઇ પણ સર્વે ભૂત પ્રાણી માત્રને ભયની નિવૃત્તિ થવાનું સ્થળ નથી. પંચમ સ્કંધના ૫મા અધ્યાયમાં ઋષભદેવજીએ પોતાના પુત્રો પ્રત્યે કહેલું છે કે જયાં સુધી વાસુદેવ એવા મારામાં તેની પ્રીતિ થતી નથી ત્યાંસુધી તે કોઇ પણ યોગથી દેહનો ત્યાગ કરતો નથી. દશમ સ્કંધના ૫૧ મા અધ્યાયમાં મુચકુંદ પ્રત્યે દેવોએ કહેલું છે કે તું વર માગ્ય, તારૂં કલ્યાણ થાઓ, પરન્તુ મોક્ષ વિનાનો વર તત્કાળ માંગ. વળી એક એવા ઇશ્વર ભગવાન્ વિષ્ણુજ અધિકારી છે એમ દેવવાકય છે.

એ કૃષ્ણ ભગવાનની ભક્તિ, કથા સાંભળવી, કીર્તન કરવાં વગેરે લક્ષણોવાળી શ્રદ્ધાથી. તૃતીય સ્કંધના બત્રીશમા અધ્યાયમાં કપિલજીએ માતા પ્રત્યે કહેલું છે કે તે ગુણોના આશ્રયવાળી જે ભક્તિ તે વડે એ ભગવાનના ચરણ કમળને ભજવા યોગ્ય છે માટે તમે એ પરમાત્માને સર્વ ભક્તિભાવથી ભજો. છઠ્ઠા સ્કંધના ત્રીજા અધ્યાયમાં યમરાજાએ પોતાના દૂતો પ્રત્યે કહેલું છે કે ઋષિઓ એ પ્રમાણે વિચાર કરીને અનંત એવા ભગવાન્ તે વિષે સર્વે પ્રકારે કરીને ખરેખા ભક્તિભાવ ધારણ કરે છે. તેમને કદાચ પાતક લાગ્યું હોય તો પણ તે દંડને યોગ્ય નથી તેમનાં પાતકનો પરમાત્મા નાશ કરે છે. વળી ભાગવતના પ્રથમ સ્કંધના બીજા અધ્યાયમાં સૂતપુરાણીએ શૌનક પ્રત્યે કહેલું છે કે તેથી કરીને ઇંદ્રિયોના પતિ એવા ભગવાન્ સર્વદા એકાગ્ર મન વડે કરીને શ્રવણ કરવા યોગ્ય, ધ્યાન કરવા જેવા અને પૂજ્ય છે. '

સર્વથા—એટલે કાયા, વાણિ અને મન વડે કરીને. દશમ સ્કંધના સુડતાળીશમા અધ્યાયમાં ઉદ્ધવજી પ્રત્યે નંદ વગેરે ગોવાળીઆઓએ પણ કહેલું છે કે અમારા મનની વૃત્તિઓ કૃષ્ણનાં ચરણકમળના આશ્રયે રહો; અમારી વાણી તેના નામનું સ્મરણ કરનારી અને અમારૂં શરીર તેને નમસ્કાર કરવામાં લાગો. ભાગવતના છઠા સ્કંધના અગીઆરમા અધ્યાયમાં શ્રી હરિ પ્રત્યે વ્રત્રાસુરે કહેલું છે કે હે હરિ હું તમારા ચરણ કમળના દાસનો પણ દાસ વારંવાર થાઉં. મારૂં મન, પ્રાણોના પતિ એવા પરમાત્માના ગુણોનું સ્મરણ કરો, વાણી ભગવાનની કથા કરો અને કાયા તે ભગવાન સંબંધી કર્મ કરો. વળી દશમ સ્કંધના દશમા અધ્યાયમાં શ્રી કૃષ્ણ પ્રત્યે નકુલમણિગ્રિવે કહેલું છે કે અમારી વાણી ભગવાનના ગુણોનું કથન કરવામાં,કાન ભગવાનની કથા સાંભળવામાં, હાથ ભગવત્ સંબંધીં કાર્યો કરવામાં અને મન ભગવાનનાં ચરણકમળમાં રહો; અમારૂં મસ્તક તમારી સ્મૃતિમાં રહો અને હે જગતને પ્રણામ કરવા યોગ્ય! તમારા ચરણકમળમાં મારો નિવાસ છે અને અમારી દૃષ્ટિ શરીર ધારી એવા સત્પુરૂષોનાં દર્શનમાં રહો. એમ ભકતજનોનાં વાક્યો છે. તેમજ આ નરદેહ સર્વે પ્રકારે ક્ષણભંગુરછે તથા મૃત્યુ કયારે આવશે તેનો સમય નિશ્ચિત નહી હોવાથી બીજાં કામોને બાજુએ મુકીને ભક્તિ કરવી એવો અર્થ છે. મોક્ષ-

ધર્મમાં કહેલું છે કે જુદાં જુદાં સકામ કર્મોનાં ફળોની ઈચ્છા કરતા અને બીજા વિષયોમાં પરોવાયલા એવા મનને, વરૂ જેમ ઘેટાંઓને પકડે તેમ, મૃત્યુ પણ અચાનક આવીને પકડી લે છે. પુષ્પાણિ એટલે સકામ કર્મોનાં ફળો. ઘેટાંઓ પણ રજોદર્શન પાળે છે--એટલે કે પશુઓમાં પણ સ્ત્રીઓનો પ્રસંગ રજોદર્શન વિના કરવામાં આવતો નથી. જે કલ્યાણકર હોય તે તત્કાળ કર; તને કાળ ઉલ્લંઘી જાય નહીં; તે કામ પુરૂં નહીં કર્યું હોય તોપણ મૃત્યુ પકડી લેશે. કાલે કરવાનું અત્યારે જ કર અને પાછલા પહોરે કરવાનું આગલા પહોરે કર્ય. અમુક આ કામ કરી રહ્યો છે કે નથી કરી રહ્યો તેની મૃત્યુ કાંઇ વાટ જોતું નથી. કોનો મત્યુનો કાળ કયારે આવશે તે કોણ જાણી શકે તેમ છે? યુવાનીમાંજ ધર્મિષ્ઠ થાઓ. કારણ કે આ જીવિત તો નિશ્ચે અનિત્ય છે.

શ્રી ભાગવતના ચતુર્થ સ્કંધના ચોવીસમા અધ્યાયમાં રૂદ્રે ભગવાન પ્રત્યે કહેલું છે કે ઘણોજ પ્રમત્ત થયેલો અને અમુક કરવાનું છે એવું ચિંતવન કરતો, ઘણોજ લોભી અને વિષયની લાલસાવાળાને, જરા પણ નહીં ચુકેલો એવો કાળ, ભુખ્યો હોવાથી પોતાની દાઢયોને ચાટતો એવો સર્પ જેમ ઉંદરને પકડે તેવી રીતે, અચાનક પકડી લેશે ભાગવતના એકાદશ સ્કંધમાં ભગવાન કૃષ્ણે ઉધ્ધવજી પ્રત્યે કહેલું છે કે જ્ઞાની મનુષ્યે મૃત્યુ આવે તે અગાઉ મરણ ધર્મથી અધિક એવા સિદ્ધિને મેળવવાના સાધનરૂપ આ શરીરને જાણીને આળસનો ત્યાગ કરી મોક્ષ માટે યત્ન કરવો. ભાગવતના એકાદશ સ્કંધના નવમા અધ્યાયમાં શ્રી દત્તાત્રેયભગવાને યદુ પ્રત્યે કહેલું છે કે અનેક જન્મને અંતે પણ દુર્લભ એવા અને અનિત્ય તથા અર્થોને આપનારા એવા મનુષ્યજન્મને પામીને જે ધીર પુરૂષ આ લોકમાં તત્કાળ પોતાના કલ્યાણના વિષયમાં યત્ન કરે તો તે મત્યુ પછી નરકમાં પડતો નથી. ભાગવતના સપ્તમ સ્કંધના છઠા અધ્યાયમાં અસુરોના બાળકો પ્રત્યે પ્રલ્હાદજીએ કહેલું છે કે ડાહ્યા પુરૂષે કુમાર અવસ્થાથી જ ભાગવત ધર્મનું આચરણ કરવું, કારણકે આ મનુષ્ય જન્મ દુર્લભ છે અને તે પણ અર્થને આપનારા છતાં અનિશ્ચિત છે. તે હેતુ માટે સંસારના ભયને લીધે કુશળ પુરૂષ પોતાના કલ્યાણ માટે, જ્યાં સુધી પોતાનું શરીર સારૂં હોય ત્યાં સુધી યત્ન કરે તો તે વિપત્તિમાં પડતો નથી. જો એવો પ્રયત્ન ન કરે તો તેથી મોટા અનર્થની આપત્તિ આવે છે.

ભાગવત્ પંચમ સ્કંધના ઓગણીશમા અધ્યાયમાં દેવોએ કહેલું છે કે જે

પુરૂષો, જ્ઞાન, ક્રિયા, અને દ્રવ્યની અને સમૂહવાળી એવી મનુષ્ય જાતિને પામીને આ લોકમાં મોક્ષનો પ્રયત્ન નથી કરતા તેઓ પક્ષિઓ જેમ ફરી બંધનને પામે છે તેની પેઠે ફરી જન્મમરણના ફેરામાં આવે છે. દશમ સ્કંધના એકાવનમા અધ્યાયમાં મુચકુંદ રાજાએ પણ કૃષ્ણ પ્રત્યે કહેલું છે કે હે અનઘ ! આ લોકમાં મનુષ્યનો દેહ પામીને જે પુરૂષ શરીરસિદ્ધિ સારી હોવા છતાં ભગવાનના ચરણકમળનું ભજન નથી કરતો તે અસન્મતિ એવો પુરૂષ, પશુની પેઠે અંધારા કૂવારૂપી ઘરમાં પડેલો જ છે. ભાગવતના એકાદશ સ્કંધના સાતમા અધ્યાયમાં દત્તાત્રેયે યદુરાજા પ્રત્યે કહેલું છે કે ખુલ્લાદ્વાર જેવા આ મનુષ્ય લોકને પામીને જે પુરૂષ પશુની પેઠે ઘરમાં જ આસક્ત થઇને પડયો રહે છે તે ચડયા પછી પડયો છે એમ જાણવું દશમ સ્કંધના ત્રેસઠમા અધ્યા-યમાં કૃષ્ણ પ્રત્યે રૂદ્રે કહેલુંછે કે ભગવાને આપેલા એવા આ મનુષ્યલોકને પામીને ઇંદ્રિયોને વશ નહીં રાખનાર એવો જે મનુષ્ય તમારાં ચરણ કમળનું ધ્યાન નથી કરતો તે પોતાના શોક કરવા યોગ્ય છે અને તે, આત્માને ઠગનારો છે. ચતુર્થ સ્કંધમાં ત્રેવીશમાં અધ્યાયમાં દેવોએ પરસ્પર કહેલું છે કે જે મનુષ્ય આ પૃથ્વીને વિષે મોક્ષ મેળવવાના સાધન રૂપ એવો મનુષ્ય દેહ તેને મહાકષ્ટે કરીને મેળવ્યા પછી વિષયોમાં આસક્ત થાયછે તે ખચિત ખેદ કરવા યોગ્ય છે. ભાગવતના એકાદશ સ્કંધના વિશમા અધ્યાયમાં ઉધ્ધવજી પ્રત્યે ભગવાને જ કહેલું છે કે સર્વે ફળોના મૂળ રૂપ, સ્વાભાવિક ઇચ્છાથીજ પ્રાપ્ત થયેલો, ઉત્તમ વર્ગનાને પણ ન મળી શકે તેવો અને કલ્પવૃક્ષ જેવો તથા એક ગુરૂ જેના સુકાની છે એવો અને નાવરૂપ જે નર દેહ તેને પામીને, જે પુરૂષ આ સંસાર સાગરને અનુકૂળ એવો જે હું તે રૂપી વાયુથી નથી તરી જતો તે આત્મઘાતીછે. તમારા ભક્તિઆદિ ભજનના માર્ગને અનુકૂળ એવો જે આ દેહને, આત્માની પેઠેજ તમારી કૃપા થયેથી તમારા સન્મુખ થયા છતાં પણ તમને ભજતા નથી કારણ કે જેમને અસદ્ શાસ્ત્રોનો અભ્યાસ છે એવા એ શૃગાલ આદિ યોનિના શરીરવાળાઓ આ સંસારમાં ભ્રમણ કરે છે મતલબ કે ભક્તિ વિના બીજું કલ્યાણનું સાધન નથી.

નિઃશ્રેયસ એટલે નિશ્ચે જ કલ્યાણ છે નિશ્રેયશબ્દ મોક્ષના અર્થમાં તથા નર જાતિમાં શંકરના અર્થમાં વપરાયછે. એ પ્રમાણે ભક્તિથી કલ્યાણ થાય છે અને એમ નથી એવું જાણનારા એવા તમોએ એમ જાણવું દશમ સ્કંધના સુડતાલીસમા અધ્યાયનાં ઉધ્ધવજીએ ગોપીઓ પ્રત્યે કહેલું છે કે દાન, વ્રત, તપ, હોમ, જપ, સ્વાધ્યાય, સંયમ તથા બીજાં જે ત્રિવિધ કલ્યાણ

કારક સાધનોથી શ્રીકૃષ્ણની ભક્તિ સાધી શકાય છે, એ વગેરે વાક્યોથી પણ બીજાં સાધનો ભક્તિના હેતુરૂપ હોવાથી તેનો ; ભગવાનની સાથેનો સંબંધ પરંપરાનો છે પણ ભક્તિનો સંબંધ તો સાક્ષાત્ છે એ માટે બીજાં સાધનો કરતાં ભક્તિમાં એટલી વિશેષતા કહેલી છે એવો ભાવ છે. શ્રી કપિલ દેવે ભાગવતના તૃતીય સ્કંધના છવ્વીસમા અધ્યાયમાં દેવહૂતિ પ્રત્યે કહેલું છે કે યોગિયોને બ્રહ્મની પ્રાપ્તિમાં, અખિલ જગતના આત્મા એવા ભગવાનમાં જોડાવા જેવી ભક્તિ સમાન બીજો કોઇ કલ્યાણકર માર્ગ નથી. ભાગવતના ચતુર્થ સ્કંધના ચોવિશમા અધ્યાયમાં મહાદેવે કહેલું છે કે સર્વે પ્રાણિ માત્રને મળી ન શકે તેવો મોક્ષ આપની ભક્તિવાળાને મળે છે વગેરે. ભગવદ્ ગીતાના સાતમા અધ્યાયમાં પણ ભગવાને કહેલું છે કે એ મારી દૈવી અને દુઃખે કરીને પણ તરી ન શકાય તેવી ત્રણ ગુણ વાળી માયાને, જે મનુષ્યો મારી ભક્તિ કરે છે તે જ તરી શકે છે. ભાગવતના સાતમા સ્કંધના નવમા અધ્યાયમાં પ્રહ્લાદજીએ શ્રી નૃસિંહ ભગવાન પ્રત્યે કહેલું છે કે જેમણે ગજયૂથપ એવા ભગવાનને ભક્તિથી રાજી નથી કર્યા તેમનાં ધન, કુલીનતા, રૂપ, તપ, પાંડિત્ય, ઇંદ્રિયોની નિપુણતા, કાંતિ, પ્રતાપ, ઉદ્યમ, આઠે અંગ અને બુદ્ધિ એ તમામ પરમ પુરૂષની આરાધનાનાં સાધન બનતાં નથી. સપ્તમ સ્કંધના સાતમા અધ્યાયમાં પ્રહ્લાદજીએ અસુરો પ્રત્યે કહેલું છે કે નિર્મળ એવી ભક્તિથી જ શ્રીહરિ પ્રસન્ન થાય છે અને બીજાં સાધનો તો વિડંબના માત્ર છે. જેઓ ભક્તિથી રહિત છે તેમની તો મુખ્યત્વે કરીને નિંદા જ સંભળાય છે. ભાગવતના તૃતીય સ્કંધના નવમા અધ્યાયમાં ભગવાન પ્રત્યે બ્રહ્માજીએ કહેલું છે કે સર્વે પાપોનો નાશ કરે એવા આપના પ્રસંગથી, બુદ્ધિ દૈવે હરી લીધી છે તેથી જેઓ વિમુખ થયા છે તેવા લોકોનાં કૃત્યો માત્ર નજીવા કામસુખને માટે જ કરાય છે અને લોભથી પરાભવ પામેલાં છે મન જેમનાં એવા એ ગરીબડાઓ હમેશાં કુશળ રહી શકતા નથી. ભાગવતના છઠ્ઠા સ્કંધના ત્રીજા અધ્યાયમાં યમરાજાએ પોતાના દૂતો પ્રત્યે કહેલું છે કે નિષ્કિંચિન એવા અને ભગવાનના રસને જાણનારા જે પરમહંસનાં વૃંદો તેમણે સેવેલું એવું જે ભગવાનનું ચરણકમળ તેના સુગંધના રસથી રહિત, તથા નરકના માર્ગરૂપ એવા ઘરમાં તૃષ્ણાથી બંધાઇ રહેલા, અને વિમુખ એવા અસત્ પુરૂષોને અહીં લાવો. ભાગવતના તૃતીય સ્કંધના પાંચમા અધ્યાયમાં વિદુરજીએ મૈત્રેય પ્રત્યે કહેલું છે કે પાપથી જે લોકો હરિની કથાથી વિમુખ

થયેલા છે એવા અતિશય શોક કરવા યોગ્ય અજ્ઞાની માણુસોનો હું શોક કરૂં છું. તેમનું આયુષ કાળ હરણુ કરે છે અને તેમનો વાદ, ગતિ તથા સ્મૃતિ સર્વે નિરર્થક છે. ભાગવતના દ્વિતીય સ્કંધના ત્રીજા અધ્યાયમાં શૌનકપ્રત્યે સૂત પુરાણીએ કહેલું છે કે જે મનુષ્યના કાન ભગવાનનાં ચરિત્રો સાંભળવામાં નથી લાગતાં તે, રાફડા છે એમ ખેદ સાથે કહેવું પડે છે. ગીતાના સાતમા અધ્યાયમાં પણુ કહ્યું છે કે માયાથી હરણુ થયું છે જ્ઞાન જેમનું અને આસુરભાવનો આશ્રય કરનારા એવા દુષ્ટ, મૂઢ અને અધમ પુરૂષો મારી ભક્તિ કરતા નથી. આમાં કાંઇ માત્ર, ભક્તિરહિત થઇને ઘરમાં આસક્ત થનારની જ નિંદા છે એમ નહીં, પણુ ભક્તિ વિનાના વૈદિક કર્મમાં આસક્ત થયેલાઓની પણુ નિંદા સમજવી. તે માટે ભાગવતના એકાદશ સ્કંધના ચોવિશમા અધ્યાયમાં ભગવાને ઉદ્ધવજી પ્રત્યે કહેલું છે કે સત્ય અને દયાવાળો એવો જે ધર્મ હોય અગર તપશ્ચર્યા સાથેની વિદ્યા હોય તોપણુ તે, જો મારી ભક્તિ વિનાનો હોય તો તેનો આત્મા સારી રીતે શુદ્ધ થતો નથી. ચતુર્થ સ્કંધના એકત્રીશમા અધ્યાયમાં પ્રચેતસ્ પ્રત્યે નારદજીએ પણુ કહેલું છે કે જે મનુષ્યો આ લોકમાં વિશ્વના આત્મા અને હરિ એવા પરમાત્માની ભક્તિ કરે છે તેનાં જ જન્મ, કર્મો, આયુષ્ય, તથા મન વચન સાર્થક છે. વળી કહ્યું છે કે (ભક્તિ વિના તો) ત્રણુ જન્મથી, અથવા શુકલ પક્ષના કે સાવિત્રના ત્રણુ યજ્ઞોથી, કે ત્રણે વેદમાં કહેલાં કર્મો કરવાથી કે દેવોના જેટલું આયુષ્ય હોવાથી પણુ શું થયું? ચતુર્થ સ્કંધના એકત્રીશમા અધ્યાયમાં પણુ કહે છે કે શ્રવણુ કરવાથી, તપથી, વચનથી, ચિત્તવૃત્તિની એકાગ્રતાથી, બુદ્ધિથી, નિપુણુતાથી કે ઇંદ્રિયોના બળથી પણુ શું થયું? તેમજ યોગથી, સાંખ્યથી કે તેનાં ગ્રંથોના અભ્યાસથી પણુ શું થયું? તથા જેમાં પરમાત્માનો જ દ્રોહ છે એવાં બીજાં અનેક સાધનો કરો તોપણુ તેથી શું? પરન્તુ જો વૈદિક કર્મો વગેરે ભક્તિ સાથે કરેલાં હોય તો તેની, બ્રહ્માએ પ્રશંસા કરી છે. તૃતીય સ્કંધના નવમા અધ્યાયમાં ભગવાન્ પ્રત્યે કહેલું છે કે હે ભગવન્! યજ્ઞાદિ વિવિધ કર્મ, દાન, ઉગ્ર તપ તથા વ્રત કરવાં તે વડે કરીને પુરૂષોએ તમારી ભક્તિ કરવાનું માનેલું છે તે જો તમને અર્પણુ કરી ધર્મથી કરે છે તો તે મનુષ્યો કદિય સપડાતાં નથી. આમાં બે વિધિવાકયો છે. ૧૧૩

**गुणिनां गुणवत्ताया ज्ञेयंह्येतत्परं फलम्**
**कृष्णे भक्तिश्च सत्संगोऽन्यथायांति विदोप्यधः ११४**

ગુણો એટલે બુદ્ધિ વગેરે તે ગુણો જેનામાં હોય તે ગુણી કહેવાય. તેવા ગુણી પુરૂષોનું.

ગુણવત્તા એટલે ગુણિત્વ-ગુણીપણું.

એટલે ગુણી પુરૂષોના ગુણીપણાનું એજ પરમ ફળ જાણવું, તે કયું? તો કહે છે કે કૃષ્ણને વિષે ભક્તિ અને એ ભક્તિનો હેતુ જે સત્સંગ એ બે વાનાં. તે માટે ભાગવતના એકાદશ સ્કંધના અગીઆરમા અધ્યાયમાં શ્રીકૃષ્ણે ઉદ્ધવજી પ્રત્યે કહેલું છે કે હે ઉદ્ધવ! મુખ્યત્વે કરીને ભક્તિયોગ તથા સત્સંગ વિના, કોઈ સારો ઉપાય નથી કેમકે સત્પુરૂષોને તો હું જ મુખ્ય છું. વળી એ જ સ્કંધના ચોવિસમા અધ્યાયમાં ઉદ્ધવજી પ્રત્યે ભગવાને કહેલું છે કે અસત્ય એવા આ મનુષ્યદેહથી સત્ય એવા મોક્ષને પ્રાપ્ત કરવો એ જ બુદ્ધિમાન્ પુરૂષની બુદ્ધિ અને ડાહ્યા પુરૂષોનું ડહાપણ છે. પ્રથમ સ્કંધના પાંચમા અધ્યાયમાં વ્યાસ પ્રત્યે શ્રી નારદજીએ કહેલું છે કે ઉત્તમ શ્લોક એવા ભગવાનના ગુણોનું વર્ણન કરવું: તેનેજ પુરૂષોના તપનો, શ્રવણનો, ઇષ્ટ વસ્તુનો, યજ્ઞનો, બુદ્ધિનો અને દાનનો કવિઓએ કદિપણ ચળે નહીં એવો અર્થ કહેલો છે. વળી કહ્યું છે કે જેથી શ્રીહરિ પ્રસન્ન થાય તે જ કર્મ કહેવાય અને જેથી શ્રીહરિ પ્રસન્ન થાય તેજ વિદ્યા કહેવાય એવી મારી બુદ્ધિ છે. ભાગવતના તૃતીય સ્કંધના તેરમા અધ્યાયમાં વિદુરજીએ મૈત્રેય પ્રત્યે કહેલું છે કે જેમના હૃદયમાં ભગવાનનાં ચરણ કમળનું ધ્યાન થાય છે, અને તેમના ગુણોની જેઓ કથા સાંભળે છે તેજ, પુરૂષોના દીર્ઘકાળ કથા સાંભળીને પ્રાપ્ત કરેલા શ્રેયનું ફળ છે એમ વિદ્વાનોએ મુખ્યત્વે કરીને પ્રસંશા કરી છે. સ્કંદ પુરાણમાં પણ કહેલું છે કે જો શ્રી હરિની ભક્તિ વિના જ અંતકાળે યમના દૂતો લઇ જાય તો પછી પુરૂષોએ વિદ્યા આદિક ગુણો પ્રાપ્ત કર્યા તેનું પણ શું ફળ મળ્યું કહેવાય? પદ્મપુરાણમાં પણ કહેલું છે કે હે રાજન્! વિષ્ણુના ભક્ત ન હોય એવા પુરૂષોમાં કથા શ્રવણ વગેરે શુદ્ધ ગુણો હોય તોપણ જેમ પતિ વિનાની સ્ત્રીને ઘરેણાં શોભતાં નથી તેમ, નથી શોભતા. સત્સંગનું માહાત્મ્ય કેવું છે તે એકાદશ સ્કંધમાંથી જાણી લેવું. તે સત્સંગથી ભક્તિ આવે છે તે સબંધમાં અક્રૂરજીએ કહેલું છે કે ( ભાગ. દશમસ્કંધ અધ્યાય ૪૦ ) હે ઇશ! અસત્ પુરૂષોને ન મળી શકે એવા તમારા ચરણ કમળને હું પામ્યો છું, તે જ આપનો અનુગ્રહ છે એમ હું માનું છું. હે અબ્જનાભ! કહેતાં ભગવન્! તમારી ઉપાસનાથીજ પુરૂષોને સંસાર સાગર તરવાનું થાય છે.

દશમસ્કંધના એકાવનમા અધ્યાયમાં મુચકુંદ રાજાએ ભગવાન્ પ્રત્યે કહેલું છે કે હે અચ્યુત ! જ્યારે મનુષ્યને સત્પુરૂષોનો સમાગમ થાય છે ત્યારે જ તેને સંસાર તરવાનું બને છે; તે સત્સમાગમ પણ, જ્યારે પરાવર—કહેતાં પરમાત્મા એવા તમારે વિષે ભક્તિ થવા રૂપ તમારામાં મતિ થાય ત્યારેજ થાય છે. ભાગવત્‌ના ચતુર્થ સ્કંધના ત્રણસોમા અધ્યાયમાં પ્રચેતસે પણ કહ્યું છે કે પ્રિય એવા મહાદેવના આપ, માત્ર ક્ષણ સમાગમથી જ સાક્ષાત્ મિત્ર છો, અને દુઃખે કરીને પણ જેની ચિકિત્સા ન થઇ શકે એવા આ સંસાર સાગરમાં મૃત્યુના, આદ્યગતિ એવા આપ ઔષધરૂપ છો. સત્સંગ વિના ભક્તિનો ઉદય નથી એમ પ્રલ્હાદજીએ કહેલું છે. તે ભાગવત્‌ના સપ્તમ સ્કંધના પાંચમા અધ્યાયમાં હિરણ્યકશિપુ પ્રત્યે કહ્યું છે કે જ્યાં સુધી નિષ્કિંચન એવા મોટા પુરૂષોના ચરણકમળની રજ મસ્તક ઉપર ચડાવી નથી ત્યાં સુધી, સંસારના અનર્થને છોડાવનાર એવું જે ભગવાન્‌નું ચરણકમળ તેમાં તેની બુદ્ધિનો પ્રવેશ થતો નથી. એ વિના તો, જ્ઞાન હોય કે ન હોય તો પણ બીજામાં આસક્ત થાય છે.

વિદઃ એટલે જેમણે વેદશાસ્ત્રોનો અભ્યાસ કર્યો છે એવા વિદ્વાનો પણ ( સત્સંગ વિના ) મનુષ્ય લોકથી નીચેના એવા નરક લોકને પામે છે. તે માટે ભાગવત્‌ના સપ્તમ સ્કંધના છઠ્ઠા અધ્યાયમાં બાળકો પ્રત્યે પ્રલ્હાદજીએ કહ્યું છે કે દનુજો કહેતાં રાક્ષસો, વિદ્વાન્ હોવા છતાંય તેમનામાં પારકું અને પોતાનું એવા ભાવ હોવાને લીધે તે પોતાના કુટુમ્બનું પોષણ માત્ર કરનારા હોઈ આત્માના સ્વરૂપને પામતા નથી પણ વિમૂઢની પેઠે નરકને પામે છે, ભાગવત્‌ના એકાદશ સ્કંધના અગીઆરમા અધ્યાયમાં ભગવાને ઉદ્ધવજી પ્રત્યે કહેલું છે કે શબ્દ બ્રહ્મ જે વેદ તેમાં નિપુણ હોવા છતાં પણ જો તેને બ્રહ્મનું જ્ઞાન ન હોય તો તેના શ્રમનું ફળ, વાંઝણી ગાયનું રક્ષણ કરનારા મનુષ્યની પેઠે નિરર્થક છે. એકાદશ સ્કંધના અગીઆરમા અધ્યાયમાં પણ કહ્યું છે કે હે અંગ ! ઘણાજ કાળે દૂધ આપે તેવી ( વાંઝણી ) ગાયનું, સતી નહીં એવી સ્ત્રીનું, પરાધીન એવા દેહનું, સદાચરણી નહીં એવી પ્રજાનું, સુપાત્રમે દાનમાં નહીં આપેલા એવા ધનનું, અને મારા વિનાની વાણીનું જે રક્ષણ કરે છે તે દુઃખીમાં પણ દુઃખી છે. મહાભારતમાં વિદુરજીએ કહેલું છે કે જેમ પક્ષીઓને પાંખો આવતાંજ તે માળાઓનો ત્યાગ કરે છે તેની પેઠે જે જીવ માયામાં રહે છે તેને વેદાભ્યાસ પણ પાપથી તારતો નથી. વૃદ્ધ યાજ્ઞવલ્ક્યે પણ કહ્યું છે કે જે પુરૂષો આચાર પાળતા નથી તેઓ ભલે છએ અંગે સહિત વેદોનો અભ્યાસ કરે તો પણ

તે પવિત્ર થતા નથી. વૃદ્ધ ચાણાક્યે પણ કહ્યું છે કે જે કથાશ્રવણ વૈરાગ્યને માટે કે ધર્મને માટે કે શાંતિને માટે નથી કરવામાં આવતું તે કાગડો જેમ બોલે છે તેની પેઠે, ભણી જવાથી શું ફળ છે? આ શ્લોકમાં ત્રણે વિધિ બતાવનારાં વાકયો છે ૧૧૪

कृष्णस्तदवताराश्च ध्येया प्रतिमाऽपि च
न तु जीवा नृदेवाद्या भक्ता ब्रह्मविदोऽपि च ११५

કૃષ્ણ એટલે સાક્ષાત્ ભગવાન્ પોતે જ. તેમના અવતારો એટલે પુરુષાકારે મનુષ્ય જન્મ લેવો તે તથા તેમની એટલે એ શ્રીકૃષ્ણ ભગવાનની પ્રતિમાઓ–એટલે કે ધાતુ, પાષાણ વગેરેની મૂર્તિઓ એટલાનું જ ધ્યાન કરવા યોગ્ય છે એમ સમજવું.

ભક્તાઃ એટલે શ્રીકૃષ્ણમાં જેઓને ભક્તિની નિષ્ઠા થયેલી છે તે, અને બ્રહ્મવિદઃ એટલે હું બ્રહ્મ છું એવું જેને જ્ઞાન થયું હોય તે–તથા નૃ એટલે મનુષ્યો તથા દેવો વગેરે જે જીવ પ્રાણિ માત્ર છે તેઓ ધ્યાન કરવા યોગ્ય નથી.

નર અને દેવ આદિ જે જીવો, એમ કહ્યું તેમાં આદિ શબ્દે કરીને પ્રલ્હાદ વગેરે અસુરો પણ સમજવા. વળી સતશાસ્ત્રોમાં પણ ધ્યાન પ્રકરણમાં, ધ્યાન કરવા યોગ્ય માટે ભગવાનનાં સ્વરૂપોનેજ ગણાવ્યાં છે. ભગવાન્ની પ્રતિમાનું કારણ કે તે ભગવાનનો અવતાર વિશેષ ગણાય છે તે વિષે શ્રીરામાનુજાચાર્યે અર્ચાવતાર નિરૂપણમાં સારી રીતે વિસ્તારથી વિવેચન કર્યું છે માટે તેમાંથી જાણી લેવું. બીજાઓના ધ્યાનનો નિષેધ કર્યો છે કારણ કે તેઓ જીવ હોવાથી તેમનાં શરીરો પંચભૂતનાં બનેલાં છે એટલે તેવાઓનું ધ્યાન કરવામાં પ્રબળ પ્રમાણ નથી. માટે તે નિષેધ યોગ્યજ છે ધ્યાન ત્રણ ગુણોથી પણ પર છે તેથી તેને અતિ શુભ એવા ભગવાનનોજ આશ્રય છે પણ બીજાનો આશ્રય નથી (મતલબ કે ભગવાનનું ધ્યાન થાય) એમ શુકદેવજીએ પરીક્ષિત પ્રત્યે કહેલું છે. ભાગવતના દ્વિતીય સ્કંધના પહેલા અધ્યાયમાં કહ્યું છે કે બુદ્ધિમાન્ પુરૂષે મન અને કર્મ વડે કરીને શુભ કાર્ય માટે ભગવાનનું ધ્યાન કરવું. તે જ અધ્યાયમાં શુકદેવજીએ કહેલું છે કે ધ્યાન કરવા યોગ્ય ભગવાન્ જ છે. તે જ અધ્યાયમાં વળી કહ્યું છે કે શુભ આશ્રય એવા ભગવાનને જોતો થકો તત્કાળ યોગને પામે છે. આમાં શુભના અર્થે એટલે ભગવાનના રૂપમાં એમ શ્રીધર સ્વામીએ ટિકામાં લ-

ખ્યું છે તથા શ્રીરામાનુજ સ્વામીએ પણ શારીરક સૂત્ર ભાષ્યમાં એ જ અર્થ વિસ્તારથી કરેલો છે. વળી ચતુર્મુખ જે બ્રહ્મા અને સનકાદિ પણ જગતની અંદર હોવાથી સંચિત કર્મોવાળા છે માટે તેઓ, શુભ આશ્રય કહેવાય નહિ; કારણ કે બ્રહ્મા તો સૃષ્ટિ રચવા રૂપ કર્મમાં બંધાયેલા છે અને સનકાદિક યોગીઓને પણ પાછળથી અદ્દભૂતનો બોધ થયા પછી પોતપોતાના સ્વરૂપનું જ્ઞાન થયું છે એટલે પોતાની મેળે જ શુદ્ધિનો અભાવ થયો માટે તેઓ ધ્યાન કરવાયોગ્ય નથી એમ શૌનકે તેમનો નિષેધ કર્યો છે. બ્રહ્મથી તે ઘાસના ભોથા સુધીનું બધુંય જગતની અંદર આવેલું છે. પ્રાણિ માત્ર પોતાનાં કર્મને લીધે સંસારને વશ પડેલા છે તે હેતુ માટે તેઓનું ધ્યાન કરવાથી ધ્યાની પુરૂષોને કાંઇ ઉપકાર થતો નથી. તેઓ અવિદ્યા એટલે સંચિત કર્મથી વિંટાએલા હોઈ સંસારમાં ભ્રમણ કરનારા છે તથા તેમને ધ્યાન વડે પાછળથી જ્ઞાન થાય છે માટે તે ઉપકારક થાય. તેમને સ્વાભાવિક જ્ઞાન થતું નથી પણ બીજાથી થાય છે. તે હેતુ માટે જ નિર્મળ એવું જે બ્રહ્મ તેને સ્વાભાવિક જ જ્ઞાન હોય છે. એ પ્રમાણે "પરબ્રહ્મ જે વિષ્ણુ તેનું જે સ્વરૂપ તે જ સ્વસાધારણ અને શુભ આશ્રય કહેતાં ધ્યાન કરવા યોગ્ય કહેલું છે.

ઉપર જે ભક્તો વગેરેના ધ્યાનનો નિષેધ કહ્યો તે, તેમના સ્વતંત્ર ધ્યાનનો નિષેધ છે પણ જો તે ભક્તો ભગવાનની સેવામાં રહેલા હોય તો નિષેધ ગણવાનો નહીં. કારણ કે ભગવાન્ જો ભક્તોની સાથે રહેલા હોય તો તે ધ્યાન કરવા યોગ્ય છે વગેરે વિસ્તાર અન્યત્ર કરેલો છે. આમાં ત્રણ વિધિ બતાવનારાં વાકયો, બે નિષેધ વાકયો અને બે પેટા વાકયો મળી સાત છે. ૧૧૫.

**निजात्मानं ब्रह्मरूपं देहत्रय विलक्षणम्**
**विभाव्य तेन कर्तव्या भक्तिःकृष्णस्य सर्वदा ११६**

નિજાત્મા—એટલે પોતાનો જીવ.

દેહત્રય વિલક્ષણમ્—એટલે દેહના જે સ્થૂળ, સૂક્ષ્મ અને કારણ એ ત્રણ પ્રકાર તેથી વિલક્ષણ એટલે પોતે પ્રકાશ કરનારો હોવાથી જુદાં જ લક્ષણ વાળો. તે સંબંધમાં ભગવાને ભાગવતના એકાદશ સ્કંધમાં ઉદ્ધવજી પ્રત્યે કહેલું છે કે સ્થૂળ, સૂક્ષ્મ દેહોથી જુદો એવો આત્મા તે દ્રષ્ટા અને જાતે પ્રકાશક છે. જેમ બાળવા યોગ્ય જે કાષ્ઠ તે બાળનારા અગ્નિથી

પ્રકાશ કરનારો અગ્નિ જુદો છે તેમ. જેમ કહ્યું છે કે ઉત્પત્તિ, વિનાશ, નાના મોટાપણું તથા બીજા જે નાના પ્રકારના દેહના ગુણોને, અંદર પ્રવેશ કરીને જે ધારણ કરે છે તે જુદો છે.

એ હેતુ માટે યોગાદિ સાધન વડે બ્રહ્મરૂપનો અનુભવ કરીને તે બ્રહ્મરૂપ એવા આત્માથી કૃષ્ણની સદાય ભક્તિ કરવી. એ પ્રકારે બ્રહ્મનિષ્ઠ બનેલા જ્ઞાની ભક્તને ભગવાને ઉત્તમ કહીને પ્રતિપાદન કર્યો છે, એવો તેમાં ભાવ છે.

સાતમા અધ્યાયમાં ગીતામાં પણ કહ્યું છે કે હે અર્જુન ! મને ચાર પ્રકારનાં સારાં મનુષ્યો ભજે છે. એક તો જેની પ્રતિષ્ઠા નાશ પામી હોય ને જે તેને ફરી પ્રાપ્ત કરવા માંગતો હોય તે આર્ત; બીજો પ્રકૃતિથી નિરાળુ જે આત્મસ્વરૂપ તેની પ્રાપ્તિ કરવાની ઇચ્છાવાળો જિજ્ઞાસુ; ત્રીજો પોતાને નહીં મળેલા ઐશ્વર્યની ઇચ્છા વાળો એટલે કે અર્થાર્થી: અને ચોથો જ્ઞાની. વળી એ જ અધ્યાયમાં કહ્યું છે કે તેઓમાંથી પણ હમેશ યોગમાં જોડાયેલો એવો અને એકની જ ભક્તિ વાળો જ્ઞાની શ્રેષ્ઠ છે. જ્ઞાનીઓને હું અત્યંત પ્રિય છું અને જ્ઞાની મને પ્રિય છે. એ સર્વે ભક્તો ઉદાર છે. તેમાં પણ જ્ઞાની તો મારો આત્મા છે. વળી-બ્રહ્મને પ્રાપ્ત થયેલો અને પ્રસન્ન એવો આત્મા નથી શોક કરતો કે નથી કશાની ઇચ્છા રાખતો પણ સર્વ ભૂત પ્રાણિ માત્રમાં સમભાવ રાખીને મારી પરા એવી ભક્તિને પામે છે. શ્રીમદ્ ભાગવતના એકાદશ સ્કંધના ઓગણીશમા અધ્યાયમાં ભગવાને ઉદ્ધવજી પ્રત્યે કહેલું છે કે જ્ઞાનિ ભક્તને તો હું જ એક ઇષ્ટ છું, તેના સ્વાર્થ તથા હેતુ પણ મને જ માન્યો છે તેમજ સ્વર્ગ અને મોક્ષ પણ હું જ છું અને મારા વિના તેને બીજું કાંઇ પ્રિય નથી. એકાદશ સ્કંધના ઓગણીશમા અધ્યાયમાં ભગવાને ઉદ્ધવજી પ્રત્યે કહેલું છે કે મને જ્ઞાની ભક્ત તો પ્રિયતમ છે. તે ભક્તિ જ્ઞાન વડે જ મને ભજે છે માટે જ્ઞાન અને વિજ્ઞાનથી સંપન્ન થઇને ભક્તિમાં ભાવ રાખી મને ભજ. ભાગવતના દ્વિતીય સ્કંધના દશમા અધ્યાયમાં શુકજીએ કહેલું છે કે નિર્ગુણ એવા તત્ત્વમાં અતિ નિષ્ઠા હોય તોપણ ઉત્તમશ્લોક એવા ભગવાનની ભક્તિવાળા ચિતવાળો થઇને, હે રાજન્! આ આખ્યાન સાંભળ્યું. વળી એજ સ્કંધના બારમા અધ્યાયમાં સુત પુરાણીએ કહ્યું છે કે પોતાના જ સુખની ઇચ્છા વાળા તેમણે ( વ્યાસે ) બીજા ભાવને છોડી દઈ અજિત એવા ભગવાનની સુંદર લીલાના સારરૂપ અને તત્ત્વજ્ઞાનના

દીવા જેવું તે ( ભાગવત્ ) પુરાણુ કૃપા વડે કરીને વિસ્તાર્યું. ભાગવતના છઠ્ઠા સ્કંધના સોળમા અધ્યાયમાં ચિત્રકેતુએ સંકર્ષણુ પ્રત્યે પણુ કહ્યું છે કે નિષ્કિંચન અને આત્મામાં જ રમનારા એવા જે મુનિયો મોક્ષને માટે જેની ઉપાસના કરે છે. પ્રથમ સ્કંધમાં સુત પુરાણીએ શૌનક પ્રત્યે કહેલું છે કે શાસ્ત્ર નહીં ભણેલા છતાં પણુ આત્મદર્શી એવા મુનિયો ઉરૂક્રમ એવા ભગવાન્‌માં કાંઈપણુ હેતુ વિનાની ( નિષ્કામ ) એવી ભક્તિ કરે છે એ પ્રકારના ગુણુવાળા જે ભગવાન્–વગેરે.

સર્વદા–એટલે દરરોજ તે શબ્દથી અભ્યાસ સૂચવેલો છે તેજ પરમ પુરૂષાર્થનું સાધન છે. ભગવાને પણુ કહ્યું છે કે હે અર્જુન ! દરરોજ અભ્યાસરૂપી યોગમાં જોડાઇને અને ચિત્ત બીજે કયાંઈ ન જાય એ રીતે ભગવાનનું ચિંતવન કરવાથી દિવ્ય એવા પરમ પુરૂષની પ્રાપ્તિ થાય છે. આ શ્લોકમાં એક વિધિ બતાવનારૂં અને એક પેટાવાકય મળી બે વાકયો છે. ૧૧૬.

**श्रव्यः श्रीमद्भागवत दशमस्कंध आदरात्**
**प्रत्यहं वा सकृद्वर्षे वर्षे वाच्योऽथ पंडितैः ११७**

શ્રીમદ્ ભાગવતનો જે દશમસ્કંધ તેનું દરરોજ અથવા વર્ષમાં એકવાર શ્રદ્ધાથી શ્રવણુ કરવું અને પંડિતોએ તે વાંચવો.

શ્રવ્ય–એટલે સાંભળવો. આદરાત્ એટલે શ્રદ્ધાથી. કારણુ કે જો શ્રદ્ધા વિના સાંભળે તો પોતે જે ફળની ઇચ્છા રાખી હોય તે ફળ સિદ્ધ થતું નથી. ગીતાના સાતમા અધ્યાયમાં કહ્યું છે કે હે પાર્થ ! શ્રદ્ધા વિનાનો જે કાંઇ હોમ હવન, દાન, તપ કરવું એ બધું અસત્ કહેલું છે તેથી ભગવાન્ પ્રસન્ન થતા નથી. જેઓ દરરોજ સાંભળવાને અશક્ત હોય તેમણે દર વર્ષે એકવાર પણ સાંભળવો, તથા જેઓ દરરોજ તેનો પાઠ કરવાને અશક્ત હોય તેમણે વર્ષે દહાડે એકવાર પાઠ કરવો. પંડિતોએ એટલે બુદ્ધિમાનોએ–સંસ્કૃત ભાષાના ગ્રંથ વાંચવામાં સમર્થ હોય તેમણે એ પ્રમાણે દશમસ્કંધનું શ્રવણુ તથા પાઠ કરવાથી સઘળા પાપનો નાશ થાય છે તથા ભગવાનના ધામની પ્રાપ્તિ થાય છે. દશમસ્કંધના નેવુમા અધ્યાયમાં શુકજીએ કહેલું છે કે. આ પ્રમાણે પોતાના સંસાર માર્ગની રક્ષા કરવા માટે દેહ ધારણુ કરનારા જે એ પરમાત્મા તેના અવતારોની લીલા તથા કર્મોનો નાશ કરે એવી ક્રિયાઓને, તે પ્રભુના ચરણુને પામવા ઇચ્છતા મનુષ્યો સાંભળે.

ભાગવતના દશમ સ્કંધના નવમા અધ્યાયમાં શુકજીએ કહેલું છે કે વારંવારની સ્તુતિથી પવિત્ર કરેલી અને ભગવાનની કથા સાંભળવી, કીર્તન કરવાં તથા ચિંતવન કરવું એ રૂપી જે ભક્તિ તેવડે કરીને મનુષ્યો ( મોક્ષ પામે ). ભાગવતના તૃતીય સ્કંધના સાતમા અધ્યાયમાં વિદુરજી પ્રત્યે મૈત્રેય રૃષિએ કહેલું છે કે કઠીણ યમરાજના વેગથી મુક્ત થયેલા એવા જે રાજાઓ તે પણ, જેને અર્થે ગામ છોડીને વનમાં ગયા છે એવું એ ભગવાનના ગુણાનુવાદના શ્રવણરૂપ જે ધામ તે સમગ્ર કલેશને શમાવી દે છે. પ્રથમ સ્કંધના બીજા અધ્યાયમાં શૌનક પ્રત્યે સૂતપુરાણીએ કહ્યું છે કે જેના શ્રવણ કીર્તનથી પુણ્ય થાય એવા તે શ્રી કૃષ્ણ તે, પોતાની કથા સાંભળનારાઓના હૃદયમાં પેસીને, સત્પુરૂષોના સુહૃતની પેઠે તે પાપોનો નાશ કરે છે. એકાદશ સ્કંધમાં શુકજીએ કહેલું છે કે જે મનુષ્યો, એ દેવના પણ દેવ એવા વિષ્ણુનાં જન્મ તથા કર્મોનું શ્રદ્ધાવડે કરીને કીર્તન કરે છે તે, સર્વે પાપથી મુકાય છે. દ્વાદશ સ્કંધના બારમા અધ્યાયમાં સૂતપુરાણી કહે છે કે સાંભળવાથી અનુભવમાં આવેલા એવા અને જેનું કીર્તન કરવામાં આવે છે એવા અનંત ભગવાન્ મનુષ્યોના ચિત્તમાં પ્રવેશ કરીને, જેમ સૂર્ય અંધકારનો અને વંટોળીઓ જેમ વાદળાંનો નાશ કરે છે તેમ, પુરૂષોનાં દુઃખોનો નાશ કરે છે. આથી વિશેષ શ્રી ભાગવતના માહાત્મ્યમાંથી જાણી લેવું. આમાં ચાર વિધિવાક્યો છે. ૧૧૭.

**कारणीया पुरश्चर्या पुण्यस्थानेऽस्यशक्तितः**
**विष्णु नाम सहस्रादे श्चापि कार्येप्सितप्रदा ११८.**

પુણ્ય સ્થાન—એટલે જે સ્થાન પુણ્યના કારણ જેવું હોય તે. એટલે કે મંદિર આદિ પવિત્ર દેશમાં. ભાગવતના સપ્તમ સ્કંધમાં કહ્યું છે કે જ્યાં સત્પાત્ર પુરૂષો હોય તે પુણ્યતમ દેશ જાણવો. તે જ સ્કંધના ચૌદમા અધ્યાયમાં નારદજીએ કહ્યું છે કે જ્યાં ભગવાનની પ્રતિમા હોય ત્યાં સર્વે ચરાચર વસ્તુ હોય છે; તથા જ્યાં ગંગા આદિ નદીઓ હોય તે વગેરે, એમ નારદજીએ કહ્યું છે.

ઇપ્સિતપ્રદા—એટલે પોતે ઇચ્છેલા ફળને આપનારી છે. અસ્ય—એટલે શ્રીમદ્ ભાગવતના દશમ સ્કંધની. પુરશ્ચર્યા એટલે એકસો આઠ પારાયણ કરાવવાં, એ વગેરે લક્ષણવાળી પુર્ણાહુતિ.

શક્તિતઃકારણીયાઃ એટલે જેવી પોતાની શક્તિ હોય તે મુજબ કરાવવી.

અહીં જે શક્તિ હોય તે મુજબ કરાવવાનું કહ્યું તેનો અર્થ એટ-લો જ કે દક્ષિણા આપવી કે દાન આપવું તેમાં પોતાની શક્તિ હોય તે પ્રમાણે વર્તવું પરન્તુ પારાયણમાં કાંઇ ન્યૂનતા આવવા દેવી નહીં.

વળી " કાર્યા ચ " એમ કહ્યું એથી જો પોતે જ તેનો પાઠ કરી શકે તેમ હોય તો તે પોતે પણ કરવો એવો અર્થ છે.

વળી વિષ્ણુનાં હજાર નામો, જેને વિષ્ણુસહસ્ર નામનું સ્તોત્ર કહે છે એ આદિ જે ભગવાન્ સંબંધી શાસ્ત્રો એમની પણ પુર્ણાહુતિ વગેરે કરા-વવી. આદિ શબ્દથી શ્રીમદ્ ભગવદ્ ગીતા, શ્રી કૃષ્ણનો અષ્ટાક્ષરમંત્ર વગેરેનું પણ પુરશ્ચરણ કરાવવું. દશમ સ્કંધ વગેરેના પુરશ્ચરણનો વિધિ તો વિધાનનિધાનમાંથી વિસ્તારથી જોઇ લેવો. વિસ્તાર વધુ થવાના ભયથી તેનું અહીં વધુ વર્ણન કર્યું નથી. તેનું ફળ, માત્ર દશમ સ્કંધના જ એક વારના પારાયણથી થાય છે. શૌનકે કહેલું છે કે વેદના પારાયણના જેટલું દ્વિજને પુણ્ય થાય છે વગેરે. આમાં ચારે વિધિ બતાવનારાં વાક્યો છે. ૧૧૮.

**दैव्यामापदि कष्टायां मानुष्यां वागदादिषु**
**यथास्वपररक्षास्या त्तथा वृत्यंनचान्यथा ११९.**

દૈવ્યાં—એટલે દેવસંબંધી; આપત્ એટલે અનાવૃષ્ટિ. ગામને આગ લાગવી વિગેરે જે વિપત્તિ આવે ત્યારે તથા; માનુષ્યાંમ્ એટલે રાજ-કુટુમ્બ તરફથી અગર પોતાના શત્રુ તરફની આવેલી જે ધનનું હરિ જવું વગેરે લક્ષણોવાળી આપત્તિ આવે ત્યારે. તથા જ્યારે રોગ થયો હોય અથવા હથિયારથી ઇજા થઇ હોય ત્યારે; ત્રણે પ્રકારની આપત્તિઓ આવી હોય ત્યારે જેવી રીતે પોતાના તથા પારકાના દેહની રક્ષા થાય તે પ્રમાણે વર્તવું પણ બીજી રીતે ન વર્તવું. કારણ કે ધર્મશાસ્ત્રમાં આપદ્ધર્મો જુદા કહેલા છે.

જેમકે મહાભારતના મોક્ષ ધર્મમાં કહેલું છે કે સમાન ધર્મો જુદા છે અને વિશેષ ધર્મો જુદા છે. વળી રાજધર્મોમાં પણ કહ્યું છે કે સમ-ર્થોના ધર્મ જુદા છે અને આપત્તિમાં આવેલાના ધર્મો જુદા છે. તે માટે-જ ભગવાનની ભક્તિને અનુકૂળ એવા મનુષ્યના દેહની રક્ષાને માટે આપ-ત્તિમાં પરધર્મનું આચરણ પણ માનેલું છે. ભાગવતના સપ્તમ સ્કંધના સત્તરમા અધ્યાયમાં ભગવાને કહેલું છે કે દુઃખ પામતા એવા બ્રાહ્મણે વાણીયાનો ધંધો જે વેપાર તે કરીને પણ આપત્તિ તરી જવી. અગર તો

તલવાર ધારણ કરવાની જે ક્ષત્રિયની વૃત્તિ તેથી આપત્તને તરી જવા પણ દાસવૃત્તિ તો કયારેય ન કરવો. વસિષ્ઠે પણ કહ્યું છે કે હે રાજન્! આપત્તિ આવે ત્યારે પરધર્મ, અસત્ય, તથા અસ્પૃશ્યને સ્પર્શ કરીને પોતાનું તથા પારકાનું પણ રક્ષણ થાય તેમ કરવું. વિશેષ વિસ્તાર મિતાક્ષરામાંથી જોઇ લેવો. આમાં ત્રણ વિધિ બતાવનારાં વાકયો, ત્રણ નિષેધવચનો અને ૭ અવાંતર વાકયો મળી કુલ બાર છે. ૧૧૯.

**देशकालवयोवित्तजातिशक्त्यनुसारतः**
**आचारो व्यवहारश्च निष्कृतं चावधार्यताम् १२०.**

આચાર–એટલે પ્રાતઃકાળમાં જે સ્નાન વગેરે કરવું તે. વ્યવહાર–એટલે ઋણાદાન વગેરે. એટલે લેણું દેવું આપવું તે. નિષ્કૃતં–એટલે પ્રાયશ્ચિત્ત. એ બધાં દેશ, કાળ, વય, વિત્ત, જાતિ અને શક્તિને અનુસરીને કરવાં. એમાં દેશ એટલે જયાં ઉપદ્રવ ન હોય ત્યાં; કાળ એટલે જયાં સુકાળ હોય તે વગેરે; વય એટલે બાળપણ વગેરે; વિત્ત એટલે દ્રવ્ય સંપત્તિ; જાતિ એટલે બ્રાહ્મણ વગેરે; શક્તિ એટલે શારીર બળ વગેરે; એટલાનો વિચાર કરીને તેનો ( એટલે આચાર, વ્યવહાર અને પ્રાયશ્ચિત્તનો ) નિર્ણય કરવો. ધર્મશાસ્ત્રોમાં પણ અનેક પ્રકારના દેશ કાલ વગેરેને અનુસરવાનું કહ્યું છે માટે આચાર આદિના નિર્ણયમાં પણ ઘણા પક્ષો જણાય છે. જેમકે કાત્યાયન સૂત્રના હરિહર ભાષ્યમાં આન્હિક પ્રકરણમાં સ્નાનના વિધિમાં દશ પ્રકારનાં સ્નાન કહેલાં છે. તે આ પ્રમાણેઃ–નદી આદિના જળથી સ્નાન કરવાને મુખ્ય વારૂણ સ્નાન કહેલું છે; તે ન બને તો ભસ્મ વડે સ્નાન કરવાને આગ્નેય સ્નાન કહ્યું છે; ગાયોના પગની રજથી કરાતા સ્નાનને વાયવ્ય સ્નાન કહે છે; દ્રુપદ વગેરે મંત્ર ભણીને દર્ભના અગ્રથી સ્નાન કરવાને માંત્ર સ્નાન કહે છે; ભીના વસ્ત્રથી શરીરને ભીંજવવાને કાપિલ સ્નાન કહે છે; પાણી છાંટીને સ્નાન કરવું તેને બ્રાહ્મ સ્નાન કહે છે; દિવસે સૂર્ય ઉગ્યો હોય તે સમયે વરસતા વર્ષાદમાં સ્નાન કરવાને દિવ્યસ્નાન કરે છે. મનવડે શ્રી વાસુદેવનું સ્મરણ કરવું તેને માનસ સ્નાન કહે છે. શંખમાં ભરેલા એવા વિષ્ણુના ચરણામૃતથી સ્નાન કરવાને વૈષ્ણવ સ્નાન કહે છે. એ પ્રમાણે દેશકાળને અનુસરીને જેવું સ્નાન બની શકે તે પ્રમાણે તે શાસ્ત્રમાં પ્રમાણ માનેલું છે. એ જ પ્રકારે સંધ્યાવંદન વગેરે માટે પણ આચાર પ્રકરણમાં બધે એવો જ નિર્ણય જાણવાનો છે. તે જ પ્રમાણે વ્યવહારના પ્રકરણમાં પણ જાણવું. તે માટે ભાસ્કર સંહિતામાં વ્યવહાર મયૂખમાં બૃહસ્પતિએ

કહેલું છે કે રાજાએ કેવળ શાસ્ત્રનો જ આશ્રય કરીને નિર્ણય ન કરવો પણ દેશ, જાતિ તથા પ્રાચીન એવા કુળાચારનું પાલન કરવું. જેમકે દક્ષિણ તરફના લોકોમાં દ્વિજ જાતના મનુષ્યો પોતાના જ મામાની પુત્રી સાથે લગ્ન કરે છે; મધ્યદેશમાં જે કારીગરો અને શિલ્પીઓ છે તે ગાયનું માંસ ખાનારા છે; પૂર્વમાં મનુષ્યો માછલાં ખાનારા અને સ્ત્રીઓ વ્યભિચારિણી હોય છે અને ઉત્તરમાં સ્ત્રીઓ દારૂ પીનારી તથા રજસ્વળા હોવા છતાં પણ પુરૂષો તેમનો સ્પર્શ કરે છે. એથી કરીને એ લોકો એવાં કર્મોથી દંડને યોગ્ય નથી. પણ અન્ય દેશમાં તે કર્મો બદલ પ્રાયશ્ચિત્ત અને દંડ પણ આપવાનો છે. એ જ પ્રકારે પ્રાયશ્ચિત્તનિર્ણયમાં પણ સમજવું. વૃદ્ધ પરાશર મુનિ કહે છે કે સ્ત્રીઓ, બાળકો, વૃદ્ધો, દરિદ્રીઓ, તથા રોગીઓ, અને ઉપવાસ કરવામાં અશક્ત એવાઓ ઉપર અનુગ્રહ કરવાની જરૂર છે. દેશ, કાળ, વય, સામર્થ્ય એટલા વાનાંને જાણીને, સત્પુરૂષ એવા મુનિઓએ તેમના ઉપર અનુગ્રહ કરવો એમ કહેલું છે. વળી કહ્યું છે કે યુગયુગનો ર્‌હાસ થાય તે પ્રમાણે કૃતયુગના ધર્મો જુદા છે, ત્રેતાના જુદા છે, દ્વાપરના જુદા છે અને કાળયુગના પણ જુદા છે. કૃતયુગમાં મનુના કહેલા ધર્મો, ત્રેતામાં ગૌતમે કહેલા, દ્વાપરમાં શંખ ઋષિએ કહેલા અને કલિયુગમાં પરાશર ઋષિના કહેલા ધર્મો પાળવાનું કહેલું છે. યાજ્ઞવલ્કયે કહ્યું છે કે **देशकालं वयःशक्तिं पापं चावेक्ष्य यत्नतः। प्रकल्प्यं यत्र चोक्ता न निष्कृतिरिति** ॥ એટલે કે જેમાં પ્રાયશ્ચિત ન કહ્યું હોય ત્યાં દેશ, કાળ, વય, શક્તિ તથા પાપ એ બધાંનો યત્નથી વિચાર કરીને પ્રાયશ્ચિત્ત કલ્પવું. એ ઉપરની મિતાક્ષરા ટિકામાં લખે છે કે જે પ્રાયશ્ચિત્ત કરનારના પ્રાણને વિર્પાત્ત ન આવે તે પ્રમાણે દેશ તરફ ધ્યાન રાખીને કહેવું; કારણ કે જો એનું ધ્યાન રાખ્યા વિના જ પ્રાયશ્ચિત્ત કહેવાય તો મુખ્ય વસ્તુ જ ઉડી જાય ( એટલે પ્રાણ જતો રહે ! ) જેમકે પ્રાયશ્ચિત્ત એવું હોય કે દિવસે વાયુનું ભક્ષણ કરીને રહેવું, રાત્રે જળમાં રહેવું. હવે તેમાં જો હિમાલયની પાસે જ જળમાં રહેવાનું હોય તો ત્યાં શિશિર વગેરે ઋતુમાં અતિશય શીતળતા હોવાથી તેના પ્રાણનો નાશ થવાનો સંભવ થાય માટે દેશ અને કાળનો વિચાર કરીને જળના નિવાસ માટેનું પ્રાયશ્ચિત્ત કહેવું; તેજ પ્રમાણે વયને માટે પણ જાણવું. આમાં ત્રણ વિધિ વાકયો અને પંદર અર્થાંતર વાક્યો મળી અઢાર છે. ૧૨૦

**मतं विशिष्टाद्वैतं मे गोलोको धाम चेप्सितम्**
**तत्र ब्रह्मात्मना कृष्णसेवामुक्तिश्चगम्यताम् । १२१**

અમારો મત વિશિષ્ટાદ્વૈત છે. લોકમાં અદ્વૈત, કેવળાદ્વૈત, શુદ્ધાદ્વૈત, વિશિષ્ટાદ્વૈત વગેરે મતો પ્રસિદ્ધ છે. તેમાં વિશિષ્ટાદ્વૈત નામનો અને શ્રી રામાનુજાચાર્યે સ્થાપેલા સિદ્ધાંતના લક્ષણવાળો અમારો મત છે એમ જાણવું. તે મતમાં ચિત્ તથા અચિત્ વસ્તુથી વિશિષ્ટ અને કલ્યાણ ગુણવાળા પ્રાકૃત—માયાના ગુણોથી રહિત અને દિવ્યવિગ્રહ એવા ભગવાન છે એમ માનેલું છે. તેનો વિસ્તાર શ્રીભાષ્યમાંથી જોઇ લેવો. આથી, પોતાના સંપ્રદાયનું મૂળ શ્રી રામાનુજ સંપ્રદાયમાં છે એમ પણ સૂચવેલું છે. તેમજ ગોલોકધામ મારૂં વાંછિત ધામ છે એટલે કે વૈકુંઠ, શ્વેતદ્વીપ વગેરે જે સર્વે ભગવાનનાં ધામો છે તેની મધ્યે ગોલોક નામનું જે ધામ છે તે, મને ઇષ્ટ છે એવો અર્થ છે. એ ગોલોક ધામનું સ્વરૂપ, બ્રહ્મવૈવર્ત પુરાણમાંના શ્રી કૃષ્ણ જન્મખંડમાંથી તથા સ્કંદ પુરાણમાંના શ્રી વાસુદેવ માહાત્મ્યમાંથી જાણી લેવું. તે ગોલોકમાં બ્રહ્મભાવને પામેલા એવા આત્મા રૂપે શ્રી કૃષ્ણના ચરણ કમળની સેવા પરિચર્યા કરવી તે જ અમે મુક્તિ માનેલી છે પણ સાલોક્ય (ઈશ્વરના લોકમાં જવું) એ વગેરે લક્ષણોવાળી મુક્તિ નથી માની એમ તમારે જાણવું. કેમકે એ કૃષ્ણની સેવા પરિચર્યા કરવા રૂપી મુક્તિ તે, બીજી સાલોક્યાદિ મુક્તિઓથી અતિ દુર્લભ છે અને તેને એકાંતિક ભક્તો જ ઇચ્છે છે, એવો તેમાં ભાવ છે. ભાગવતના તૃતીય સ્કંધના ચોવિશમા અધ્યાયમાં કપિલ ભગવાને દેહહૂતિ માતા પ્રત્યે કહેલું છે કે સાલોક્ય, સાર્ષ્ટિ, સામીપ્ય અને સારૂપ્ય એ ચાર પ્રકારની મુક્તિ આપે તો પણ મારા જનો મારી ભક્તિ વિના તે લેતા નથી. વળી એ જ સ્કંધના પચીશમા અધ્યાયમાં કહ્યું છે કે જેઓ મારા ચરણની સેવા કરનારા અને મારા જ થયેલા છે તેવા મારી સાથે એકતાને પામેલાઓ બીજા કશાની સ્પૃહા રાખતા નથી. જેમનું મન મારી સેવામાં જ અનુરક્ત છે તેઓને તો જન્મ મરણનો નાશ થવો તે પણ નિરર્થક છે. નરસિંહ ભગવાનના ભક્તો તો મુક્તિને પણ વધારે માનતા નથી તો બીજાની તે શી વાત? એકાદશ સ્કંધના ચૌદમા અધ્યાયમાં ભગવાને ઉદ્ધવજી પ્રત્યે કહેલું છે કે જેમણે મને પોતાનો આત્મા અર્પણ કર્યો છે તેઓ બ્રહ્માનું પદ, ઇંદ્રપદ કે પૃથ્વીનું, કે ચક્રવર્તી રાજ્ય અથવા વરૂણ દેવનું પદ કે યોગસિદ્ધિ અથવા મુક્તિને પણ ઇચ્છતા નથી. તેઓ મારા વિના બીજા કશાની ઇચ્છા જ રાખતા

નથી ભાગવતના નવમા સ્કંધના ચોથા અધ્યાયમાં દુર્વાસા પ્રત્યે ભગવાને કહેલુ છે કે મારી સેવાથી જે સાલોક્યઆદિ ચાર પ્રકારની મુક્તિ મળે છે તે પણ મારી સેવાથી પૂર્ણ એવા ભક્ત તો ઇચ્છતા નથી તો પછી તેઓ બીજી જે કાળચક્રમાં સપડાયેલી વસ્તુઓને તો ક્યાંથીજ ઇચ્છે? એકાદશ સ્કંધના વીશમા અધ્યાયમાં ઉદ્ધવજી પ્રત્યે ભગવાને કહેલું છે કે મારા એકાંતિક અને ધીર જે મારા ભક્તો છે તેઓ, હું તેમને કૈવલ્ય મુક્તિ આપું તો પણ ઇચ્છતા નથી. ભાગવતના છઠ્ઠા સ્કંધના ચોથા અધ્યાયમાં ભગવાને દેવો પ્રત્યે કહેલું છે કે મારે વિષેજ જેમની એકાંત બુદ્ધિ છે એવા મારા ભક્તો મારા વિના બીજા કશાની ઇચ્છા રાખતા નથી. ભાગવતના ચોથા સ્કંધના ચોવિશમા અધ્યાયમાં પ્રચેતસ્ પ્રત્યે રૂદ્રે કહેલું છે કે સત્પુરૂષને પણ આરાધનાથી ન મળે તેવું અને કઠિણતાથી જેની આરાધના થઇ શકે તેવા તે ભગવાનના ચરણ કમળ વિના બીજાની, એકાંત ભક્તિથી કોણ ઇચ્છા કરે? ગજેન્દ્રે ભગવાન્ પ્રત્યે કહેલું છે કે ભગવાનના જે એકાંતિક ભક્તો છે તેતો બીજા કશાયની ઇચ્છા કરતા નથી. છઠ્ઠા સ્કંધના અઢારમા અધ્યાયમાં રૂદ્રે દિતિ પ્રત્યે કહેલું છે કે જે આશિષ વિના એવા ભક્તો ભગવાનના આરાધનની પણ ઇચ્છા નથી કરતા તે પોતાના સ્વાર્થને વિષે કુશળ છે એમ મનાયું છે. તેઓ તો આત્યંતિક મુક્તિનો પણ પરમ પુરૂષાર્થ તરીકે સ્વીકાર કરતા નથી પણ ભગવદ્ ભક્તિથી જ બધા અર્થો પરિસમાપ્ત છે એમ માનનારા છે વગેરે. તેથી જ તૃતીય સ્કંધના ચોથા અધ્યાયમાં ઉદ્ધવજીએ કહેલું છે કે હે ઇશ! તમારા ચરણકમળને ભજનારાઓને મુક્તિ ચારે અર્થમાં અતિ દુર્લભ છે તોપણ આપનાં ચરણની સેવા કરવામાં ઉત્સુક એવો હું તેની ઇચ્છા કરતો નથી. ભગવાન્ પણ એ પ્રકારની જે સેવા તે, પોતાના પરમ એકાંતિક ભક્તોને જ આપે છે પણ બધાય ભક્તોને તે આપતા નથી. પંચમ સ્કંધના સાતમા અધ્યાયમાં શ્રી શુકદેવજીએ પરીક્ષિત પ્રત્યે કહેલું છે કે રાજન્! આ તમારા પતિ અને ગુરૂ રક્ષા તથા યાદવોના દૈવત અને કુરૂના પતિ અને (અર્જુનના) સારથી એવા ભગવાન્ તે પોતાને ભજનારાઓને ક્યારેક મુક્તિ આપે છે પણ ભક્તિયોગ તો નથી આપતા. આ એકાંતિકી ગતિને જ બ્રહ્મગતિ કહેલી છે. આટલો વિસ્તાર બહુ થઇ ગયો. એકાદશ સ્કંધના ઓગણત્રીશમા અધ્યાયમાં પણ ભગવાને ઉદ્ધવજી પ્રત્યે કહેલું છે કે ખરેખર, મનુષ્યો જ્યારે સમસ્ત કર્મોનો ત્યાગ કરીને, આત્માને જાણીને મને જ ભજે છે ત્યારે મોક્ષને પામતો એવો એ મને પામે છે. વળી સપ્તમ સ્કંધના દશમા અધ્યાયમાં પ્રહ્લાદજીએ નૃસિંહ

ભગવાન્ પ્રત્યે કહેલું છે કે હે પુંડરિકાક્ષ! મનુષ્યો જ્યારે મનમાં રહેલી કામનાઓને કાઢી નાખે છે ત્યારે જ મોક્ષને અર્થે કલ્પાય છે એ ઉપરથી ભગવાન્ વિના બીજી વાસનાઓ ક્ષીણ થાય ત્યારે ભગવાનના એકાંતિક ભક્તોને ભગવાનની સાથે એકરૂપતા થાય એજ તેમની પરમ મુક્તિ છે. પણ માત્ર સેવા જ નથી એમ જણાય છે એવી જો શંકા કરવામાં આવે તો તેના જવાબમાં કહે છે કે ના, એકાંતિક ભક્તથી પણ ભગવાન્ તો થવાતુંજ નથી એમ માનવું; કારણ કે ભગવાન્ તો એકજ છે એમ શ્રુતિ સ્મૃતિ તથા પુરાણોમાં બહુ રીતે પ્રતિપાદન કર્યું છે. પરન્તુ ભગવાનની કૃપાથી ભગવાનના સરખું ઐશ્વર્ય પ્રાપ્ત કરીને તેમની સેવામાંજ રમણ કરે છે, એવો તેનો સિદ્ધાન્ત છે. આત્મભૂયાય, મદૈક્યાય તથા સમાનૈશ્વર્યાય એ બધાનો પણ એ જ અર્થ છે. ભગવત્ત્વાય એટલે તેમના તેમના સમાન ઐશ્વર્યને પામે છે એમ શ્રીધર સ્વામીએ પોતાની ટિકામાં પણ અર્થ કર્યો છે. વળી શ્રુતિમાં પણ કહ્યું છે કે માયાના અંજનથી રહિત એવા મહાન્ મહાન્ ઐશ્વર્યને પામે છે. ભગવદ્ગીતાના ચૌદમા અધ્યાયમાં પણ કહ્યું છે કે આ જ્ઞાનનો આશ્રય કરી મારી સરખા ઐશ્વર્યને પામેલા આ અક્ષરના સાધર્મ્યને પામે છે. વગેરે અહીં જે 'સામ્યતા' કહી છે તેનો અર્થ લૌકિક જે અણિમા આદિ ઐશ્વર્ય તથા બ્રહ્મનો જેમ છે તેમ અનુભવ, ભોગ વગેરે જાણવો પરંતુ જગનું નિયંતાપણું વગેરે ન જાણવું. કારણ કે આ પ્રકરણ જ જગતની ઉત્પત્તિ વગેરે વ્યાપારને વર્જીને છે તથા તે વાત બહુ દૂરની છે તેથી બન્નેના ભોગમાં સામ્યનું ચિન્હ છે તેથી.

શ્રી રામાનુજાચાર્યે શ્રી ભાષ્યમાં તેની વ્યાખ્યા કરેલી છે કે જગદ્ વ્યાપાર જે સમગ્ર ચેતન અને અચેતન દ્રવ્ય, તેની સ્થિતિ, પ્રવૃત્તિ તથા ભેદ, તેનું નિયમન કરવું એ બધાને મુકીને સમગ્રના લયરૂપ જે બ્રહ્માનુભવ જે મુક્તનું ઐશ્વર્ય. કેવી રીતે? તો કહે છે કે પ્રકરણ એવું છે. જગતનું નિયમન કરવું તે પરબ્રહ્મનું કૃત્ય છે એમ વેદમાં કહે છે. જેમકે જેમાંથી આ ભૂતપ્રાણિ માત્ર ઉત્પન્ન થાય છે, જે વડે સમગ્ર ઉત્પન્ન થયેલાં જીવે છે, જે પ્રવેશ કરે છે એ સ્વરૂપને જાણ તેજ બ્રહ્મ છે. જો સકળ જગતનું નિયમન કરવું એ ઐશ્વર્ય મુક્તોને પણ સાધારણ ગણીએ તો પછી આ જગતના નિયામકપણાના રૂપ સાથે બ્રહ્મના લક્ષણનો મેળ બેસે નહીં. એ લક્ષણ તો અસાધારણ વ્યક્તિનુંજ છે.

શ્રુતિઓ છે કે એ જ આ શાંત રૂપ પ્રથમ હતું, એક જ અદ્વિતીય, તે

જોતા હવા, 'બહુ રૂપે થાઉં'; તથા તે તેજ સુજતું હવું, આ જ બ્રહ્મ એક અગાઉ હવું, આ આત્મા જ એક અગાઉ હતો તેને બીજા કશાયની ઇચ્છા નહોતી. જોતા સતા લોકને સૃજતા હતા. એમ તેણે આ લોકને સૃજ્યા. એકજ એ નારાયણ હોતા હવા, બ્રહ્મા કે ઈંદ્ર કે પૃથ્વી કે આકાશ કે નક્ષત્રો પણ નહોતા; તેના ભયથી વાયુ વાય છે; એ અક્ષરની આજ્ઞાથી ગાર્ગી, સૂર્ય તથા ચંદ્ર રહેલા છે; એ જ સર્વેશ્વર છે એ જ ભૂતપ્રાણિમાત્રના અધિપતિ છે વગેરે. વળી શ્રુતિ છે કે જે પૃથ્વીમાં રહીને પૃથ્વીથી જુદા પણ રહેલા છે તે શ્રુતિઓમાં પણ સમગ્ર જગતનું નિયમન કરવું તે પરમપુરૂષની પ્રકૃતિ જ છે એમ કહ્યું છે. વળી જે વાક્યોમાં જગતના નિયામક (મુકતોને) કહે છે તેમાં પણ મુક્તના સ્વતંત્રપણાથી તેઓ પાસે હોતા નથી તેથી પણ એમજ માનવાનું છે. વળી એ જે જગતના નિયમનના પ્રસંગોમાં પણ મુક્તનું સાનિધ્ય હોતું નથી, જો એમ હોય તોયે જગદ્ વ્યાપાર કદાચ ગણાય. ટુંકમાં બ્રહ્મનો જેમ છે તેવા અનુભવ રૂપ ભોગથીજ મુક્તને, બ્રહ્મના સમાન કહેલા છે તેથી જણાય કે જગતના નિયામકપણાની વાત દૂર મુકીને જ ગણવા. વળી શ્રુતિમાં એમ પણ છે કે તે, બ્રહ્મની સાથે સર્વે ઇચ્છાઓને કહે છે, તેથી કરીને મુકતોને પરમ પુરૂષના સમાનપણું તથા સત્ય સંકલ્પ કરવાપણું અને પરમપુરૂષને અસાધારણ એવું જે આખા જગતનું નિયમન કરવાપણું તે શ્રુતિથી પણ વર્ણન કરેલું જાણવું એમ જગતના નિયમન રૂપ વ્યાપારને મુકીનેજ મુકતનું ઐશ્વર્ય કહેલું છે. કદાચ જો પાપ નાશ પામેલા છે એ વગેરેથી લઇને તે સત્ય સંકલ્પ કરવા રૂપી ગુણો શ્રુતિપ્રસિદ્ધ છે તે ગુણોના સમુહોનો મુકતોને વિષે પણ આવિર્ભાવ કરવામાં આવે તોપણ તે મુક્તનું એ પ્રમાણેનું અશ્વર્ય પણ પરમ પુરૂષ થકીજ મળેલું છે અને તેની એ સ્થિતિ પણ ભગવાનના પ્રસાદથીજ મળેલા ઐશ્વર્યને લીધે જ છે તેથી નિત્ય અને સમગ્ર ઐશ્વર્યથી પરિપૂર્ણ તથા જેથી અધિક બીજું કોઈ નથી એવા શ્રી નારાયણનું સેવન એ જ એક મહાન્ ફળ છે એમ સર્વેએ જાણવું. આમા ત્રણ વાક્યો વિધિ બનાવનારાં છે. ૧૨૧

**एते साधारणाधर्माः पुंसां स्त्रीणां च सर्वतः**
**मदाश्रितानां कथिता विशेषानथ कीर्तये। १२२**

સામાન્ય ધર્મોનો ઉપસંહાર કરીને હવે વિશેષ ધર્મો કહેવાની પ્રતિજ્ઞા કરે છે.

શ્લોકનો અર્થઃ એ જે કહ્યા તે મારા આશ્રિત એવા સર્વે સ્ત્રી પુરૂષોના સામાન્ય ધર્મો છે અને હવે હું વિશેષ ધર્મો કહું છું.

મદાશ્રિતાનાં—એટલે મારા શિષ્યોના સર્વતઃ પુંસાં સ્ત્રીણાંચ-એટલે કે સર્વે પુરૂષો તથા સર્વે સ્ત્રીઓના. એતે-એટલે અહિંસા વગેરે સામાન્ય ધર્મો. કથિતા-એટલે એ સર્વે ધર્મો દરેક પોત પોતાના અધિકાર મુજબ પાળવા. અથ-એટલે હવે

વિશેષાન્—એટલે અસાધારણ એવા ધર્મોને હું કહું છું. ૧૨૨

**मज्जेष्ठावरज भातृ सुताभ्यां तु कदाचन।**

**स्वासन्न संबंधहीना नोपदेश्या हि योषितः १२३**

શ્લોકાર્થ—મારા મોટા તથા નાના ભાઈના પુત્રોએ પોતાના નિકટના સંબંધ વિનાની કોઇ સ્ત્રીને ક્યારેય ઉપદેશ આપવો નહીં.

મજ્જેષ્ઠાવરજયોઃ—એટલે મારા મોટા તથા નાના ભાઇના પુત્રોનો એટલે કે રામપ્રતાપ અને ઇચ્છારામના પુત્રો જે અયોધ્યાપ્રસાદ અને રઘુવીર નામના પુત્રો તેમણે.

કદાચન—એટલે ક્યારેય પણ.

સ્વાસન્ન સંબંધહીનાઃ પોતાના નિકટના સંબંધ વિનાની. આમાં નિકટ સંબંધ ધર્મોપદેશથી જાણવો. એટલે કે જેના મરણથી સૂતક આવે તે એવું તે નિકટ સંબંધનું લક્ષણ સમજવું.

યોષિતઃ એટલે સ્ત્રીઓને શ્રીકૃષ્ણના મંત્રનો ઉપદેશ ન કરવો. પણ પોતાના નિકટના સંબંધ વાળી સ્ત્રીને ધર્મોપદેશ કરવામાં બાધ નથી. જે કોઇ ઇતર સ્ત્રી મંત્રની દીક્ષા લેવા સારૂ આવી હોય તો પોતે જે પોતાની સ્ત્રીને ઉપદેશ આપ્યો હોય તે દ્વારા તેને ઉપદેશ અપાવવો પણ પોતે જાતે તેને ઉપદેશ ન આપવો એવો તેનો અભિપ્રાય છે. આમ કહેવાનો હેતુ એવો છે કે ઉપદેશ આપનાર ગુરૂને ઉપદેશ લેનાર સ્ત્રીના પ્રસંગથી ધર્મમાંથી પડી જવાના ઘણા પ્રસંગો જણાય છે. ભાગવતના પ્રથમ સ્કંધના ઓગણીશમા અધ્યાયમાં યયાતિ રાજાએ પોતાની પત્ની પ્રત્યે કહેલું છે કે માતા, બહેન કે દીકરીની સાથે એક આસનમાં બેસવું નહીં. કારણ કે બળવાન્ એવી ઈંદ્રિયોનો સમૂહ વિદ્વાનોનો પણ પરાભવ કરે છે. ખરેખર સ્ત્રીનો અગ્નિ જેવી છે અને પુરૂષ ઘીના જેવો છે. માટે દીકરીની સાથે પણ એકાંતમાં ન રહેવું અને કદાચ એકાંતમાં વાતચિત કરવી હોય તોપણ

પ્રયોજન પુરતી જ કરવી. સ્ત્રી અને પુરૂષનો એવો પ્રસંગ જ સર્વત્ર ત્રાસ વાળો કહ્યો છે. જો ઇશ્વરને ( રામચંદ્રજીને ) પણ એવા બનાવી મુકે તો પછી બીજા સામાન્ય મનુષ્યનું તો શું કહેવું? વગેરે શાસ્ત્રનાં વચનથી પણ જણાય છે કે આ ધર્મમર્યાદા ધર્મદેવે સ્થાપેલી છે તે અમારા આશ્રિતોએ પાળવી. આ શ્લોકમાં એક નિષેધવાક્ય છે. ૧૨૩

न स्पृष्ट व्याख्याताः क्वापि भाषणीयाश्चतानहि
क्रौर्यं कार्यं न कस्मिंश्चिन्यासो रक्ष्यो न कस्यचित् १२४

શ્લોકાર્થઃ—અને તે અમારા બે ભાઇના પુત્રોએ પોતાના નિકટના સંબંધ વિનાની સ્ત્રીઓનો સ્પર્શ ન કરવો તેમજ તેમની સાથે બોલવું નહીં તથા કોઇને વિષે કયારેય ક્રોધ ન કરવો તથા કોઇની થાપણ ન રાખવી.

તા: એટલે જે નિકટ સંબંધ વાળી ન હોય એવી સ્ત્રીયોનો. એ બે ભાઈઓના પુત્રોએ સ્પર્શ ન કરવો તેમજ એવી સ્ત્રીઓ સાથે બોલવું પણ નહીં. મતલબ કે પોતાનો નિકટ સંબંધ ન હોય એવી સ્ત્રીઓની શાથે ધર્મોપદેશ નિમિત્ત કે વ્યાવહારકાર્ય નિમિતે પણ બોલવું નહીં એવો અર્થ છે. એનો પ્રસંગ સર્વે પ્રકારે ત્યજી દેવો એવું તાત્પર્ય છે. વિષ્ણુ ધર્મમાં કહ્યું છે ગુરૂઓ, સ્ત્રીના પ્રસંગથી, રસાસ્વાદથી અને પૈસાના લોભથી, મોટા હોવા છતાંય નિશ્ચય નાશ પામે છે.

શ્લોકમાં ચકાર છે એથી ધર્મવંશના બીજાઓએ પણ સ્ત્રીઓનો સ્પર્શ કરવો નહિં કે તેમની સાથે બોલવું નહીં. વળી એ બે અમારા ભાઇના પુત્રોએ કોઈ પણ પ્રાણિને વિષે નિર્દયતા ન કરવી. કારણ કે સ્મૃતિમાં કહ્યું છે કે ગુરૂઓ તો દયાળુ હોય છે, એ વાકયનો બાધ આવે. વળી તેમણે કોઇની પણ—એટલે પોતાની જ્ઞાતિના કે બીજી જ્ઞાતિના માણસની થાપણ ન રાખવી. એનું કારણ એ કે થાપણ રાખવી તે કલેશનું મૂળ છે. આમાં ચાર નિષેધ વાકયો છે. ૧૨૪

प्रतिभूत्वं न कस्यापि कार्यं च व्यावहारिके
भिक्षयाऽपद्दतिक्रम्या नतु कार्यं ऋण क्वचित् १२५

શ્લોકાર્થ—વળી તેમણે વ્યવહારમાં કોઈના જામીન ન થવું અને આપતકાળ આવે તો ભિક્ષા માંગીને તે તરી જવી પણ દેવું તો કયારેય ન કરવું.

પ્રતિભૂત્વં—એટલે કે એ બે ભાઇઓના પુત્રો એ વ્યવહાર કાર્યમાં

ય, વિક્રય, દાન લેવું, દાન આપવું વગેરે સઘળાં વ્યવહારનાં કાર્યોમાં પોતાના કે બીજા મનુષ્યની જામીનગીરી ન કરવી; કારણ કે તેથી મોટા લેશ આવવાનો સંભવ છે. પ્રતિભૂ–શબ્દનો અર્થ જમાનથી પ્રસિદ્ધ છે. તથા ક્યારેક દૈવવશાત્ પોતાનું ધન ધાન્ય વગેરે લુંટાઇ જાય અને આપત્ કાળ આવે તો બ્રાહ્મણ જાતિને માટે શાસ્ત્રમાં કહેલી એવી ભિક્ષાથી–દર-રોજ યાચના કરીને તે કાળ વીતાવવો પણ રૂણ–કહેતાં દેવું ન કરવું. કારણ કે દેવાથી મહાન્ દુઃખ થાય છે. સ્કંદપુરાણમાં કહ્યું છે કે આ લોકમાં ગૃહસ્થોને દેવા સમાન્ બીજું એકે દુઃખ નથી. તેથી જ ભારતના અરણ્ય પર્વમાં કહ્યું છે કે પાંચમે કે છઠ્ઠે દિવસે ભાજી ખાઇને જે રહેતો હોય તે જો દેવાદાર ન હોય અને દરરોજ પ્રવાસ કરવાનો ન હોય તો ભલે ને પાણી પીએ તોપણ આનંદ પામે છે.

વિદુરનીતિમાં પણ કહ્યું છે કે હે રાજન્ ! આરોગ્ય, દેવું ન હોય તે, પ્રવાસ કરવાનો ન હોય, સારા મનુષ્યોના સમાગમ કરવાનો હોય, પોતાને સ્વાધીન જ ધંધો કરવાનો હોય અને નિર્ભયસ્થાનમાં રહેવાનું એ છ વાનાં આ લોકમાં સુખકારક છે. જો દૈવયોગે દેવું કર્યા પછી તે આપ્યા વિનાજ દેહ પડે તો તેથી મોટી આપત્તિ આવે છે. કૃત્ય ચિંતામણિમાં કહેલું છે કે જો કદાચ અગ્નિહોત્રી અને તપસ્વી મનુષ્ય દેવાદાર ગુજરી જાય તો તે અગ્નિહોત્રિનું અને તપનું ફળ પેલા ધનવાનને મળે છે. વળી કહ્યું છે કે જેઓ પ્રમાદથી કે ઉપાય ન હોય તેથી દેવું આપતા નથી તો તેણે જે અગાઉ પુણ્ય કરેલું હોય છે તે, ધન આપનારને થાય છે. માટે કાઇનું પણ ક્યારેય દેવું ન કરવું એવું તાત્પર્ય છે. આ તો સર્વને સાધારણ એવો ધર્મ થયો. પણ ભાઇના પુત્રો પ્રત્યે જે કહ્યું છે તે તો તેમને આવશ્યક બોધ માટે તથા તેમના દ્વારા તેમના શિષ્યોને બોધ કરવા માટે કહ્યું છે એમ જાણવું. આમાં બે નિષેધવાક્યો અને એક વિધિવાક્ય મળી ત્રણ છે. ૧૨૫.

**स्वशिष्यार्पित धान्यस्य कर्त्तव्यो विक्रयो नच**
**जीर्णं दत्वा नवीनंतु ग्राह्यं तन्नैष विक्रयः १२६**

શ્લોકાર્થ: પોતાના શિષ્યોએ આપેલા ધાન્ય તેમણે ક્યારેય વેચવું નહીં; પણ જુનું ધાન્ય આપીને તેને બદલે નવું લેવું તે વેચ્યું કહેવાય નહીં.

સ્વશિષ્યાપત–એટલે પોતાના શિષ્યે આપેલા ડાંગેર વગેરે ધાન્ય જે પોતાના કુટુમ્બ પરિવારના પોષણ પુરતાથી અધિક હોય તે આપે તે

ધાન્યને વેચવું નહીં. ગૌતમ સ્મૃતિમાં કહ્યું છે કે ભૂમિ, ડાંગેર, જવ, બકરાં ઘોડાં, બળદો, ગાય, અને આખલા એ વૈશ્યોને વેપાર કરવાનાં દ્રવ્યો છે તોપણ બ્રાહ્મણોએ તે વેચવાં નહીં. શાંત પર્વના ૭૯ મા અધ્યાયમાં રાજધર્મોમાં પણ કહ્યું છે કે બકરું એ અગ્નિ છે, ઘેટું એ વરુણ છે, ઘોડો સૂર્ય છે, પૃથ્વી અન્ન છે અને ધનુ યત્ન છે તે તથા સોમ એટલાં ક્યારેય વેચવાં નહીં. કારણકે બકરાં આદિ વેચવાથી અગ્નિ આદિ દેવતાઓ જ વેચાય છે એમ કહેલું છે.

હવે જો કુટુંબ પરિવાર મોટું હોય ને કયારેક દુષ્કાળ વગેરે આપત્તિ આવવાથી ધાન્યનો અભાવ હોય અને તેથી દુર્દશા હોય ત્યારે પણ એવું વેચાણ ન કરવું અને જ્યારે ધાન્યનો સંગ્રહ હોય અને દુકાળ પડે તો સાધુ, બ્રાહ્મણ, ભિક્ષુક, તથા બીજા રાંકાનું પોષણ કરવું એ તેમનો મોટો ધર્મ છે માટે પણ વેચાણ ન કરવું. હવે તેને બદલે શું કરવું તે કહે છે.

જીર્ણું—એટલે ગયા વર્ષમાં ભેગું કરી રાખેલું—જીવ ઉત્પન્ન થવાથી લાંબો કાળ રાખી શકાય નહીં એવું હોય તો તે જુનું ધાન્ય વેચી નાખીને નવું અન્ન ખરીદવું. એટલે ધાન્ય આપીને તેના જેવું ધાન્ય લેવું. એથી વેચ્યું એમ ન ગણાય. તેમાં વેચાણનો દોષ આવતો નથી. તેથી ગૃહસ્થાશ્રના ધર્મનું રક્ષણ થાય છે. સ્મૃતિમાં કહ્યું છે કે અદલાબદલી કરવી તે સર્વે યોગ્ય છે. તેને નફો કે લોભ કહ્યો નથી. આમાં એક વિધિવાકય અને એક નિષેધવાકય મળી બે છે. ૧૨૬.

भाद्रशुक्ल चतुर्थ्यांच कार्यं विघ्नेश पूजनम्
इष कृष्ण चतुर्दश्यां कार्यार्चा च हनूमतः १२७

શ્લોકાર્થ: ભાદરવા સુદ ૪ ના દિવસે ગણપતિનું પૂજન કરવું અને આસો વદ ૧૪ ના રોજ હનુમાનજીની પૂજા કરવી.

ભાદરવા શુક્લ ચતુર્થી—એટલે ભાદરવા માસની સુદ ૪ વિનાયક ચતુર્થીના નામથી પ્રસિદ્ધ છે તે દિવસે વિઘ્નનો નાશ કરનારા એવા ગણપતિનું પૂજન કરવું. તેમાં ગણપતિની માટીની મૂર્તિ સ્થાપીને સિંદૂર, ધરો, લાડુનું નિવેદ વગેરેથી તેમનું પૂજન કરવાનું સમજવું. આમાં કોઈ અન્ય દેવતાનાં પૂજનથી બીજાનો આશ્રય કરવા રૂપી દોષ લાગે નહીં કારણકે ગણપતિ પણ શ્રીકૃષ્ણના અવતાર જ છે એમ આગળ કહેલું છે. ભાદરવા સુદ ચોથના રોજ શ્રી ગણપતિનું પૂજન કરવાનું ભવિષ્યોત્તર પુરાણમાં કહેલું છે. તે એકે ભાદરવા માસની સુદ ચોથને દિવસે ગણપતિની

સુવર્ણની કે મૃત્તિકાની પ્રતિમા કરીને બુદ્ધિમાન્ પુરૂષે તેનું પૂજન કરવું. સવારમાં ધોળા તલના તેલથી સ્નાન કરાવીને બપોરે પોતાની સંપત્તિને અનુસરીને ઘરો સાથે મોદકનું નૈવેદ્ય મુકીને તેમનું પૂજન કરવું એ પ્રમાણે જે પૂજન કરે છે તેનું સમગ્ર કષ્ટ નાશ પામે છે, તેને ક્યારેય વિઘ્ન થતું નથી અને ઇચ્છેલા ફળની પ્રાપ્તિ થાય છે. હવે ચોથનો નિર્ણય કેવી રીતે કરવો તે કહે છે. ચોથ એ જો ત્રીજના વેધવાળી હોયતો તે સારી છે. જો બે ચોથો હોય તો પહેલી લેવી, નહીં તો અભિજિત નક્ષત્ર વાળી લેવી બીજા દિવસની હોય તો મધ્યાન્હની લેવી એમ વાર્ષિક વ્રતોત્સવ વિધિમાં કહ્યું છે.

તથા ઇષ એટલે આસો માસની વદ ચૌદશને દિવસે એટલે જેને નરક ચતુર્દશી કહે છે તે દહાડે હનૂમાનજી જે રામચંદ્રજીના દૂત તરીકે પ્રસિદ્ધ થયેલા છે તેમનું એટલે કે જે ચિરંજીવી છે, વાનરમાં મોટા છે અને ભગવાનના એકાંતિક ભક્ત છે તેમનું પૂજન કરવું. તે પૂજન તેલ, સિંદૂર, આકડાનાં પુષ્પો, વગેરે વડે કરવું. કારણકે મહાવીરનું પૂજન કરવાથી ભગવાન્માં અધિક પ્રીતિ થાય છે. ભગવાન્ રામચંદ્રે જ કહેલું છે કે જે પુરૂષો ચૌદશને દિવસે તારૂં પૂજન કરશે તે કદિ નરકમાં પડશે નહીં અને મને ઘણા વહાલા થશે. આ ચૌદશ પણ ઉદય પછી છત્રીસ ઘડીએ લેવી. આમાં અમાવાસ્યાથી ગણાતો મહિનો લીધો માટે જ આસો માસ સમજવો. જો પૂનમથી મહિનો પૂરો થતો ગણવામાં આવે તો કાર્તિક માસ સમજવો. આમાં જે બે દેવની પૂજાનું કહ્યું તે સઘળા ગૃહસ્થોને માટે સામાન્ય કહ્યું છે. આમાં બે વિધિવાક્યો છે. ૧૨૭

**मदाश्रितानां सर्वेषां धर्मरक्षणहेतवे**
**गुरुत्वेस्थापिताभ्यां च ताभ्यांदीक्ष्यामुमुक्षवः ११८**

શ્લોકાર્થ: મારા સર્વે અશ્રિતોના ધર્મના રક્ષણના હેતુથી તે બન્નેને ગુરૂ સ્થાપેલા છે અને તેમણે મુમુક્ષુઓને દીક્ષા આપવી.

મિદાશ્રિતાનાં–એટલે મારાજે શિષ્યો–સ્ત્રીઓ તથા પુરૂષો તે સર્વેના ધર્મ રક્ષણ હેતવે એટલે પોતપોતાના શાસ્ત્રમાં કહેલા ભક્તિ સાથેના ધર્મના રક્ષણને માટે ગુરૂત્વે–એટલે આચાર્યપણામાં તે બે એટલે બે ભાઇઓના પુત્રોને સ્થાપ્યા છે.

મુમુક્ષવઃ–એટલે પોતાના શરણે આવેલા સંસારના બંધનથી મુકાવાની ઇચ્છાથી જે ચારે વર્ણના પુરૂષો તેમને દીક્ષા આપવી. એટલે કે શ્રીકૃષ્ણના મંત્રની દીક્ષા આપીને તેમના ઉપર અનુગ્રહ કરવો. પંચરાત્રમાં કહ્યું છે



કે બ્રાહ્મણ, ક્ષત્રીય, વૈશ્ય, તથા શુદ્ર જાતિના મુમુક્ષુઓને તથા વિષ્ણુની ભકિતમાં પ્રીતિવાળા એવા સાધુઓને ગુરૂએ વિધિવડે કરીને દીક્ષા અ- પવી. આમાં એક વિધિવાક્ય છે. ૧૨૮

**यथाधिकारं संस्थाप्या: स्वेस्वे धर्मे निजाश्रिताः**
**मान्या:संतश्च कर्तव्यः सच्छास्त्राभ्यास आदरात्: १२९**

શ્લોકાર્થ:—પોતાના આશ્રિતોને તેમના અધિકાર પ્રમાણે તેમના તેમના ધર્મમાં બરાબર રાખવા તથા સંતપુરૂષોનું પુજન કરવું અને સચ્છા- સ્રોનો આદરથી અભ્યાસ કરવો.

પોતાના જે આશ્રિતો એટલે શિષ્યો તેમને તેમના અધિકાર મુજબ સારી રીતે સ્થાપવા; નહીં તો શિષ્યનું પાપ ગુરૂમાં આવે એવો ભાવ છે. શંખ સ્મૃતિમાં કહ્યું છે કે જો ધર્મ ન શિખવે તો પ્રજાનું પાપ રાજાને, શિષ્યોનું આચાર્યને, અને સ્રીઓનું તેમના પતિને લાગે છે- વળી એ બે જણે–મારા ભાઇઓના પુત્રોએ શ્રીકૃષ્ણના ભકત એવા સાધુ પુરૂષોને માનવા કહેતા તેમનું યથોચિત પૂજન કરવું મતલબ કે સત્પુરૂષોના પુજનથી સકળ સુખ મળે છે. મુંડકોપનિષતમાં કહ્યું છે કે વિશુદ્ધ તત્ત્વ એવો જે પુરૂષ મનવડે જે જે લોકની ભાવના કરે છે તથા જે જે કામનાઓ ઇચ્છે છે તો તે તે લોકમાં જય પામે છે તથા તે કામનાઓ મેળવે છે માટે મોટા શ્રેયની ઇચ્છાવાળાએ આત્માને જાણનાર સંતોનુ પુજન કરવું. નહીં તો ભગવાનની પૂજાનું ફળ પણ પુરૂં મળતું નથી એમ ભાગવતમાં કહેલું છે. દશમ સ્કંધમા ભગવાનેજ કહ્યું છે કે

જેને આ વાત, પિત અને કફ એ ત્રણ ધાતુના શરીરમાં આત્મ- બુદ્ધિ છે, પુત્ર પરિવારમાં પોતાપણાની બુદ્ધિ છે, માટીના પદાર્થોમાં પૂજ્ય- બુદ્ધિ છે અને જળને વિષે તીર્થ બુદ્ધિ છે પણ સંત પુરૂષમા પૂજ્યબુદ્ધિ નથી તેને ગધેડા જેવો જાણવો.

દશમ સ્કંધના છાસીમા અધ્યાયમાં ભગવાને કહેલું છે કે હે બ્રહ્મન્! તે માટે એ બ્રહ્મરૂષિયોને સારી શ્રદ્ધાવડે કરીને પૂજો; તેમની પૂજાથી હુંજ પૂજાઉ છું અને બીજી મોટી ભકિતથી પણ હું તેવો પુજાતો નથી. એકા દશ સ્કંધના બીજા અધ્યાયમાં ભગવાને કહેલું છું કે જે પુરૂષ શ્રદ્ધાથી હરિનું જ પૂજન કરે છે પણ તેમના બીજા ભકતોની પૂજા નથી કરતો તે ભકત પ્રાકૃત કહેલો છે. મારા ભકતો એવા સાધુ વિના હું પમાતો નથી વગેરે.

તથા તે બે જણે આગળ કહેલાં જે વેદાદિ શાસ્રો તેમનો અભ્યાસ

કરવો. તે અભ્યાસ ચાર પ્રકારનો કહેલો છે. એકતો તેનો અભ્યાસ કરવો, તેનો વિચારવાં, મોઢેથી બોલવાં અને તેને ભણાવવાં. તેમાં અભ્યાસ તો ગુરૂની સેવા થકી જ થાય છે, બીજી રીતે નહીં. સેવા ન કરવી, ઉતાવળ કરવી અને આત્મપ્રશંસા, એ ત્રણ, વિદ્યાના શત્રુઓ છે એમ વિદુરજીએ પણ ગુરૂની સેવા નહી કરવી તેને વિદ્યાનો શત્રુ કહ્યો છે. જેમ ખાડો ખોદતો મનુષ્ય, ખોદવાના હથિયારથી પાણીને પામે છે તે જ પ્રમાણે ગુરૂમાં રહેલી વિદ્યાને સેવાવાળો પામે છે, એમ મનુ મહારાજે પણ વિદ્યા મેળવવાના હેતુમાં ગુરૂની સેવાને કહી છે. કલ્પલતામાં કહ્યું છે કે ગુરૂની સેવાથી, અથવા પુષ્કળ ધનથી, અથવા વિદ્યાથી, કે પુર્વના સંસ્કારથી વિદ્યાની પ્રાપ્તિ થાય છે. માધવે પણ કહ્યું છે કે પોતાના ગુરૂની કૃપા વિના વિદ્યાની સિદ્ધિ થતી નથી, માટે તે વિદ્યા, ગુરૂની યથાશક્તિ કૃપા મેળવીને સંપાદન કરવી. બાકીનાં ત્રણ તો આદરથી જ સાધ્ય છે, માટે જ કહે છે કે આદરથી કરવાં. અભ્યાસ વિના વિદ્યાની સ્ફુર્તિ થતી નથી માટે આદરથી જ એ અભ્યાસ કરવો. એ અભાવનું કારણ પ્રમાદ છે માટે તેનો ત્યાગ કરવો એનું જ નામ આદર છે. સ્મૃતિમાં કહ્યું છે કે આળસથી અને અન્નના દોષથી બ્રાહ્મણનો મૃત્યુ નાશ કરે છે. માટે વિદુરજીએ આળસ વગેરેને દોષરૂપ કહેલા છે. કહ્યું છે કે આળસ, મદ, મોહ, ચપળતા, વાતો કરવી, સ્તબ્ધ થઈ રહેલું, અભિમાનીપણું, તથા ત્યાગ ન કરવો તે એ આઠ, વિદ્યાર્થીઓને માટે દોષ માનેલા છે. આળસનો ત્યાગ કરીને અભ્યાસ કરવામાં વિદ્યાર્થીએ શરીરના દુઃખને ગણવાનું નથી એમ તે પોતે જ કહે છે. સુખ ઇચ્છનારને વિદ્યા ક્યાંથી મળે? વિદ્યાર્થીને સુખ હોતું નથી; કાંતો સુખ ઇચ્છનારે વિદ્યા તજી દેવી અથવા વિદ્યા ઇચ્છનારે સુખ તજી દેવું. પાઠ વિચારવો અને મોઢેથી ગોખવો એ રૂપ અભ્યાસ પાછલી રાત્રે કરવો કારણ કે તેથી બુદ્ધિનો પ્રકાશ થાય છે; વિદ્યાર્થીઓ દિવસે નિદ્રા કરે છે તો તેમની બુદ્ધિ જાડી થાય છે એમ માનેલું છે. રાત્રીના અંતમાં ગોખવાથી વિદ્યા સ્ફુર્તિ આપનારી થાય છે એમ સ્મૃતિમાં કહ્યું છે. વળી મનુ મહારાજે એમ પણ કહ્યું છે કે પાછલી રાત્રે અભ્યાસ કરીને પછી પાછા નિદ્રાવશ થવું નહીં. પાછલી રાત્રે બ્રહ્મવિદ્યાના અભ્યાસથી થાકી જઇને ફરી નિદ્રા ન લેવી; ગૌતમે પણ કહ્યું છે કે પાછલી રાત્રે ભણીને પણ ફરીથી નિદ્રા ન લેવી. નારદજીએ સંસ્કારમયૂખમાં અભ્યાસ સમયમાં વિઘ્નો પણ ગણાવ્યાં છેઃ—જુગાર, પુસ્તકની રમત, બાગમાં ફરવાની આસક્તિ, સ્ત્રિયો, તંદ્રા અને નિદ્રા એ છ બાનાં વિદ્યામાં વિઘ્ન કરનારાં છે. જે મનુષ્ય

મનુષ્યોના સમૂહથી સર્પની પેઠે ડરે, મીઠાં ભોજન જમવાથી જે મૃત્યુની પેઠે બ્હીહે અને સ્ત્રીઓથી તો રાક્ષસીની પેઠે ડરે તેજ વિદ્યા મેળવે છે.

હવે જે ઉપર નિદ્રાનો ત્યાગ કહ્યો તે ત્યાગ કેવો સમજવો તે માટે ભાસ્કરાચાર્યે કહેલું છે કે રાત્રાની પૂર્વે તથા પછીની જે બે સંધ્યાઓમાં (પ્રાતઃસંધ્યા તથા સાયં સંધ્યા) તથા દિવસમાં નિદ્રા તજી દેવી. બાકીનો સમય સારા મનુષ્યોએ નિદ્રા કરવી; એ રીતે સ્મૃતિમાં જે નિદ્રા કરવાનો ત્યાગ કહ્યો હોય તેજ સમજવો પણ સર્વે પ્રકારે નિદ્રાનો ત્યાગ સમજવો નહી. તે જ આચાર્યે વિદ્યાભ્યાસના નિષેધનો સમય પણ કહેલો છે. મધ્યરાત્રીએ તથા ધર્મશાસ્ત્રોમાં જે દિવસે અભ્યાસનો નિષેધ કરેલો છે તે દિવસે એ અભ્યાસ ન કરવો.

શ્લોકમાં અભ્યાસ કરવો, એમ વિધિ કહ્યો છે તેથી બ્રાહ્મણપણાથી સચ્છાસ્ત્રનો અભ્યાસ આવશ્યક છે એમ જાણી કહ્યું છે. શ્રુતિમાં પણ કહ્યું છે કે બ્રાહ્મણે છએ અંગ સાથે વેદોનો અભ્યાસ કરવો તથા તેનું જ્ઞાન મેળવવું. ભાગવતમાં પણ કહ્યું છે કે બ્રાહ્મણોને તપ અને વિદ્યા એ બન્ને કલ્યાણકારી છે. સ્મૃતિમાં કહ્યું છે કે પૂર્વ વયમાં બ્રાહ્મણે યથાકાળ અને યથામતિ સચ્છાસ્ત્રનો અભ્યાસ કરવો, નહીં તો તે પતિત થાય છે. દાનખંડમાં કહ્યું છે કે વેદ વગેરેના અધ્યયન વિના તો બ્રાહ્મણને અંધાપા બરાબર છે. બ્રાહ્મણને તો શ્રુતિ અને સ્મૃતિરૂપી બે નેત્રો કહેલાં છે; તેમાંથી જો એક ઓછું હોય તો તે કાણો કહેવાય અને બે ન હોય તો અંધ ગણાય. કામંદકે પણ કહ્યું છે કે ગાયો ગંધ આવવાથી જોઇ શકે છે, બ્રાહ્મણો વેદ વડે જુએ છે, રાજાઓ જાસૂસથી જુએ છે અને બીજા મનુષ્યો નેત્રો વડે જુએ છે. બ્રાહ્મણોને તો શાસ્ત્રો જ નેત્રો છે. વિદુરજીએ કહેલું છે કે પુરૂષને આઠ ગુણો શોભાવે છે: બુદ્ધિ, કુળ, દમન, વિદ્યાભ્યાસ, પરાક્રમ, બહુ ભાષાઓ જાણવી તે, યથા શક્તિદાન અને કરેલા કૃત્યને જાણવું તે. માટે સર્વે અર્થોના સાધનરૂપ જે શાસ્ત્રનો અભ્યાસ તે અવશ્ય કરવો. સ્કંદ પુરાણના કાશીખંડમાં તો કહ્યું છે કે વિદ્યાભ્યાસ વિના બ્રાહ્મણત્વ પણ સિદ્ધ થતું નથી. જેમ કાષ્ટનો હાથી, કૃત્રિમ મૃગ, તેજ પ્રમાણે નહીં ભણેલો એવો બ્રાહ્મણ એ ત્રણે નામ માત્ર છે. આથી વિશેષ વિસ્તાર શો કરવો? આમાં ત્રણ વિધિ વાક્યો છે. ૧૨૯

**મયા પ્રતિષ્ઠાપિતાનાં મંદિરેષુ મહત્સુચ**
**લક્ષ્મીનારાયણાદીનાં સેવા કાર્યા યથાવિધિ ૧૩૦**

શ્લોકાર્થ: મોટાં મંદિરોને વિષે મેં સ્થાપન કરેલાં એવાં લક્ષ્મીનારાયણ આદિ જે સ્વરૂપ તેમની વિધિસર સેવા પૂજા કરવી.

મોટાં એટલે શિખરબંધી મંદિરોમાં. ચ કાર છે માટે નાનાં હરિમંદિરોમાં પણ. મેં જે મૂર્તિઓની યથાવિધિ પ્રતિષ્ઠા કરાવી હોય. લક્ષ્મીનારાયણ આદિ જે ભગવાનનાં સ્વરૂપો વગેરેની. આદિ શબ્દથી નરનારાયણ વગેરે પણ જાણવા. અહીં લક્ષ્મીનારાયણનો મુખ્ય નિર્દેશ કરવાનું કારણ એ છે કે આ શિક્ષાપત્રી લખવાના સમયે, તે દેવની સમીપે જ પોતે રહેતા છે તે છે. પરન્તુ તેથી બીજાં સ્વરૂપોનું ગૌણપણું આવે છે એવી શંકા ન કરવી. ભગવાનનાં સર્વે સ્વરૂપો અભેદ છે એમ પોતે જ આગળ પ્રતિપાદન કર્યું છે માટે. તે સ્વરૂપોની સેવા પ્રીતિથી કરવી. તે સેવા શ્રી વિઠ્ઠલનાથજીએ કહેલી વિધિને ઉલ્લંઘ્યા વિના કરવી. પોતાને સેવકો ઘણા હોય તોપણ ભગવાનની સેવા તો પોતેજ કરવી. ભગવાને જ પોતાના ભક્તોના ધર્મમાં કહ્યું છે કે ભગવાનની સેવામાં આદર રાખવો અને બધાં અંગોવડે ભગવાનને નમસ્કાર કરવા અને ઘરમાં દાસની પેઠે હેતથી મારી સેવા કરવી. તેથીજ શ્રી રૂક્મિણી આદીની પણ એજ પ્રમાણે સેવા કરવાની કહી છે. સો દાસીઓ હોય તોપણ પ્રભુની સેવા તો અમને જ આપજો. આમાં એક જ વિધિવાક્ય છે. ૧૩૦

भगवन्मंदिरं प्राप्तोऽन्नार्थी कोपि मानवः
आदरा त्स तु संभाव्यो दानेनाऽन्नस्य शक्तितः १३१

જે કોઈ પણ મનુષ્ય અન્નને માટે ભગવાનના મંદિરમાં આવી ચડયો હોય તો તેની શક્તિ પ્રમાણે, અન્નદાનથી આદરથી સંભાવના કરવી. ૧૩૧ योकोपि—એટલે કોઇ પણ મનુષ્ય જાણીતો કે અજાણ્યો મનુષ્ય. અન્નાર્થી—એટલે ભૂખ્યો હોય અને ભગવાનના મંદિરમાં આવ્યો હોય તો શક્તિ મુજબ અન્ન આપીને સંભાવના કરવી. એટલે કે જેમ ઘટે તેમ તેને કાચું અગર પાકું અન્ન આપવું. અત્રિસ્મૃતિમાં કહ્યું છે કે પોતાના અગર પારકા દેશમાં પણ અતિથિને ઉપવાસ ન કરાવવો. અન્ન એ જળનું પણ ઉપલક્ષણ છે કેમકે બન્ને સાથેજ રહેનારાં છે. આદિત્યપુરાણમાં કહ્યું છે કે વેદમાં વાદ કરનાર એવા વિદ્વાનોએ અન્નદાનની ઘણી પ્રશંસા કરેલી છે, કારણકે આ પ્રાણ એ અન્નવડે જ છે તેથી અન્નદાનને પ્રાણદાન કહેલું છે. માટે ડાહ્યા પુરૂષોએ દરરોજ અન્નનું દાન આપવું તે પણ પરીક્ષા કર્યા વિના જ આપવું એમ સ્વાયંભૂમનુએ કહેલું છે. અન્નથી બ્રહ્મા પ્રસન્ન થાય છે, કમળાપતિ એવા શ્રી ભગવાન્ પ્રસન્ન થાય છે તથા ભગવાન્ શિવજી અને ઇંદ્ર પણ અન્નથી પ્રસન્ન થાય છે. માટે વેદને જાણનાર ડાહ્યા પુરૂ-

ષોએ ખાસ કરીને અન્નદાન કહેલું છે. જળદાનને પણ અન્નદાનની બરોબર જ કહ્યું છે. જેમકે સર્વ ભૂત પ્રાણી માત્રનું જીવન જળ છે. અન્નદાનનું ફળ સ્કંદપુરાણમાં કહ્યું છે. અન્નદાન આપનારો સુવર્ણના અને સૂર્યસમાન કાન્તિવાળા તથા દિવ્ય અપ્સરાઓથી વીંટાએલા એવા દિવ્ય વિમાનને પામે છે. આ લોકમાં અન્નદાનથી કાંઈ પણ વિશેષ નથી. અન્નથી જ જીવ પ્રાણીમાત્રની ઉત્પત્તિ થાય છે તથા તે જીવે છે, એમાં સંશય નથી. જીવિતદાન થકી આ લોકમાં કોઇ મોટું દાન નથી અને અન્નથી જ ત્રણે લોક જીવે છે અને તે અન્નનું જ ફળ છે. અન્નમાં જ ત્રણે લોક રહેલા છે અને લોકોના દાનનું એ જ ફળ છે. તેથી અન્નના સમાન કોઇ દાન થયું નથી અને થશે પણ નહીં. અન્નદાનનું માહાત્મ્ય ભારતના અનુશાસન પર્વમાંથી વિસ્તારથી જોઇ લેવું. આમાં એક વિધિવાક્ય છે. ૧૩૧.

**संस्थाप्य विप्रं विद्वांसं पाठशालां विधाप्यच:**
**प्रवर्तनीया सद्विद्या भुवि यत्सुकृतं महत्: १३२**

એક પાઠશાળા સ્થાપીને તેમાં વિદ્વાન્ બ્રાહ્મણ રાખીને પૃથ્વીમાં સદ્વિદ્યાની પ્રવૃત્તિ કરાવવી, કેમકે તેથી મોટું પુણ્ય થાય છે.

પાઠશાળા—એટલે વિદ્યાર્થીઓને રહેવા યોગ્ય જે મઠ. વિધાપ્ય-એટલે કરાવીને. વિદ્વાંસં કાવ્ય, વ્યાકરણ સચ્છાસ્ત્ર વગેરે જાણનાર એવો બ્રાહ્મણ. સંસ્થાપ્ય-એટલે એ બ્રાહ્મણને ઉચિત આજીવિકા બાંધી આપીને પૃથ્વી ઉપર સારી વિદ્યાની પ્રવૃત્તિ કરાવવી કેમકે તેથી મોટું પુણ્ય થાય છે. આંધળાને જેમ ચક્ષુનું દાન આપવાથી પુણ્ય થાય તેની પેઠે. ગરૂડપુરાણમાં દાનહેમાદ્રિ પ્રકરણમાં કહ્યુ છે કે પંડિતને આજીવિકા બાંધી આપીને જેઓ બ્રાહ્મણોને ભણાવરાવે છે તેઓએ ધર્મ, અર્થ અને કામ માટે કયું દાન આપ્યું નથી ? વિદ્યાર્થીઓને ભોજન, તેલ, વસ્ત્ર અથવા ભિક્ષા આપવાથી પુરૂષો સર્વ મનોરથોને પામે છે તેમાં સંશય નથી. અગ્નિપુરાણમાં કહ્યું છે કે હે રાજન્ ! જેઓ વિદ્યાર્થીઓને દીવો, પાગરણ તથા ભોજનથી દરરોજની વૃત્તિ બાંધી આપે છે તેઓને યજ્ઞના જેટલું ફળ પામે છે. આમાં એક વિધિવાક્ય છે. ૧૩૨.

**अथैतयोस्तु भार्याभ्यामाज्ञयापत्युरात्मन:**
**कृष्णमंत्रोपदेशश्च कर्तव्य: स्त्रीभ्यएवहि १३३**

હવે એ બે ભાઇઓની સ્ત્રીઓએ પોતાના પતિની આજ્ઞા લઇને સ્ત્રીઓને કૃષ્ણમંત્રનો ઉપદેશ આપવો.

પોતાના ભાઇઓના પુત્રોના વિશેષ ધર્મો કહીને હવે તેમની સ્ત્રીઓના વિશેષ ધર્મોને બે શ્લોકથી કહે છે. **पत्न्यौ** એટલે અયોધ્યાપ્રસાદ અને રઘુવીરની **भार्याभ्याम्** એટલે સ્ત્રીઓએ–સુનંદા અને વિરજા નામની તેમની પત્નીઓએ **आत्मनः पत्युः** પોતાના પતિની **आज्ञया**–આજ્ઞાથી. **स्त्रीभ्यः** એટલે જે સ્ત્રીઓ પોતાના શરણે આવી હોય તે સ્ત્રીઓને **एव** શબ્દ છે એટલે માત્ર સ્ત્રીઓને જ. પુરૂષોને નહી એમ સમજવું. કૃષ્ણમંત્ર એટલે અષ્ટાક્ષર તેનો ઉપદેશ કરવો **ननु गृह्णीयाद् वैष्णवाद्गुरोः** એ વગેરે વાકયોથી દીક્ષા તથા મંત્રોપદેશનો અધિકાર માત્ર ગુરૂને જ છે તો અહીં સ્ત્રીઓને ઉપદેશ આપવાની આજ્ઞા આચાર્ય પત્નીને જ કરી છે તેનું કારણ શું ? તેની શંકાના નિવારણમાં શ્રુતિ તથા સ્મૃતિનાં વાકયો ટાંકે છે. "જે પત્ની છે તે પોતાનું અડધું શરીર છે," "પતિ તથા પત્નીને અગ્નિ આગળ મુકો," "તેનું અર્ધું શરીર પત્ની છે," "મારા વ્રતમાં તારૂં હૃદય ધારણ કરૂં છું," "મારૂં ચિત્ત તારા ચિત્તને અનુસરે છે," "મારી વાણિને એક મનવડે કરીને ધારણ કર," "પ્રજાપતિ આપણને એક કરો," "મારા પ્રાણથી તારા પ્રાણને ધારણ કરૂં છું," "હાડકાંથી હાડકાં," "માંસથી માંસ' અને "ત્વચાથી ત્વચા પોષાય છે" વગેરે શ્રુતિસ્મૃતિ તથા ગૃહ્ય સુત્રોમાં પતિ પત્નીનું એક જ અંગ કહેલું છે અને તેમના કાર્યની પણ એકતા કહી છે તેથી આચાર્યપત્ની મંત્રોપદેશ કરે તે આચાર્ય જ કર્યો એમ જાણવાથી તેમાં દોષ આવતો નથી. નહીં તો જો આચાર્યપત્ની પુરૂષને પ્રત્યક્ષ ઉપદેશ કરે અથવા સ્ત્રીઓને આચાર્ય ઉપદેશ કરે તો ખરેખર સ્ત્રી એ અગ્નિ છે અને પુરૂષ ઘીના ઘડા જેવો છે એમ સ્ત્રી અને પુરૂષના સાક્ષાત્ પ્રસંગ સર્વત્ર ત્રાસદાયક છે એ વગેરે વાકયથી–આચાર્ય પત્નીને બીજા પુરૂષના પ્રસંગથી અને ગુરૂને અન્ય સ્ત્રીના પ્રસંગથી બન્ને અવશ્ય ભ્રષ્ટ થવાની આપત્તિ આવે માટે પોતાના સ્વામીની આજ્ઞા લઇને જ આચાર્યપત્નીએ સ્ત્રીઓને જ ઉપદેશ આપવો અને આચાર્યે પોતે ઉપદેશ આપેલી પોતાની પત્નીદ્વારા જ સ્ત્રીઓને ઉપદેશ આપવો એ વિધાનમાં કોઈ જાતની ક્ષતિ નથી. તેજ માટે સર્વ શાસ્ત્રોના તાત્પર્યને જાણીને શ્રી ધર્મદેવે બાંધેલી જે મર્યાદા તે પાળવામાં આવે છે એમ જાણવું અને સ્વતંત્ર રીતે ઉપદેશ ન કરવો. પરાશર મુનિ કહે છે કે જે સ્ત્રી પોતાના પતિની આજ્ઞા વિના, ધર્મોપદેશ, દાન, તીર્થ તથા વ્રત કરે છે તે નિષ્ફળ થાય છે. આમાં એક વિધિવાકય છે. ૧૩૩

**स्वासन्न संबंधहीना नरास्ताभ्यां तु कर्हिचित्**
**नस्प्रष्टव्या न भाष्याश्च तेभ्यो दर्श्यं मुखं नच १३४**

એ આચાર્યોની પત્નીઓએ પોતાના નિકટના સંબંધ વિનાના જે પુરૂષો તેમનો ક્યારેય સ્પર્શ ન કરવો તથા તેમની સાથે બોલવું નહીં તેમ જ તેમને મુખ પણ ન દેખાડવું. ૧૩૪

પોતાના નિકટના સંબંધ વિનાના એટલે દૂરનાં સગાં તેમજ સંબધ વિનાના જે પુરૂષો તેમને જાણી જોઈને અડવું નહીં તેમ બોલવું નહીં. તેમને પોતાનું મુખ સુદ્ધાં ન દેખાડવું. તેમનું દાન થાય એવું ફેરવીને અથવા મ્હોં ઢાંકીને ઉભા રહેવું. ગુરૂ પત્નીને એમ કરવું એજ યોગ્ય છે, નહીંતો દર્શન, નમન આદિ કરવા માટે આવેલા પુરૂષના પ્રસંગને ત્યાગી નહીં શકવાથી પોતાના ધર્મથી પડી જવાનો ભય આવે છે. મનુસ્મૃતિમાં કહ્યું છે કે સ્ત્રી, પુરૂષના પ્રસંગથી પોતાને તથા બીજા પુરૂષોને નિશ્ચે ભ્રષ્ટ કરે છે, પછી ભલે તે પતિવ્રતા હોય કે સુશીલ હોય. માટે પ્રયત્ન કરીને તેને તજવી. આમાં ત્રણે નિષેધ વાકયો છે. ૧૩૪

**गृहाश्रमिणो ये स्युः पुरुषा मदुपाश्रिताः**
**स्वासन्न संबंधहीना न स्पृश्या विधवास्रतैः १३५**

જે મારા આશ્રિતો ગૃહસ્થાશ્રમીયો હોય તેમણે પોતાના નિકટના સંબંધ વિનાની જે વિધવા સ્ત્રીઓ તેમનો સ્પર્શ ન કરવો.

હવે વિશ શ્લોક વડે કરીને ગૃહસ્થોના વિશેષ ધર્મોને કહે છે:- મદુપાશ્રિતા-મારા શિષ્યો જે ગૃહસ્થાશ્રમીઓ હોય. બીજો આશ્રમ જે ગૃહસ્થાશ્રમ તે જેનો આશ્રમ હોય તેવા પુરૂષોએ-પોતાના નિકટ સંબંધ વિનાની એટલે જેના મરણથી સુતક ન આવે તેવી-દૂરના સંબંધ વાળી અથવા સંબંધ વિનાની એવી જે વિધવા સ્ત્રીઓ-જેમનો પતિ મૃત્યુ પામ્યો હોય તેવીનો સ્પર્શ ન કરવો. કારણ કે તેમનો સ્પર્શ કરવો તે અતિશય અમંગળ કહેલું છે. સ્કંદ પુરાણમાં અગસ્ત્ય મુનિએ કહ્યું છે કે સર્વે અમંગળ વસ્તુઓમાં વિધવા વધારે અમંગળ છે, માટે પોતાના નિકટની સગી ન હોય તો તેવી સ્ત્રીનો બુદ્ધિમાને સ્પર્શ ન કરવો. વળી તેજ પુરાણમાં કહેલું છે કે વિધવા સ્ત્રીઓની આશિષ સર્પના ઝેર જેવી છે, જો બહાર જતી વખતે તે દીઠામાં આવે તો નિશ્ચે મૃત્યુ થાય.

શ્લોકમાં ચકાર છે, માટે એ વિધવા સ્ત્રીની સાથે હાંસી મશ્કરી વગેરે પણ ન કરવી. આમાં એક નિષેધ વાક્ય છે. ૧૩૫

**मात्रा स्वस्त्रा दुहित्रा वा विजने तु वयःस्थया।**
**अनापदि नतैः स्थेयं कार्यंदानं न योषितः १३६**

વયમાં આવી હોય એવી પોતાની બ્હેન, દીકરી અથવા પોતાની માતા સાથે આપત્તિ સીવાય એકાંતમાં ન બેસવું તથા સ્ત્રીનું દાન ન કરવું.

**વયઃ સ્થાવયઃ** એટલે યુવાવસ્થામાં આવેલી **માત્રા**-એટલે પોતાને જન્મ આપનાર માતા **સ્વસ્રા**-એટલે બ્હેન અને **દુહિતા** એટલે પુત્રી. **વિજને** એટલે એકાંતમાં **અનાપદિ**--એટલે આપત્કાળ વિના **નસ્થેયં**-ન રહેવું એટલે જો આપત્તિકાળ આવે અને બીજે કયાંઇ જઇ શકાય તેમ ન હોય તો દેશ તથા કાળને અનુસરીને પોતાને જેટલું પ્રયોજન હોય તેટલોજ પ્રસંગ પાડવો. કદાચ એકાંત સ્થળ ન હોય તોપણ યુવાન્ સ્ત્રીનું દર્શન જ શૃંગારરસને ઉત્તેજક છે એટલે એકાંતમાં મનનો ક્ષોભ અવશ્ય થવાનો સંભવ છે માટે વિદ્વાનો અને વિવેકીઓએ એવો પ્રસંગ પાડવો નહીં. શ્રીમદ્ ભાગવતમાં પણ કહ્યું છે કે ખરેખર! સ્ત્રીતો અગ્નિ જેવી છે અને પુરૂષ ઘીના ઘડા સરખો છે. પુત્રીની સાથે પણ એકાંતમાં ન રહેવું, અને કદાચ એકાંતની જરૂર પડે તો પણ તે પ્રયોજન પુરતું જ રહેવું. માતા, બ્હેન અને પુત્રીની સાથે એક આસનમાં ન બેસવું, કેમકે ઇંદ્રિયોનો સમૂહ એવો બળવાન્ છે કે વિદ્વાનને પણ પરાભવ પમાડે છે, વળી સ્કંદ પુરાણના કાશી ખંડમાં કહ્યું છે કે માતા, પુત્રી કે બ્હેનની સાથે એકાંતમાં ન રહેવું કેમકે ઇંદ્રિયો તો પંડિતોને પણ મોહ પમાડે છે.

પુરૂષોએ વળી પોતાની સ્ત્રીનું દાન કોઇને કરવું નહીં એટલે પોતાની સ્ત્રી કોઇને આપવી નહીં; કેમકે તેથી તેના પાતિવ્રત્યનો ભંગ થવાથી મોટું પાપ લાગે છે એટલે તે કોઇને આપી શકાય નહિ. સ્કંદપુરાણમાં દાનમયૂખમાં કહ્યું છે કે આપત્તિમાં પણ નવ વસ્તુઓનું દાન તો કોઈ રીતે ન કરવું. એકલો પોતાને વસ્તાર હોય તો પોતાની સર્વે મીલકતનું દાન ન કરવું તથા સ્ત્રીનું, શરણે આવેલાઓનું, પારકી થાપણનું, વ્યાજે લીધેલી થાપણનું કુળની વૃત્તિનું, પારકી આપવા લીધેલી થાપણનું, સ્ત્રીના ધનનું અને પુત્રનું. જે મૂઢ મનુષ્ય એટલાનું દાન કરે છે તેની શુદ્ધિ પ્રાયશ્ચિત્ત કરવાથી થાય છે આમાં ચારનિષેધ વાક્યો છે. ૧૩૬

**प्रसंगो व्यवहारेण यस्याः केनापि भूपतेः**
**भवेत्तस्याः स्त्रियाः कार्यः प्रसंगो नैव सर्वथा १३७**

જે સ્ત્રીને કોઇ પણ રાજાનો વ્યવહારથી પ્રસંગ પડેલો હોય તે સ્ત્રીનો કોઇ રીતે પ્રસંગ ન કરવો.

આ શ્લોકમાં **तैः** એટલે મારા આશ્રિતોએ એવું પ્રથમથી સમજી લેવું. જે સ્ત્રીને **केनापि** એટલે જાણતે અથવા અજાણતે પણ વ્યવહારને લીધે રાજાનો પ્રસંગ હોય એટલે કે રાજાના અંતઃપુરમાં જવું એ વગેરે સંબંધ હોય તેવી સ્ત્રીનો પ્રસંગ ન કરવો; કહેતાં તેની સ્ત્રીની સમીપે રહેવું અથવા તેની સાથે બોલવુ ચાલવું વીગેરે સંબંધ કોઇ પ્રકારે ન રાખવો. **રાજધર્મ** ટિકામાં પણ કહેલું છે કે રાણીદ્વારા અથવા તો સ્વતંત્ર રીતે અથવા દુતીની માર્ફત જે સ્ત્રીને રાજાનો પ્રસંગ હોય તેની સાથે વ્યવહાર ન કરવો. આમાં એક નિષેધ વાક્ય છે. ૧૩૭.

**अन्नाद्यैः शक्तितोभ्यच्यों ह्यतिथिस्तै गृहागतः**
**दैव्यं पित्र्यं यथाशक्ति कर्तव्यं च यथोचितम् १३८**

ઘેર આગળ અતિથિ આવેલો હોય તો તેને આદર થકી શક્તિ મુજબ અન્ન આપવું અને દેવ સંબંધી તથા પિત્રી સંબંધી કર્મ જેમ ઘટે તેમ શક્તિ મુજબ કરવું.

**तैः** એટલે ગૃહસ્થોએ. **गृहागतः** એટલે પોતાને ઘેર આવેલા **अतिथि** જેને આવવાની કોઈ તિથિ નક્કી નથી તેનું નામ અતિથિ એટલે કોઇ અન્નાર્થી. અભ્યાગત અને અતિથિમાં ભેદ છે. અભ્યાગત તો અમુક તિથિએ જ આવે છે અને અતિથિનો તિથિ નક્કી હોતી નથી. અતિથિ શબ્દમાં સર્વે પ્રકારના ભિક્ષુકોનો સમાવેશ થાય છે. સ્કંદપુરાણમાં તે માટે કહે છે કે માર્ગે ચાલનાર, જેની વૃત્તિ તુટી ગઇ હોય તે, વિદ્યાર્થી, ગુરૂ-પોષક, યતિ અને બ્રહ્મચારી એ છ જણ ધર્મભિક્ષુકો ગણાય છે. શક્તિ પ્રમાણે **अन्नाद्यैः** છે. એટલે અન્ન તથા જળ વડે કરીને **अभ्यर्च्य** એટલે અભિવાદન પૂર્વક સંતોષવા એવો અર્થ છે. કાશીખંડમાં પણ કહ્યું છે કે સુપાત્રને વિધિપૂર્વક ગાયનું દાન કરવાથી જે પુણ્ય થાય છે તે સારા કૃત્ય વાળા ભિક્ષુકને ભિક્ષા આપવાથી મળે છે. પરાશર સ્મૃતિમાં પણ કહ્યું છે કે અતિથિની પ્રીતિથી પૂજા કરી તેણે ભગવાનને પ્રસન્ન કર્યા. શ્રીમદ્ ભાગવતમાં પણ કહ્યું છે કે ગૃહસ્થાશ્રમીઓ એવા નિર્ધનોને પણ ધન્ય છે કે જે ઘરમાંથી યાચકોને પાણી, ઘાસ, જમીન

વગેરે મળે છે. પણ જે ઘરમાં અખિલ સંપત્તિ હોવા છતાં પણ જ્યાં સંત પુરૂષોનાં ચરણ કમળો ફરતાં નથી તેવાં ઘર રાફડા જેવાં અને વૃક્ષો જેવાં છે. જે ઘરમાં અતિથિની પૂજા પાણીથી પણ થઇ નથી તેનો ધણી નરકે પડે છે અને તે ઘર શિયાળવાની બોડો જેવાં છે. વળી અતિથિના અનાદરથી નરકની પ્રાપ્તિ થાય છે એમ પણ કહેલું છે. જે માણસ આ લોકમાં અતિથિ અભ્યાગતોને એકવાર આવેલા જોઇને ક્રોધ કરે, બળતો હોય એવી રીતે દુષ્ટ આંખોથી જુએ, તેની પાપદષ્ટિ વાળાની આંખોને નરકમાં વજ્ર જેવી ચાંચોવાળા ગીધો, કંક પક્ષીઓ તથા બટ વગેરે પક્ષિઓ બહુજ જોરથી ફોડી નાંખે છે. જેના ઘેરથી અતિથિ પૂજાયા વિના અને નિરાશ થઇને જાય છે તેનું જન્મથી કરેલું બધું પુણ્ય ક્ષણમાં નાશ પામે છે. યતિ તથા બ્રહ્મચારી એ બન્નેને અન્ન આપ્યા વિના જે અન્ન જમે તેણે ચાંદ્રાયણ વ્રત કરવું એમ સ્મૃતિમાં પણ કહ્યુ છે. શાંતિપર્વમાં આપદ્ધર્મમાં તો શત્રુનું પણ આતિથ્ય કહેલું છે. જેમકે જો શત્રુ ઘેર આવ્યો હોય તો તેનું યોગ્ય આતિથ્ય કરવું. ઝાડને છેદવાને આવેલા મનુષ્ય ઉપરથી પણ ઝાડ પોતાની છાયા લઈ લેતું નથી તેની પેઠે.

**દૈવં** એટલે દેવ સંબંધી, એટલે કે બ્રહ્માદિ દેવતાનું તર્પણ તથા વૈશ્વદેવ આદિ કર્મ. **પૈત્ર્યં** એટલે શ્રદ્ધાદિક કર્મ. **યથાશક્તિ** એટલે પોતાની શક્તિ હોય તે પ્રમાણે. **યથોચિત** એટલે પોતપોતાના અધિકારને ઘટે તેમ. મતલબ કે જો પિતા જીવતા હોય તો તે મુજબ અને મૃત્યુ પામી ગયા હોય તો તે મુજબ. તેમજ સ્વસ્થતા અને અસ્વસ્થતામાં પણ જેમ ઉચિત હોય તેમ ધર્મશાસ્ત્રમાંથી જાણી લેવું પોતાના પૈસાના પ્રમાણમાં જે મૂઢ બુદ્ધિવાળો માણસ દેવ સંબંધી કે પિત્રી સંબંધી કર્મ નથી કરતો તેનું પુણ્ય નાશ પામે છે અને તે સર્વે નર્કમાં પડે છે એમાં સંશય નથી. આમાં જે શૂદ્ર જાતિના ગૃહસ્થો હોય તેમણે દેવ તથા પિત્રી સંબંધી કર્મમાં તેમને વેદમંત્રનો અધિકાર નહીં હોવાથી નામ માત્ર લેવું એવો નિર્ણય શૂદ્રકમલાકર વગેરેમાં છે. શ્રદ્ધા માટે વૃદ્ધ પરાશર વિશેષ એમ કહે છે કે શુદ્રે કાચા અન્નવડે બ્રાહ્મણને સંતોષવા અને પૂજવા અને શ્રાદ્ધ કરીને પછી પોતાની જાતિનાને જમાડવા. જનોઇ દીધી ન હોય એવો બ્રાહ્મણનો પુત્ર, સ્ત્રી અને શૂદ્ર આદિને સવ્ય તથા અપસવ્ય જનોઇ માટે ઉત્તરીય વસ્ત્ર જ આપવું એમ કમલાકરનો નિર્ણય છે. શૂદ્રોએ શ્રાદ્ધના દહાડે પોતાને ઘેર રસોઇ કરાવીને બ્રાહ્મણોને ન જમાડવા પણ શ્રદ્ધાથી બેવડું કાચું અન્ન

આપવું. વિષ્ણુએ તથા ઉશનસે કહ્યું છે કે સચ્છૂદ્ર હોય તોપણ બ્રાહ્મણોએ શ્રાદ્ધમાં કદિ પાકી રસોઇ જમવી નહીં કારણકે તેવી રસોઈ જમવાથી દોષ લાગે છે અને તેનું ફળ મળતું નથી. સુમંતુ કહે છે કે શૂદ્રોએ હમેશાં કાચા અન્નથી જ શ્રાદ્ધ કરવું. કાચું અન્ન બેવડું આપવું અને સુવર્ણ ચારગણું આપવું. ધર્મપ્રદીપમાં ષટ્ત્રીંશન મતમાં કહ્યું છે કે શુદ્રના શ્રાદ્ધનું જો કાચું અન્ન ગ્રહણ કરવામાં આવે તો કુટુંબવાળા બ્રાહ્મણને દોષ લાગતો નથી. શૂદ્રનું જે કાંઇ કાચું અન્ન પણ શ્રાદ્ધનિમિત્તે ગ્રહણ કરવામાં આવે તે સર્વ એક દિવસના ભોજન પુરતું જ લેવું પણ તેને નિત્યના કે નૈમિત્તિક કાર્યમાં વાપરવું નહીં. શુદ્ધિતત્ત્વમાં અંગિરા મુનિએ પણ કહ્યું છે કે બ્રાહ્મણના ઘરમાં આવેલું શૂદ્રનું અન્ન સર્વદા પવિત્ર ગણાય છે. પરાશરે કહ્યું છે કે શૂદ્રના અન્નને જ્યાં સુધી બ્રાહ્મણ સ્પર્શ કરતો નથી ત્યાં સુધી તે શૂદ્રનું જ અન્ન રહે છે પોતાને ઘેર આવેલા શૂદ્રના અન્નને પાણી છાંટીને લઇ લેવું. આમાં ત્રણ વિધિવાક્યો છે. ૧૩૮

**यावज्जीवं च शुश्रूषा कार्या मातुः पितुर्गुरोः**
**रोगार्त्तस्य मनुष्यस्य यथाशक्ति च मामकैः १३९**

મારા આશ્રિતોએ પોતાનાં માતાપિતા તથા ગુરૂની સેવા જીવન્તપર્યન્ત કરવી તેમ જ શક્તિ પ્રમાણે રોગથી પીડાતા એવા મનુષ્યની પણ સેવા કરવી.

**मामकैः** મારા આશ્રિત એવા ગૃહસ્થોએ **मातुः** એટલે પોતાને જન્મ આપનાર માતાની અગર સાવકી માતાની પણ. **पितुः** એટલે પોતાને જન્મ આપનાર પિતાની. **गुरोः** એટલે પોતાના આચાર્યની **शुश्रूषा** એટલે સેવા. આ શબ્દના અર્થ શ્રવણ, છાયા, પરિચર્યા અને અને અવધાન એટલા થાય છે. **यावज्जीवम्** એટલે જીવનના અવધિ સુધી શક્તિ પ્રમાણે કરવી. મનુ મહારાજે પણ કહ્યું છે કે મનુષ્યોના જન્મ સમયે માતાપિતા જે ક્લેશ સહન કરે છે તેનો બદલો તો સો વર્ષ લગી પણ કરી શકાય તેમ નથી. એમ છે તો નિત્ય પ્રસન્ન રાખવા અને આચાર્યને પણ સર્વદા રાજી રાખવા. એ ત્રણે જો રાજી રહે તો સર્વે તપ આવી જાય છે. એ ત્રણની સેવાને મોટું તપ કહેલું છે. એ ત્રણ જ ત્રણ વેદ છે અને એમને જ ત્રણ અગ્નિ કહ્યા છે. ભાગવતમાં ભગવાને પણ કહેલું છે કે જેનાથી, સર્વે અર્થને ઉત્પન્ન કરનાર એવો દેહ જન્મે છે તથા પોષાય છે તે પિત્રીઓનો બદલો મનુષ્યો સો વર્ષથી પણ વાળી

શકતા નથી. માટે તેમને હમેશાં જે પ્રિય લાગે તે કરવું તેમજ આચાર્ય પણ રાજી થાય તેમ કરવું. એ ત્રણે પ્રસન્ન થાય તો સર્વે તપ આવી જાય. એ ત્રણની સેવાને મોટું તપ કહેલું છે. એ જ ત્રણે વેદ છે અને એમને જ ત્રણ અગ્નિ કહ્યા છે. શ્રીમદ્દભાગવતમાં ભગવાને પણ કહ્યું છે કે સર્વે અર્થ માત્રને ઉત્પન્ન કરતો એવો જે મનુષ્યદેહ તેને જે જન્મ આપે છે તથા પોષણ કરે છે એવા એ માતપિતાનો બદલો મનુષ્યથી સો જન્મે પણ વાળી શકતો નથી. જે પુત્ર તેમની, શરીર તથા ધનથી વૃત્તિ પુરી કરતો નથી તે મરીને પોતાનું જ માંસ ખાય છે. વૃદ્ધ માતાપિતા, સતી સ્ત્રી, નાનું બાળક, ગુરૂ, બ્રાહ્મણ તથા શરણે આવેલાનું જે બળવાન છતાં પોષણ નથી કરતો તે જીવતા સતાં જ મુએલો છે. પિતાની તથા ગુરૂની સેવા કરવી એ એ સારા પુત્રનો પરમ ધર્મ છે એમ દેવતાઓએ પણ કહેલું છે. સ્કંદ-પુરાણમાં પણ કહ્યું છે કે પિતાની તથા ગુરૂની સેવા શ્રદ્ધાથી દરરોજ કરવી; જે મનુષ્ય પોતાની શક્તિ મુજબ સેવા નથી કરતો તે રૌરવ નર્કમાં પડે છે. એ જ અભિપ્રાયથી માતા અને પિતાનો વિરોધી એવો જે પુત્ર તેને યાજ્ઞવલ્કયના વ્યવહારાધ્યાયની મિતાક્ષરા ટિકામાં નારદે દાયભાગ આપવાનો નિષેધ કરેલો છે. પિતાનો દ્વેષી, પતિત, નપુંસક તથા જે પાતકી હોય એવા ઔરસ પુત્રને પણ પિતાની મીલકતમાંથી ભાગ મળતો નથી તો પછી બીજા ક્ષેત્રથી ઉત્પન્ન થયેલા ઓરમાન પુત્રને તો શાનો જ મળે ?

વળી રોગથી પીડાતા એવા મનુષ્યની પણ યથાશક્તિ સેવા કરવી. રોગ શબ્દમાં હથિઆરના ઘાની પીડાનો પણ સમાવેશ ગણવો. પરાશર સ્મૃતિમાં કહ્યું છે કે રોગ, અગ્નિ તથા શસ્ત્ર વગેરેથી પીડાએલાં મનુષ્યોની દરરોજ દયા કરી, શક્તિ મુજબ ઔષધ, અન્ન તથા જળ વગેરેથી સેવા કરવી. યાજ્ઞવલ્કયે રોગથી પીડાતા મનુષ્યની સેવાને ગૌદાન સમાન કહી છેઃ– થાકેલાને ઉચકી જવો, રોગીની સેવા કરવી, દેવનું પૂજન કરવું, બ્રાહ્મણના પગ ધોવા તથા ઉચ્છિષ્ટને સાફ કરવું એટલાં વાનાં ગૌદાનની બરાબર છે. આમાં ચાર વિધિ વાકયો છે. ૧૩૯.

**यथाशक्त्युद्यमः कार्यो निजवर्णाश्रमोचितः**
**मुष्कछेदो न कर्त्तव्यो वृषस्य कृषिवृत्तिभिः १४०**

પોતપોતાના વર્ણ અને આશ્રમને યોગ્ય એવા અને પોતાની શક્તિ મુજબનો ઉદ્યોગ કરવો પણ ખેતિ કરનારાઓએ આખલાઓના વૃષણનો ઉચ્છેદ ન કરવો.

આ શ્લોકમાં "મારા આશ્રિતોએ" એવું અધ્યાહાર સમજી લેવું.

પોતાના વર્ણ અને આશ્રમને યોગ્ય. વર્ણ એટલે બ્રાહ્મણ વગેરે. આશ્રમ એટલે ગૃહસ્થાશ્રમ તેને અનુરૂપ ઉદ્યમ—એટલે પોતપોતાની વૃત્તિને અનુસરી ધન કમાવું તે. યથાશક્તિ એટલે પોતાના સામર્થ્ય પ્રમાણે. શક્તિ થોડી હોય તો વધુ બળ કરીને અથવા શક્તિથી ઓછું બળ કરીને ન કરવો. નહીં તો લોકોમાં મશ્કરી અને માનભંગ થવાથી મનમાં ખેદ થાય અને તેથી આપઘાત કરવા સુધીની પીડા આવે. યાજ્ઞવલ્કયે પણ કહ્યું છે કે વય, બુદ્ધિ, અર્થ, વાણી, શાસ્ત્રશ્રવણ, અને પોતાના કર્મ એને અનુસરતી અને શકિત વિનાની તથા અનિંદિત એવી વૃત્તિ આચરવી. વિદુરજીએ પણ કહ્યું છે કે પોતાની શક્તિ પ્રમાણે જ જેઓ વિચારે છે. શક્તિ મુજબ કામ કરે છે, મેળવી શકાય તેવી વસ્તુની ઇચ્છા રાખે છે, નાશ પામેલી વસ્તુનો શોક કરવા ઇચ્છતા નથી અને આપત્તિમાં જેઓ મોહ પામતા નથી તે મનુષ્યો ડાહ્યા અને બુદ્ધિમાન્ ગણાય છે. દેવતા, તથા મુનિયોએ જે જે કર્મો કરેલાં છે તે, ધર્મવાળા પુરૂષોએ આચરવાં નહીં તથા તે કર્મોનું શ્રવણ કરી તેની નિંદા ન કરવી. હે રાજન્! મનમાં વિચાર કરી પોતાથી બની શકે એવું જાણીને જે મનુષ્ય સારૂં કામ કરે છે તેનું કલ્યાણ થાય છે, એમ પરાશર ગીતામાં કહેલું છે. લઘુચાણાકયે પણ કહેલુ છે કે અયોગ્ય કામનો આરંભ, સગાંથી વિરોધ, બળવાનની સાથે સ્પર્દ્ધા અને સ્ત્રીજનનો વિશ્વાસ એ ચારે મૃત્યુનાં દ્વાર છે.

આમાં જે ઉદ્યમ શબ્દ મુકેલો છે તે માત્ર વ્યાવહારિક–ઐહિક સુખ માટેનો છે એમ ન સમજવુ પરન્તુ દેહ પડયા પછી પરલોકના સુખ માટે પણ સમજવો. તે બદલ વિદુરનીતિમાં પણ કહ્યું છે કે દિવસે એવું કામ કરવું કે જેથી રાત્રે સુખેથી રહી શકાય અને આઠ મહિના એવું કામ કરવું કે ચોમાસામાં સુખે રહેવાય. પૂર્વ અવસ્થામાં એવું કામ કરવું કે વૃદ્ધાવસ્થા સુખમાં જાય અને જીવતાં સુધી એવું કામ કરવું કે મરીને સુખે રહેવાય.

કૃષિવૃત્તિવાળા એટલે જેઓ ખેતિથી પોતાનો નિર્વાહ કરતા હોય તેમણે–એટલે જેઓ વૈશ્યની વૃત્તિ કરનારા હોય તેમણે; બ્રાહ્મણોએ તેમજ બીજા વર્ણનાઓએ પણ આખલાના વૃષણનો છેદ ન કરવો. વૃદ્ધ પરાશરે પણ કહ્યું છે કે સ્થિર શરીરવાળો, નીરોગી, તૃપ્ત થયેલો, અંડ સાથેનો, નપુંસક નહી તેવો, ભડકે નહી તેવો, પ્રાણવાળો એવો જે આખલો તેને જોડવો

આમાં એક વિધિવાક્ય અને એક નિષેધવાક્ય મળી બે છે. ૧૪૦.

**यथाशक्ति यथाकालं संग्रहोऽन्न धनस्य तैः**
**यावद्व्ययंच कर्तव्यः पशुम द्भिस्तृणस्य च १४१**

તે ગૃહસ્થાશ્રમીઓએ શક્તિ તથા કામને અનુસરી પોતાને ત્યાં જેટલો વરો હોય તેના પ્રમાણમાં અન્ન તથા ધનનો સંગ્રહ કરવો અને જેમને પશુઓ હોય તેવાઓએ ઘાસનો સંગ્રહ કરવો.

યાવદ્વ્યયઃ એટલે જેટલા પ્રમાણમાં વરો હોય તે પ્રમાણે એટલે દરવર્ષે જેટલાનો વરો હોય તે પ્રમાણે. અનધન્ન—એટલે અન્ન સાથે નાણાંનો. અન્ન એટલે ડાંગેર આદિનો અને ધન એટલે રૂપીઆ વગેરેનો. તેનો સંગ્રહ એટલે સંચય. યથાશક્તિ એટલે પોતાના સામર્થ્યને અનુસરીને. યથાકાળ એટલે તે તે સમયેજ. જે વખતે જે અન્ન ખળામાં વેચાય તે વખતે તે અન્નનો સંગ્રહ કરવો; નહીં તો અન્ન મોંઘુ થવાથી વરો વધારે થવાનો સંભવ થાય છે. એ જ પ્રકારે ધન પણ જ્યારે લાભ મળે ત્યારે લેઇ લેવું. પશુમદ્ભિ· એટલે જેમના ઘેર પશુઓ હોય તેમણે ઘાસનો સંગ્રહ કરવો. તે પણ જ્યારે વેચાતું હોય ત્યારે લેઇ લેવું. એમાં ગૃહસ્થોને નજરે દેખાય તેવું જ ફળ છે. તેમાં પ્રમાણુની અપેક્ષા નથી. આમાં બે વિધિ વાક્યો અને એક પેટા વાક્ય મળી ત્રણ છે. ૧૪૧.

**गवादीनां पशूनां च तृण तोयादिभिर्यदि ।**
**संभावनं भवेत्स्वेन रक्ष्यास्ते तर्हि नान्यथा ॥ १४२.**

ગાય વગેરે પશુઓની ઘાસપાણી વગેરેથી જો પોતાથી સંભાવના થાય તો તે રાખવાં; ન થાય તો ન રાખવાં.

ગાય આદિ પશુઓ—એટલે કે ગાય, ઘોડા, ભેંસ વગેરે. તેમજ શ્લોકમાં ચકાર છે માટે પોપટ વગેરે પક્ષીઓની પણ. જો ઘાસ વગેરેથી. ઘાસ એટલે અહીં તેને પશુ-પક્ષીને યોગ્ય ખાવાનો પદાર્થ સમજવો, જેમકે માછલાંઓને થોડું અન્ન અને થોડો લોટ પણ જોઇએ. બીજાઓને ખાવા યોગ્ય ઘાસ. પક્ષિઓને અન્નના દાણા વગેરે એટલે જેવું જોઇએ તે પ્રમાણેજ અન્ન. તોય એટલે પાણી. જે અવસરે પાણી જોઈએ તે પ્રમાણે એ વગેરે. તે માટેનાં સ્થાન વગેરેની દર-રોજ કાળ પ્રમાણે જો પોતાથી સંભાવના થાય તો જ તે પશુઓ પોતાને

ઘેર રાખવાં. જો એની સંભાવના ન થાય તો ન રાખવાં. પોતાને ઘેર ન રાખવાં પણ બીજાને પાળવા માટે આપી દેવાં. ભૂખ, તરસ, તીવ્ર વેદના, વિષમ સ્થાન એથી રીબાતાં એવા પશુઓના નિસાસાથી સર્વે સમૃદ્ધિ નાશ પામે છે. ખીલે બાંધેલાં તરસ્યાં પશુઓ, રજસ્વલા થયેલી કન્યા, અને નિર્માલ્ય દેવતા એટલાં વાનાં અગાઉ કરેલા પુણ્યનો નાશ કરે છે એવો અનર્થ કહેલો છે. પશુની સંભાવના કેવી રીતે કરવી તે વૃદ્ધપરાશર સ્મૃતિમાંથી જાણી લેવી. આમાં એક વિધિવાક્ય અને એક નિષેધવાક્ય મળી બે છે. ૧૪૨.

**ससाक्ष्यमंतरालेखं पुत्रमित्रादिनापिच**
**भूवित्त दानादानाभ्यां व्यवहारं न कर्हिचित्** १४३

પુત્ર તથા મિત્ર વગેરેની સાથે પણ સાક્ષી સાથે લેખ કર્યા વિના પૃથ્વી કે ધનની લેવડ દેવડનો વ્યવહાર કયારેય ન કરવો. સાક્ષીનું કામ તેને સાક્ષ્ય ( સાખ ) કહેવાય અને સાખ એટલે પોતાના હસ્તાક્ષર પાડવા તે. તે સાથે હોય એને સસાક્ષ્ય કહે છે. લેખ એટલે લખાણ. અંતરા—એટલે તે વિના. પુત્ર તથા મિત્રાદિ એટલે પુત્ર, મિત્ર તથા બીજાં સગાંઓની સાથે પણ. ભૂવિત્તદાનાદાનાભ્યાં—ભૂ એટલે ખેતર, ઘર, વગેરેની જમીન, અને ધન, એટલે રૂપીયા વગેરે દ્રવ્ય આપવામાં તથા લેવામાં કોઇની સાથે કોઇ પણ જાતનો વ્યવહાર ન કરવો. પ્રથમ લેખ કરીને પછી જમીન આદિનું આપવું લેવું કરવું એવો અર્થ છે. યાજ્ઞવલ્કયે સાક્ષિનું લક્ષણ આ પ્રમાણે કહેલું છે. તપસ્વી, દાન આપવાના સ્વભાવવાળા, કુલીન, સત્યવાદી, ધર્મ જેને મુખ્ય હોય એવા, સરળ, પુત્રવાળા, અને ધનવાળા; અને શ્રૌત તથા સ્માર્ત ધર્મની ક્રિયા કરનારા એવા ઓછામા ઓછા ત્રણ સાક્ષીઓ તો જોઇએ તથા જાતિ અને વર્ણ પ્રમાણે તે તે જાતિ અને વર્ણના સાક્ષીઓ જાણવા. જેમકે પટ્ટાભિષેક થયેલાઓ ( રાજાઓ ) માં રાજા સાક્ષી વગેરે. જેમ બ્રાહ્મણ વર્ણમાં બ્રાહ્મણ સાક્ષી વગેરે.

લેખનું લક્ષણ પણ એ જ યાજ્ઞવલ્કય કહે છે. જે કોઇ અર્થનિષ્ણાત હોય અને તેઓ પરસ્પરની રૂચિ મેળવીને ધનવાનની સાથે જ સાક્ષીવાળું કાર્ય કરે તે લેખ કહેવાય. આમાં નિષ્ણાત એટલે જાણનાર અને ધનિક એટલે શ્રીમંત. તેમાં નામ પણ આવવું જોઇએ તથા વર્ષ, માસ, પક્ષ, દિવસ, નામ, જાતિ, ગોત્ર, સહાધ્યાયી, પોતાના પિતાનું નામ વગેરે પણ તેમાં

આવવું જોઇએ. લેખની સમાપ્તિમાં દેવાદારના પોતાના હાથથી, "ઉપર જે લખેલું છે તે અમુકનો પુત્ર એવો હું તે મને માન્ય છે" એમ લખાવું જોઈએ. સાક્ષીઓએ પણ પોતાના હાથથી પોતાના પિતાના નામ સાથે અહીં મેં ફલાણાએ સાક્ષી કરી છે એવું જુદું લખવું જોઇએ. જો દેવાદારને લખતાં આવડતું ન હોય તો તેણે, સર્વે સાક્ષીએની સમીપે રહીને, બીજો જે કોઈ સાક્ષી ન હોય તેની પાસે પોતાની સાક્ષી લખાવરાવવી.

હવે લેખકનું લક્ષણ લઘુચાણાક્ય કહે છે. બુદ્ધિમાન્, બોલવામાં ચતુર, ધીર, ટુંકા પણ સ્પષ્ટ અક્ષર લખનારો અને રાજનીતિમાં પ્રવીણ હોય તેવો જ લેખનો લેખક જોઇએ. આમાં એક નિષેધવાક અને ત્રણ પેટા વાક્યો મળીને ચાર વાક્યો છે. ૧૪૩.

**कार्ये वैवाहिके स्वस्य ऽन्यस्य वाऽर्घ्ये धनस्य तु**
**भाषाबंधो न कर्तव्यःससाक्ष्य लेखमंतरा ॥ १४४**

પોતાના અથવા બીજાના વિવાહના કાર્યમાં જે કાંઈ ધન આપવાનું હોય તેમાં સાક્ષીએ સહિત લેખ કર્યા વિના મ્હોંડેથી બોલીને બંધાવું નહીં.

સ્વસ્ય એટલે પોતાના. અન્યસ્ય એટલે બીજાના. વૈવાહિકે કાર્યે એટલે વિવાહ સંબધી કાર્યમાં.

અર્ઘ્યમ્—એટલે કન્યાદાન સમયે આપવાનું ધન—જેને પહેરામણીના નામથી ઓળખવામાં આવે છે તે ધન. સાક્ષીએ સહિત લખત કર્યા વિના. ભાષાબંધ એટલે માત્ર મ્હોંએથી કરેલી પ્રતિજ્ઞા તે ન કરવી. આવા કાર્યમા પણ પ્રથમ સાક્ષીએ સહિત લેખ કરાવીને પછી વિવાહનો નિશ્ચય કરવો. નહીં તો પરસ્પર મોટો કલેશ થાય છે. આમાં બે નિષેધ વાક્યો છે. ૧૪૪.

**आयद्रव्यानुसारेण व्यय कार्यो हि सर्वदा**
**अन्यथा तु महद्दुःखं भवेदित्यवधार्यताम् १४५**

પોતાની જેટલી ઉપજ હોય તેને અનુસરીને જ હમેશાં ખર્ચ કરવું; નહી તો મોટું દુઃખ થાય એમ નિશ્ચે માનવું.

આયદ્રવ્ય—એટલે ઉપજમાં જે દ્રવ્ય આવતું હોય તે. અનુસાર—એટલે તેનું અનુસંધાન રાખીને. વ્યયઃ એટલે દ્રવ્ય વાપરવું તે. અર્થાત્ પોતાને

દ્રવ્યની જેટલી ઉપજ હોય તે પ્રમાણે ખર્ચ કરવું પણ કંજુસાઈ કે દેવું કરવું નહીં, નહીં તો જો દ્રવ્યની આવકનું અનુસંધાન રાખ્યા વિના જ મનમાં આવે તેમ ખર્ચ કરવા માંડે તો મોટું દુઃખ થાય છે. જેની વસ્તુ લાવ્યા હોઈએ તે પાછી નહીં આપવાથી કે તેની કિંમત ન આપવાથી તે જે ઉપદ્રવ કરે તે સહન થાય નહીં તેવો હોય છે. અવધાર્યતામ્–એટલે એમ જાણવું. આથી ગૃહસ્થોએ પોતાની આવક કરતાં થોડુંક ઓછું ખર્ચ કરવું એવો તેમાં ભાવ છે. હિ એટલે નિશ્ચે તેમાં શંકા રાખવી નહીં. વળી વૃદ્ધ ચાણાક્યે પણ કહેલું છે કે આવક કરતાં ખર્ચ ઘણું ઓછું રાખવું એ જ ડહાપણ છે. જેને આવક ચારની હોય પણ ખર્ચ પાંચ કે છ નું હોય તે વિશેષ ખર્ચવાળો અવશ્ય ધર્મથી ભ્રષ્ટ થાય છે. કામદક નીતિશાસ્ત્રમાં પણ કહ્યું છે કે જે મનુષ્યો અહીં તહીંથી વસ્તુ લાવીને મોટું ખર્ચ કરે છે તેઓને જ્યારે ધનિકોનો ઉપદ્રવ થાય છે ત્યારે ઝેર ખાઈને મરવું પડે છે. આમાં બે વિધિવાક્યો છે. ૧૪૫

**द्रव्यस्यायो भवेद्यावान्व्ययो वा व्यावहारिके**
**तौ संस्मृत्य स्वयं लेख्यौ स्वक्षरैः प्रतिवासरम् ॥ १४६**

વ્યાવહારિક કાર્યમાં પોતાને જેટલા દ્રવ્યની આવક તથા ખર્ચ હોય તેને સંભારીને દરરોજ સારા અક્ષરથી લખવાં.

વ્યાવહારિકે એટલે પોતાના બધા વહેવારનાં કાર્યોમાં. દ્રવ્યસ્ય એટલે રૂપિયાદિક જે ધન તેનું. યાવાન્ એટલે જેટલા પ્રમાણમાં. આયઃ એટલે ઉપજ. અને વ્યયઃ એટલે ખર્ચ. તે બન્ને આવક તથા ખર્ચ. પ્રતિવાસરમ એટલે જે જે દિવસે ખર્ચ તથા ઉપજ થયાં હોય તે તે દિવસે જ. સંસ્મૃત્ય એટલે સારી રીતે સંભારી રાખીને. સ્વક્ષરૈઃ એટલે સારા અક્ષરોથી. અક્ષર શબ્દ મોક્ષના અર્થમાં પણ વપરાય છે. સ્વયં એટલે પોતાના જ હાથથી. બીજાની પાસે લખાવવાથી ધૂતારાઓ ઠગી જવાનો ભય છે.

નીતિશાસ્ત્રમાં રાજધર્મની ટિકામાં કહ્યું છે કે ખોટા લેખો લખ્યા છે એવા ધૂતારાઓ સંદિગ્ધ અક્ષરો વાળા લેખ લખીને તેને બંધનમાં નાંખી ધનનું હરણ કરી જાય છે. આમાં એક વિધિવાક્ય અને એક પેટા વાક્ય મળીને બે છે. ૧૪૬

**निजवृत्युद्यमप्राप्त धनधान्यादिक व्रतैः**
**अर्थ्यो दशांशः कृष्णाय विंशांशस्त्वहदुर्बलैः १४७**

પોતાની જાત મહેનતથી મેળવેલા ધન તથા ધાન્ય તેમાંથી દશમો ભાગ શ્રી કૃષ્ણને અર્પણ કરવો અને જેઓનો વહેવાર દુર્બળ હોય તેમણે વિશમો ભાગ અર્પણ કરવો.

નિજ-પોતાની-પારકી નહી તેવી. વૃત્તિ એટલે જેનાથી જીવન ચાલે તે યાજનાદિ જીવિકા વૃત્તિ. ઉદ્યમ-એટલે પોતપોતાના ધર્મમાં વિરોધ ન આવે એવી રીતે જે વિશેષ ધન મેળવવા માટે કરેલો વ્યાપાર અને તેમાં-થી જે ધનધાન્ય મળે તે. ધન એટલે રૂપિયા વગેરે. ધાન્ય એટલે ડાંગેર વગેરે.-આદિ શબ્દ છે માટે કપાસ વગેરે પણ સમજવો. **ચ**કાર છે માટે ઘાસ વગેરેનો સંચય પણ જાણવો. દશાંશઃ એટલે દશમો ભાગ. વૃત્તિનો વિષય હોય તો સંખ્યા શબ્દ ત્રિભાગ શબ્દની પેઠે પૂરણ અર્થનો વાચક છે એમ કૈયટે કહેલું છે. માટે જ માઘ કવિએ **समेत्य च ललाट लेखया** એ શ્લોકના ચોથા પાદમાં **त्रिलोचनम्** એવો શબ્દ વાપર્યો છે. શ્રી હર્ષ કવિએ પણ **त्रिभाग लाभार्ति मसौविभर्ति** એવા પ્રયોગ કર્યો છે. મલ્લિ-નાથે પણ **त्रिदिवाद्ववातरः** એવા પ્રયોગ સર્વકપાયા ટિકામાં કર્યો છે. ભાનુજિ દીક્ષિતે પણ કહ્યું છે કે **तृतीया यौवनाख्या दशा येषां ते त्रिदशा** ( ત્રીજી યોવન નામની જે દશા તેને ત્રિદશા કહીયે ) એમ ત્રિદશ શબ્દનો પ્રયોગ ત્રીજાના **અર્થ**માં કર્યો છે.

કૃષ્ણાય અર્પ્યઃ એટલે કે પોતાના ઈષ્ટદેવના મંદિર પ્રત્યે જઈને અર્પણ કરવું. આ લોકમાં જેમની સ્થિતિ દુર્બળ હોય-એટલે કે જેમનો ઉદ્યમ થોડો અને ખર્ચ વધારે હોય તેવા મનુષ્યોએ વિશમો ભાગ અર્પણ કરવો. જો એ પ્રમાણે દશમો કે વિશમો ભાગ કાઢવામાં ન આવે તો તેથી દ્રવ્યની શુદ્ધિ થતી નથી. શ્રીમદ્‌ભાગવત્‌માં પણ કહ્યું છે કે સર્વભૂત પ્રાણી માત્રના આત્મા, એક જ નિષ્ઠાવાળા, શાંત અને પૂર્ણ એવા શ્રી કૃષ્ણનેજ, આપેલા દાનનું અનંતપણું ઇચ્છતા એવા મનુષ્યોએ દાન આપવું. યાજ્ઞવલ્કય મુનિયે જીવિકાવૃત્તિ પણ કહી છે કે વૈશ્ય અને ક્ષત્રિયોએ યજ્ઞ કરવા, વેદાભ્યાસ કરવો, અને દાન આપવું. બ્રાહ્મણોએ તે ઉપરાંત દાન લેવુ એટલુ વિશેષ તેમજ યજ્ઞ કરાવવા અને વેદ ભણાવવા. ક્ષત્રિયોને મુખ્યપણે કરીને પ્રજાનું પાલન કરવું અને વૈશ્યોએ વ્યાજવટું, ખેતી, વેપાર અને પશુ પાળવાનો ધંધો કરવો. શૂદ્રોએ દ્વિજ જાતિના લોકોની સેવા કરવી. તેથી જો ભરણપોષણ ન થાય તો વેપાર કરવો અથવા દ્વિજ જાતિનું હિત થાય તે પ્રમાણે નાનાપ્રકારની શિલ્પ-

વિદ્યાથી ગુજરાન કરવું. દેવલ ઋષિએ શૂદ્રના, બીજા, ધંધાઓ પણ કહેલા છે. શૂદ્રના ધર્મ–દ્વિજ જાતિના લોકોની સેવા, પાપનો ત્યાગ કરી ડાંગરનાં ઘર વગેરે કરવાં પશુ પાળવાં, ભાર ઉપાડવો, લે વેચ કરવી, ચિત્રકામ, નૃત્ય, ગીત તથા વેણુ, વીણા, મુરજ મૃદંગ વગેરે વગાડવાં તે છે. મોક્ષ ધર્મમાં પણ કહે છે કે નિંદા ન થાય તેવું કર્મ કરીને અથવા ધન આપીને કરેલા અભ્યાસથી મળેલા પુષ્કળ ધન વડે, અથવા બ્રહ્મર્ષિએ નક્કી કરેલા કર્મો કરીને અથવા (અદ્રિસાર) પર્વતમાંથી મળેલા રત્ન વડે કરીને અથવા યજ્ઞમાં હોમવા વગેરેથી દેવને પ્રસન્ન કરી તેમની કૃપાથી મળેલા ધન વડે ગૃહસ્થોએ પોતાનો ગૃહસ્થ ધર્મ પાળવો. બ્રહ્મર્ષિએ નક્કી કરેલાં કર્મો એટલે યાજ્ઞવલ્કય વગેરેએ જે યજ્ઞ કરવા, અભ્યાસ કરવો વગેરે જે કહ્યાં છે તે વડે. અદ્રિસાર એટલે મણિ, દિવ્ય ઔષધિ, સુવર્ણની ખાણ વગેરે જે કાંઈ પર્વતમાંથી મળે તે વડે કરીને. શ્રીમદ્ ભાગવતમાં દ્રવ્યની શુદ્ધિ માત્ર દાન વડે કરીને જ કહી છે. શુદ્ધિ આટલા વડે થાય: કાળના વ્યતીત થવાથી, સ્નાન તથા શૌચથી, સંસ્કારથી, તપથી તથા યજ્ઞથી અને ધનથી, સંતોષથી તથા આત્મજ્ઞાનથી. શુદ્ધિવિવેકમાં પણ કહ્યું છે કે ધનની શુદ્ધિ દાને કરીને થાય છે. દાન પણ પાત્રને જ આપવું. દાનખંડમાં કહ્યું છે કે પાત્રને જ દ્રવ્ય આપવું અને પાત્રમાં સૌથી શ્રેષ્ઠ પાત્ર તો શ્રી કૃષ્ણ જ છે એમ ભાગવત્‌માં નારદજીએ કહેલું છે. વિવેકી અને પાત્રમાં ઉત્તમ એવાઓએ પાત્રતા કહેલી છે. હે રાજન્! દેવર્ષિઓમાં યોગ્ય એવા અને સત્પુરુષોમાં તથા બ્રહ્માના પુત્રોમાં પણ પાત્ર, એવા આ ચરાચર જગત્ જેનાથી વ્યાપ્ત છે એવા એક હરિ જ છે. હે રાજન્! જે પાત્ર હોવાથી અચ્યુત એવા ભગવાન્ પૂજામાં અગ્રેસર મનાયા છે. તે પછી ભગવાનના ભક્ત એવા બ્રાહ્મણોને પણ તેમાં જ પાત્ર કહેલા છે. હે રાજેન્દ્ર! પુરૂષોમાં પણ બ્રાહ્મણને જ સુપાત્ર જાણ; કે જે તપ વડે, વિદ્યા વડે તથા સંતોષથી હરિના અંગરૂપ વેદને ધારણ કરે છે. દાનમયૂખમાં આપવાના દ્રવ્યનું માપ આ પ્રમાણે કહેલું છે. ધનના ત્રણ ભાગ જીવન નિર્વાહ માટે કલ્પવા અને બે ભાગ ધર્મના કાર્ય માટે રાખવા; કારણ કે ધર્મથી જ જીવન છે. તેનો અર્થ હેમાદ્રિ આ પ્રમાણે કરે છે. સઘળા ધનના પાંચ ભાગ કરીને ત્રણ ભાગ જીવન માટે અને બે ભાગ ધર્મને માટે કલ્પવા. ભાસ્કરાચાર્ય વગેરેનો મત એવો છે કે ત્રિભાગ એટલે ધનનો ત્રીજો ભાગ. હવે જે કૃપણ અથવા અશક્ત હોય તેમને માટે ભારતમાં નીચે મુજબ કહ્યું છે:– જેમને દશ ગાયો હોય તેમણે એક ગાય આપવી, જેમને સો હોય તેમણે

અશક્તના સંબંધમાં ભારતમાં કહેલું છે કે દશ ગાયોવાળાએ એક ગાયનું દાન કરવું, સો ગાયવાળાએ દશ ગાયોનું દાન કરવું અને હજાર ગાયોવાળાએ સો ગાયોનું દાન કરવું એ બધાને સમાન ફળ મળે છે એમ કહ્યું છે. અહીં જે ગાયોનું દાન કહ્યું તે ઉપરથી તમામ દ્રવ્યનું પણ એજ પ્રમાણે સમજવું, એમ હેમાદ્રિએ કહેલું છે. તેથી પણ જે અશક્ત હોય તે માટે પરાશરે કહેલું છે કે રાજાને છઠ્ઠો ભાગ, અને દેવતાઓને વિશમો ભાગ તથા બ્રાહ્મણોને તેત્રીશમો ભાગ આપવાથી ખેડુતને દોષ લાગતો નથી. અહીં ખેડુત શબ્દ પણ બધાને લાગુ પડે છે. જો એ પ્રમાણે ભાગ કાઢવામાં ન આવે તો એ અશુદ્ધ દ્રવ્યના ઉપસેવનથી ઉત્પન્ન થયેલી બુદ્ધિના જડપણાથકી ભક્તિ, ધર્મ અને જ્ઞાનનો નાશ થઈ તેને અવશ્ય દુ:ખની નિવૃત્તિ થતી નથી, એવું તાત્પર્ય છે. આમાં બે વિધિવાક્ય અને ૭ પેટા વાક્યો મળી આઠ છે. ૧૪૭.

**एकादशीमुखानांच व्रतानां निजशक्तितः ।**
**उद्यापनं यथाशास्त्रं कर्त्तव्यं चिंतितार्थदम् ॥ १४८ ॥**

( અમારા આશ્રિતોએ ) એકાદશી આદિક જે વ્રત તેમનું ઉદ્યાપન શાસ્ત્ર પ્રમાણે અને પોતાની શક્તિને અનુસરીને કરવું, કેમકે તેથી ઇચ્છેલા અર્થની પ્રાપ્તિ થાય છે. ૧૪૮.

એકાદશી છે મુખ્ય જેમાં એવાં વ્રતો. શ્લોકમાં **ચ**કાર છે એ લાખ દીવેટા, લાખ પ્રદક્ષિણા, લાખ નમસ્કાર મંત્ર અને પુરશ્ચરણ એ વગેરેનો સમુચ્ચય બતાવે છે. ચિંતિતાર્થદમ્–એટલે પોતે ઇચ્છેલા ફળને આપનાર. ઉદ્યાપન–એટલે વ્રતાર્ક તથા વ્રતરાજ આદિ ગ્રંથમાં પ્રસિદ્ધ અને ગાય, સુવર્ણ વગેરેનું દાન, હોમ તથા બ્રહ્મભોજન સાથે સર્વતોભદ્ર મંડળમાં પોતાના ઇષ્ટદેવની મહાપૂજા કરવારૂપી લક્ષણવાળું જે કર્મ તે. યથાશાસ્ત્ર એટલે શાસ્ત્રમાં જે વિધિ કહ્યો છે તેને ઉલ્લંઘ્યા વિના પોતાની શક્તિ પ્રમાણે કરવું. જો એ પ્રમાણે ઉદ્યાપન ન કરે તો તે તે વ્રતના સંપૂર્ણ ફળની પ્રાપ્તિ થતી નથી. તે માટે નંદિપુરાણમાં કહ્યું છે કે વ્રતનું ઉદ્યાપન આદિમાં, મધ્યમાં અથવા અંતે કરવું; ઉદ્યાપન વિના તો તે વ્રત ફળ આપનારૂં થતું નથી. જેમાં વ્રતના ગુણને અનુસરીને ઉદ્યાપન કહેલું ન હોય ત્યાં ભગવાનની મહાપૂજા કરવી અને બ્રાહ્મણોને જમાડવા અને વ્રતને પરિપુર્ણ કરવાને ગાય તથા સોનાનું દાન આપવું. આમાં એક વિધિ વાક્ય છે. ૧૪૮.

**कर्तव्यं कारणीयं वा श्रावणे मासि सर्वथा ।**
**बिल्वपत्रादिभिः प्रीत्या श्रीमहादेवपूजनम् ॥ १४९ ॥**

અમારા આશ્રિતોએ શ્રાવણ માસમાં બીલીપત્ર વગેરે વડે પ્રીતિથી શ્રી મહાદેવજીનું પૂજન કરવું અથવા કરાવવું. ૧૪૯.

બિલીપત્ર આદિ એટલે કે તે પત્રો તથા બીજો ઉપચાર તે વડે. પ્રીત્યા એટલે આદરથી. સર્વથા એટલે પોતાને અવશ્ય કરવું અથવા પોતાને અનુકૂળતા ન હોય તો બ્રાહ્મણદ્વારા તેની વિધિ કરાવવી. એ બદલ શિવપુરાણમાં કહ્યું કે જેઓ ભક્તિથી શ્રાવણ માસમાં મહાભિષેક વિધિ વડે કોમળ એવાં બિલીપત્રોથી શિવપૂજન કરે છે તેમને આલોક તથા પરલોકમાં કાંઈ પણ વસ્તુ અપ્રાપ્ય નથી. એ પૂજન બ્રાહ્મણદ્વારા પણ કરાવવું પરન્તુ શ્રાવણ માસને ખાલી જવા દેવો નહીં. પદ્મપુરાણમાં કહ્યું છે કે કાર્તિક માસમાં વિષ્ણુની પૂજા કમળો અથવા તુલસી પત્રથી કરવી અને શ્રાવણ માસમાં શંકરની પૂજા બિલીપત્રવડે કરવી; દરેક પત્ર ચડાવતી વખતે નામનો મંત્ર જપીને, જે ભક્તિથી શિવની પૂજા કરે છે તે પુરૂષને નિશ્ચે મોક્ષ તથા ભોગ મળે છે. આથી વિશેષ શ્રાવણ માસના માહાત્મ્યમાંથી જોઇ લેવું. અશક્તને માટે ઉપમન્યુ આ પ્રમાણે કહે છેઃ—શ્રાવણ માસમાં જે પ્રદોષમાં નિયમ પૂર્વક શિવનું દર્શન કરે છે તેને ધાર્યા પ્રમાણે પૂજાનું ફળ મળે છે. આમાં બે વિધિ વાકયો છે. ૧૪૯.

**स्वाचार्यान्नऋणंग्राह्यं श्रीकृष्णस्य च मंदिरात् ।**
**ताभ्यां स्वव्यवहारार्थं पात्रभूषांशुकादि च ॥ १५० ॥**

પોતાના આચાર્યનું અથવા શ્રી કૃષ્ણના મંદિરનું દેવું કરવું નહી; તેમજ તેમની પાસેથી પોતાના વ્યવહારને માટે વાસણ, ઘરેણાં, વસ્ત્ર આદિ માંગી લાવવાં નહીં. ૧૫૦.

પોતાના આચાર્ય એટલે ગુરૂ તેમની પાસેથી તથા શ્રી કૃષ્ણના મંદિર પાસેથી દેવું ન કરવું. અંગિરામુનિએ કહેલું છે કે પોતાના પ્રાણની આપત્તિ વિના કોઇનું દેવું ન કરવું; તેમજ દેવદ્રવ્ય અને ગુરૂદ્રવ્યને ઝેર સમજીને તેનો દૂરથી જ ત્યાગ કરવો. પોતાના વ્યવહારને માટે એનો અર્થ એવો છે કે વિવાહ આદિ કાર્યને માટે. પાત્ર એટલે ધાતુનાં વાસણો—પહોળા તાસ, કડૈયાં વગેરે. ભૂષાઃ એટલે કુંડલ વગેરે ઘરેણાં, અંશુકાનિ એટલે વસ્ત્રો એ વગેરે એટલે વાહન વગેરે પણ. એ બધું ભેગું અગર તો

છુટું છુટું પણ પોતાના આચાર્ય અથવા શ્રીકૃષ્ણના મંદિર પાસેથી ન લેવું. કારણ કે એમ લેવાથી પણ તે લેવું [illegible] થાય છે એવો ભાવ છે. પાત્ર શબ્દ—ભાજન, યોગ્ય, પાત્ર, અને બે તીરની વચ્ચેનું અંતર એટલા અર્થમાં વપરાય છે. ભૂષા શબ્દ લાક્ષણિક છે અને તે ઘરેણાંની શોભાનો વાચક છે. અંશુક શબ્દ ધોળું વસ્ત્ર તથા તમામ વસ્ત્ર તથા ઉત્તરીય વસ્ત્રમાં વપરાય છે એમ જે કહ્યું છે તે ઉતાવળમાં કહેલું છે. શ્લોકમાં ચકાર છે માટે ઈંટો વગેરે પણ માંગી ન લાવવાં. પ્રાયશ્ચિત્ત મયૂખમાં યમરાજાએ કહેલું છે કે ગૃહસ્થોએ પોતાના ઘર માટે ઈંટો, લાકડાં, પથ્થર, તથા લોખંડ દેવાલયમાંથી ન લેવાં; જો લે તો તેને નરકની યાતના ભોગવવી પડે છે. વળી કહ્યું છે કે ગૃહસ્થોએ દેવતા, ગુરૂ બ્રાહ્મણો તથા તપસ્વી પાસેથી પોતાને માટે વસ્ત્ર, પાત્ર, ધન, અન્ન વગેરે કાંઇ લેવું નહીં; પરન્તુ જો સેવાના બદલામાં એ વસ્તુઓ આપવામાં આવે તો દોષ લાગતો નથી, તથા તેમણે પરાણે આપ્યું હોય તો પણ તે લેવામાં દોષ નથી. પરાણે આપવું એટલે કે ફરીથી પાછું ન લેવાને માટે આપેલું હોય તો. આમાં ત્રણે નિષેધ વાકયો અને પાંચ પેટા વાકયો મળી આઠ છે. ૧૫૦.

**श्री कृष्णगुरु साधूनां दर्शनार्थं गतौपथि ।**
**तत्स्थानेषु च न ग्राह्यं परान्नं निज पुण्यहृत् ॥ १५१ ॥**

શ્રીકૃષ્ણ, ગુરૂ, તથા સાધુઓનાં દર્શન કરવા જતાં માર્ગમાં તથા તે સ્થાનમાં પારકું અન્ન ખાવું નહીં. કેમકે તેથી પોતાના પુણ્યનો નાશ થાય છે. ૧૫૧.

શ્રીકૃષ્ણ, ગુરૂ એટલે આચાર્ય. (સાધુઓ એટલે સાધુના ગુણવાળા તથા ભગવાનના ભક્તો—તેમનાં. દર્શનને માટે જતી વખતે માર્ગમાં તેમજ તે સ્થાનમાં એટલે કે શ્રીકૃષ્ણના મંદિર વગેરેમાં પોતાના પુણ્યને હરિ લે તેવું પારકું અન્ન ન લેવું પણ પોતાનું જ અન્ન લેવું. આમાં જે પારકું અન્ન કહ્યું તે ભિક્ષાના અન્ન સિવાયનું બીજાનું અન્ન હોય તેને સમજવું. કારણકે ભિક્ષામાં આવેલું અન્ન પારકું ગણાતું નથી એમ કહેવાય છે. પોતાના પુણ્યને હરનારૂં એવું હેતુ ગર્ભવાળું વિશેષણ છે. જેનું અન્ન ખાઇને પુરૂષ તીર્થ. ક્ષેત્ર તથા વ્રતો, યજ્ઞ, જપ, તથા તપ કરે છે, તેને જ એનું ફળ મળે છે. આમાં બે નિષેધ વાકયો અને ચાર પેટાવાકયો મળી ૭ છે. ૧૫૧.

**प्रतिज्ञातं धनं देयं यस्मात्कर्मकारिणे ।**
**न गोप्यमृणशुद्ध्यादि व्यवहार्यं न दुर्जनैः १८२**

અને કામ કરનારને જેટલું ધન આપવાનું કરેલું હોય તે તેને આપવું તથા પોતાનું કરજ અદા કર્યું હોય તે ગુપ્ત ન રાખવું તથા દુર્જનો સાથે વ્યવહાર કરવો નહીં.

આટલું કામ કરીશ એ પ્રમાણે બોલીને કામ કરનારા એને કર્મ-કારી કહે છે, તેવા કર્મકારીને. "તું અમારૂં આટલું કામ કર, તને હું આટલું ધન આપીશ" એવી પ્રતિજ્ઞા પ્રથમ કરીને જેને કામમાં પ્રેરવામાં આવ્યો હોય તેવા કર્મકારીને. જેટલું ધન આપવા કહેલું હોય, તેટલું ધન આપવું. નહીં તો તેનાથી કલેશવાળું અંતઃકરણ થઇ તેના સંતાપરૂપ અગ્નિથી પોતાના સર્વસ્વનો નાશ થવાનો સંભવ છે. કામ કરાવનાર માલીક નોકરને પહેલાં, મધ્યે અથવા તો અંતે જે પ્રમાણે નિર્ણય કર્યો હોય તે મુજબના ક્રમથી પગાર આપવો, એમ મિતાક્ષરામાં નારદે કહેલું છે. મહા-ભારતમાં નારદજીએ પણ કહેલું છે કે હે યુધિષ્ઠિર! કોઇના કર્યા કૃત્યને તું જાણે છે? અને કામ કરનારની તું પ્રશંસા કરે છે? તથા સત્પુરૂષોમાં તેનું પૂજન કરી તેનો સત્કાર કરે છે કે? જે પુરૂષ અમુક ધન આપવાની પ્રતિજ્ઞા કરીને પછી નથી આપતો તે, તેના પાપના સંતાપથી દુઃખી થઇને મોક્ષ પામતો નથી, એમ ગરૂડ પુરાણમાં કહેલું છે. ધનવાનની પાસેથી લીધેલા ધનની શુદ્ધિ એટલે કે દેવું પાછું આપ્યું તે બાબતની–ખાતું વાળ્યા વગેરેની વાતને ગુપ્ત ન રાખવી પણ સાક્ષીના દેખતાં જ કહેવી. પરાશર મુનિયે કહેલું છે કે દેવું વાળવું તે અને પોતાનો વંશ તે બુદ્ધિમાનોએ છુપાવવાં નહીં. કાશીખંડમાં પણ કહેલું છે કે આ નવ વાનાં પ્રકાશ કરવાં:–ગુપ્તપાપ, અનિંદિત એવું કર્મ, રૂણ, રૂણ વાળવું તે, પોતાનો વંશ, વેચવું, ખરીદવું, કન્યાદાન અને ગુણનો ઉત્કર્ષ એટલાં વાનાં કોઇએ ક્યારેય છુપાવવાં નહીં. દેવું વાળવાની બાબતમાં યાજ્ઞવલ્ક્યે પણ કહ્યું છે કે દેવું આપ્યું હોય તેનું ખાતું વાળી નાંખવું અગર બીજાની પાસે વળાવી નાંખવું. જે દેવું સાક્ષીએ સહિત થાય તે આપવું પણ સાક્ષીએ સહિત. જો પોતે અથવા પોતાના પિતાએ કરેલો મતાવાળો લેખ દેશાંતરમાં હોય અથવા તો નાશ પામ્યો હોય ત્યારે દેવું વાળતી વખતે સાક્ષી વિનાના બીજાની પાસે લેખ કરાવવો એવો અર્થ છે. લોકભાષામાં તેને ફારગતી કહે છે.

તેમજ દુર્જન એટલે પાપકર્મ આચરનારાઓ—ભગવાનથી વિમુખ એવા લોકોની સાથે વ્યવહાર ન કરવો. વ્યવહાર સમુચ્ચયમાં કહેલું છે કે પાપીઓની સાથે તથા ભગવાનથી વિમુખ એવા માણસો સાથે, દાંભિકો સાથે તેણુજ ક્ષણિક બુદ્ધિવાળાઓ સાથે વ્યવહાર ન કરવો. અર્થાત્ સત્પુરૂષોની સાથે વ્યવહાર કરવો આમાં એક વિધિવાક્ય અને બે નિષેધવાક્યો મળી ત્રણ છે. ૧૫૨.

**दुष्कालस्य रिपूणां वा नृपस्योपद्रवेण वा ।**
**लज्जाधनप्राणनाशः प्राप्तः स्याद्यत्र सर्वथा ॥ १५३ ॥**

દુકાળ, શત્રુઓ અગર રાજા તરફથી ઉપદ્રવ આવવાને લીધે લાજ, ધન અથવા પ્રાણનો સર્વે પ્રકારે નાશ થવા આવે તો. ૧૫૩.

દુષ્ટકાળ એટલે દુકાળ સમય. તેના ઉપદ્રવથી એટલે દુકાળની પીડાથી. અથવા પોતાના શત્રુ એના ઉપદ્રવથી. અથવા રાજા એટલે ગામના અધિપતિના ઉપદ્રવથી. જે દેશનાં સર્વે પ્રકારે પણ લજ્જા, પોતાનું સંપાદિત ધન તથા પ્રાણ તેને નાશ થવાનો સમય આવ્યો હોય ત્યારે. ૧૫૩.

**मूलदेशोपि तत्स्वेषां सद्य एव विचक्षणैः**
**त्याज्यो मदाश्रितैः स्थेयं गत्वा देशांतरं सुखम् ॥ १५४**

( આગળના શ્લોકમાં કહેલા પ્રસંગોએ ) ડાહ્યા એવા મારા મનુષ્યોએ પોતાના વતનનો દેશ હોય તોપણ તત્કાળ તેનો ત્યાગ કરીને પરદેશ જઈ સુખેથી વસવું. ૧૫૪

સ્વેષાં મૂળદેશઃ પોતાનું વંશ પરંપરાનું સ્થાન હોય તોપણ ( ઉપર જણાવેલા આપત્તિના પ્રસંગોએ ) મારા આશ્રિત એવા ગૃહસ્થ પુરૂષોએ તેનો ત્યાગ કરવો પણ ત્યાંજ પડી રહેવું નહીં. મનુ મહારાજે કહ્યું છે કે અધર્મવાળા, અતિરોગવાળા, ઘણા ઉપદ્રવવાળા, જ્યાં પાખંડીઓ વસતા હોય એવા અને જ્યાં અંત્યજો રહેતા હોય એવા ગામમાં વસવું નહીં. સિંહો, સત્પુરૂષો અને હાથીઓ દુઃખી થતાં જતા રહે છે અને કાગડા, કાયર અને મૃગલા એ ત્રણ સ્થાન છોડી જતા નથી, એમ વૃદ્ધ ચાણાક્યના નીતિશાસ્ત્રમાં કહેલું છે. દેશાંતર એટલે બીજા દેશમાં જઈને જેવી રીતે સુખ થાય તે રીતે રહેવું. ત્યાં પણ ઉપદ્રવ હોય તો તે દેશનો પણ ત્યાગ કરવો એવો અર્થ છે. સારી રીતે રહી શકાય તેનું નામ દેશ. આ બે શ્લોકમાં છ વિધિવાક્યો અને બાર પેટા વાક્યો મળી અઢાર વાક્યો છે. ૧૫૪

**आढ्यैस्तु गृहिभिः कार्या अहिंसा वैष्णवा मखाः**
**तीर्थेषु पर्वसु तथा भोज्या विप्राश्च साधवः १५५**

ધનાઢ્ય એવા ગૃહસ્થોએ હિંસાએ રહિત એવા વિષ્ણુયાગ કરવા તથા તીર્થોમાં તથા પર્વના દિવસે બ્રાહ્મણો તથા સાધુઓને જમાડવા. ૧૫૫

હવે બે શ્લોકોથી ધનવાન્ એવા ગૃહસ્થોને માટે વિશેષ કરવાનું તે કહે છે.

ગૃહ–એટલે સ્ત્રી. જેને સ્ત્રી હયાત હોય તે ગૃહસ્થોએ. અહિંસાઃ એટલે જેમાં પ્રાણિની હિંસા ન હોય એવા. વિષ્ણુ દેવતાને લગતા મખાઃ એટલે યજ્ઞો કરવા.

જે ગૃહસ્થો પોતે મેળવેલા દ્રવ્ય વડે યજ્ઞ કરીને યજ્ઞ પુરૂષની પૂજા કરે છે તેવા ગૃહસ્થોનો આ શુભ માર્ગ છે, એમ મોટા રૂષિયોએ પણ કહેલું છે. અહિંસામય યજ્ઞ કેમ કરવો તેની રીતિ ભારતમાં મોક્ષ ધર્મમાં ઉપરિચરવસુએ કહેલા અશ્વમેધ યજ્ઞના આખ્યાનમાં કહેલી છે ત્યાંથી જોઇ લેવી.

તીર્થોનાં એટલે મોટા રૂષિયોએ સ્થાન કહેલાં ભગવાનનાં સ્થાનો એવાં પુણ્યક્ષેત્રો તેમજ પુરાણમાં પ્રસિદ્ધ એવી મોટી નદીઓ વગેરે.

પર્વસુ એટલે અમાવાસ્યા, સંક્રાંતિ, વ્યતિપાત વગેરે દિવસોએ. વિપ્રાઃ એટલે બ્રાહ્મણો. સાધવઃ એટલે આગળ કહેલા સાધુઓના ગુણવાળા. ભગવાનના ભક્તો. તેમને નાના પ્રકારનાં ભોજનના પદાર્થોથી સંતોષવા યજ્ઞમાં તેથી પણ ભગવાનની પ્રીતિ થવાનો હેતુ છે તેથી અધિક રૂપ મળે છે એવો ભાવ છે. એ માટે ભગવાન્ વૈકુંઠનાથેજ કહેલું છે કે બ્રાહ્મણના ભોજન દ્વારા હું સંતુષ્ટ થાઉ છું એવો હું બીજા કોઈ યજ્ઞયાગાદિથી પ્રસન્ન થતો નથી. પૃથુએ કહેલું છે કે યજ્ઞ કરનાર એવા પંડિતોએ શ્રદ્ધા વડે કરીને જે દ્રવ્ય હોમેલું છે તે ભગવાન્ જમે છે. મોક્ષ માર્ગને ખોલનારા ચેતનને મુકીને જડ એવા ભગવાન, જેવી રીતે બ્રાહ્મણના મુખદ્વારા પૂજાય છે તેવી રીતે અગ્નિના મુખથી પૂજાતા નથી. આમાં પાંચ વિધિવાકયો છે. ૧૫૫

**महोत्सवा भगवतः कर्तव्या मंदिरेषु तैः**
**देयानि पात्र विप्रेभ्यो दानानि विविधानि च १५६**

મારા આશ્રિતોએ ભગવાનના મંદિરમાં મોટા ઉત્સવ કરાવવા અને પાત્ર એવા બ્રાહ્મણોને વિધ વિધ પ્રકારનાં દાન આપવાં.

ભગવતઃ એટલે શ્રીકૃષ્ણના, મંદિરમાં. મહોત્સવ એટલે ગીત, વાદિત્ર, નૃત્ય, મહાભિષેક, મહાનૈવેદ્ય આદિ સાથેના ઉત્સવ જેમકે એકાદશી જન્માષ્ટમી વગેરે દિવસોએ શ્રીકૃષ્ણની પૂજા ભગવાનના ભક્તોને સંતોષવા વગેરે

લક્ષણુ વળી કરવી. પાત્ર એવા બ્રાહ્મણુને વિધ વિધ પ્રકારના દાન આપવાં એક જ પ્રકારનાં દાનના પણુ દાનખંડમાં અનેક ભેદ કહેલા છે. જેમકે એક ગૌદાનમાં પણુ સુવર્ણુની ગાય, તિલની ગાય, કપિલા ગાય, તથા બેવડા મુખવાળી ગાય એવા અનેક ભેદ છે. એ જ પ્રકારે બીજામાં પણુ સમજવું. દાન પણુ ગાય, જમીન, સુવર્ણુ વગેરેનું ગણાય. ચકાર છે તેનો અર્થ એવો છે કે સાધુઓને ઘટે તેમ વસ્ત્ર વગેરેનું દાન આપવું. કલિયુગમાં ગૃહસ્થોઓને દાન એ મુખ્ય ધર્મ છે એમ વૃદ્ધ પરાશરે કહેલું છે, સત્યુગમાં તપ મોટું છે, ત્રેતામાં જ્ઞાન મોટું કહ્યું છે, દ્વાપરમાં યજ્ઞનેજ માનેલો છે અને કલિયુગમાં દાન છે. બૃહસ્પતિએ પણુ કહેલું છે કે સત્યુગમાં તપ એ ધર્મ છે, ત્રેતાયુગમાં જ્ઞાન કહેલું છે, દ્વાપરમાં યજ્ઞ અને કલિયુગમાં દાન, દયા અને દમ કહેલાં છે. શતપથ શ્રુતિમાં પણુ કહેલું છે કે દમ, દાન અને દયા એ ત્રણુ વાનાં શિખવાં. પાત્રનું લક્ષણુ યાજ્ઞવલ્કયે કહેલું છે કે કેવળ વિદ્યાથી કે કેવળ તપથી પાત્રતા આવતી નથી પણુ જેમાં વ્રત ઉપરાંત એ બન્ને હોય તેજ પાત્ર કહેલું છે. યમે કહેલું છે કે વેદનો અભ્યાસ કરનાર, નિયમવાન, તપસ્વી, ધ્યાનવાળો, ક્ષમાવાન્, દાંત, સત્ય-વાદી, એવો જે બ્રાહ્મણ તે પાત્ર કહેવાય છે. ગાય, જમીન, તિલ, સુવર્ણુ, વગેરે પાત્રનેજ પૂજા કરીને આપવું, પણ પોતાના આત્માનું શ્રેય ઇચ્છનાર એવા વિદ્વાનોએ અપાત્રને કાંઈ પણુ દાન આપવું નહીં. પાત્રના લક્ષણુનો વિસ્તાર દાનહેમાદ્રિમાંથી જોઈ લેવા પરન્તુ અન્ન અને જળનું દાન આપવામાં પાત્રપરીક્ષા કરવાની નથી. તે માટે વ્યાસે ભગવદ્ ભાસ્કરમાં કહેલું છે કે અન્ન તથા વસ્ત્રના દાનમાં જે અન્નનો ભુખ્યો અને વસ્ત્ર વિનાનો નાગો હોય તો પાત્રનો વિચાર ન કરવો. એ શીવાય બીજી વસ્તુ-ઓના દાન સંબંધમાં જો અપાત્રને દાન અપાય તો તે તામસ દાન થાય છે એમ ભગવાને જ કહેલું છે. દેશ અને કાળવિના અપાત્રને વારે વારે અજાણતાં પણુ જે દાન આપવામાં આવે છે તે દાન તામસ કહેવાય છે. તેના ફળનો ઉપભોગ પક્ષિની યોનીમાં થાય છે એમ વિષ્ણુધર્મોત્તરમાં કહેલું છે. વળી કહેલું છે કે તામસ દાનનું ફળ પક્ષિયોનિમાં મળે છે, જો પાત્ર ન મળે તો શું કરવું તે માટે ભાસ્કરાચાર્યે કહેલું છે કે મન વડે કરીને પાત્રને ઉદ્દેશીને જળમાં જળ નાંખવું અને પછી દાન આપનાર ફળનો ભાગી થાય છે તેમાં દાન લેનારને પણુ દોષ લાગતો નથી, પછી જ્યારે પાત્રનો સમાગમ થાય ત્યારે તે દાન આપવું અગર તો તેને ઘેર પહોંચ-ડાવવું. કાશીખંડમાં એ માટે વધુ કહેલું છે કે પાત્ર, મિત્ર, વિનયવાન્,

**દીન, અનાથ, ઉપકાર કરનાર, માતા, પિતા, તથા ગુરૂ એ નવ ને આપેલું દાન અક્ષય થાય છે. આ નવને આપેલું દાન નિષ્ફળ જાય છેઃ—**

ભાટ, ચારણ, ચોર, કુવૈદ્ય, હરામખોર, ધૂતારો, શઠ, મલ્લ અને સ્તુતિ કરનાર. બૃહત્પરાશર સ્મૃતિમાં પણ કહ્યું છે કે જ્યાં દાનની વસ્તુઓ વેચી દેવામાં આવતી હોય ત્યાં આપેલું દાન નકામું કહેલું છે તેમજ પતિતને આપેલું અને અન્યાયથી કમાવેલું હોય તેનું દાન પણ નિરર્થક છે. અબ્રાહ્મણને, પાતતને તથા ચોરને તથા ગુરૂની અપ્રીતિ કરનારને, કૃતઘ્નીને તથા ગામના ગોરને આપેલું દાન નકામું છે. ગામનો ગોર, વ્યભિચારી, વેદ વેચનાર તથા જેના ઘરમાં સ્ત્રીને બીજો ઉપપતિ પણ હોય, સ્ત્રીને વશ હોય તેને તથા મદારીને તથા સેવકને આપેલાં એ પ્રકારે સોળે દાન વૃથા છે. હવે આપવા યોગ્ય દ્રવ્યનું લક્ષણ ભવિસ્યત્ પુરાણમાં કહેલું છે જે કાંઇ પોતાનું ઇષ્ટ હોય અને ન્યાયથી પ્રાપ્ત કરેલુ હોય તે, ગુણવાનને આપવું એવું દાનનું લક્ષણ કહેલું છે. મહાભારતમાં પણ કહેલુ છે કે હે યુધિષ્ઠિર ! વિશેષ કરીને પોતે ન્યાયથી ઉત્પન્ન કરેલુ હોય તે શ્રદ્ધાથી વિધિ પૂર્વક પાત્રને દાન આપ્યું હોય છે તો તે દાન અનંત ગણાય છે. તેમાં પણ યાજ્ઞવલ્કય વિશેષ કહે છેઃ—પોતાના કુટુંબમાં વિરોધ ન થાય અને સ્ત્રી તથા પુત્રીની જોગવાઇ કરીને દાન આપવું; જો પાછળ વંશ હોય તો સર્વ વસ્તુનું દાન ન કરવું તેમજ એકને આપવાનું કહી બીજાને દાન ન આપવું. અન્વય (વંશ) એટલે બહોળાં સંતાન હોય તો, કુટુંબમાં વિરોધ ન હોયતો એટલે કે કુટુંબને ભોજન તથા વસ્ત્ર પુરાં .પાડતાં જે વધે તે આપવું પણ જો કુટુંબમાં દારૂપીનાર કે વિષ ખાનાર હોય તો દાન આપવાના ધર્મ જુદા થાય છે. ભક્ત એટલે અન્ન, વસન એટલે વસ્ત્ર. જેટલાથી કુટુંબને અન્ન વસ્ત્ર સંપાદન થાય તેથી વધારાનું કુટુંબને આપવું પણ કલેશ કરાવીને ન આપવું. વ્યાસે તેનો પણ અપવાદ કહેલો છે. કોઇ મહાત્મા બ્રાહ્મણ આવે તો આત્માનું કલ્યાણ ઇચ્છનારે કુટુંબને પીડા થવા દઇને પણ તેને અન્નની ભિક્ષા આપવી. આ વાકય યતિ અને અતિથિના સંબંધમાં છે. દાનખંડમાં દક્ષે દાન નહીં આપવાની વસ્તુઓ પણ ગણાવી છેઃ—બધાની સામાન્ય વસ્તુ, માંગીને લાવેલી વસ્તુ, થાપણની વસ્તુઓ પણ, પીડા થાય એવી વસ્તુ, સ્ત્રી, તથા સ્ત્રાનું ધન, પારકી આવેલી વસ્તુ, તથા આપણુ એ વસ્તુઓ પાછળ વંશ હોય તો ન આપવી. આ નવ વસ્તુઓનું દાન આપત્તિમાં પણ ન આપવું. જે વસ્તુના અનેક સ્વામી હોય તેવી

વસ્તુને સામાન્ય કહે છે. યાચિતં એટલે પોતાના વ્યવહારને માટે કોઈની પાસેથી માંગી આણેલાં વસ્ત્ર ઘરેણાં વગેરે. ન્યાસ એટલે ઘરના માલીકને બતાવ્યા વિના, પરોક્ષ રીતે ઘરધણીને આપજો એમ કહીને ઘરના માણસને હાથે મુકેલું દ્રવ્ય તેને ન્યાસ કહે છે. આધિ એટલે જેનાથી બંધન આવે એવું દ્રવ્ય. દારા એટલે પોતાની સ્ત્રી. તેનું ધન તે સ્ત્રીધન. અન્વાહિતમ્ એટલે એકના હાથે મુકેલું હોય અને તેણે પણ પાછળથી બીજાના હાથે ઘરધણીને આપો એમ કહેલું હોય તે નિક્ષેપ. એટલે ઘરના માલિકની સમક્ષ ગણીને અથવા નહીં ગણીને મુકેલું દ્રવ્ય. તથા કહ્યું છે કે ભોગવેલાં વસ્ત્ર વગેરેનું અપમાન કરીને આપેલું પોતાના કાર્ય પુરતું દાન ન આપવું સારૂં છે. વળી કહ્યું છે કે જેઓ યતિઓને સોનું, ચાંદી, તાંબુ આપે છે તેમને તેનું ફળ મળતું નથી પણ તે ત્યાંજ પાછું વળે છે એટલે કે તે દાન ધર્મથી વિરૂદ્ધ હોવાથી તે અધર્મને ઉત્પન્ન કરે છે. સ્મૃતિમાં કહ્યું છે કે યતિઓને સુવર્ણ આપનાર દાતા પણ નરકમાં જાય છે. દેવળઋષિ પણ કહે છે કે જેઓ પોતાના પુણ્યને ઇચ્છે છે તેમણે ગૃહસ્થને પાકું અન્ન, વાનપ્રસ્થને ગોરસ અને ભક્ષુકને વિત્તનું દાન ન આપવું. વિત્ત એટલે ભિક્ષામાં આવેલા સીવાયનું દાન. દાન લેનારના સંબંધમાં દાનધર્મમાં વિશેષ પણ કહ્યું છે કે જેઓ, વિદ્યા તથા તપથી રહિત હોય તેમણે કદિ પણ દાન લેવું નહીં, કારણ કે વિદ્વાન્ હોય છે તે તો દાનથી થતા દોષનો નિશ્ચે નાશ કરે છે. દાન લેવાથી બ્રાહ્મણોનું બ્રહ્મતેજ નાશ પામે છે, પરન્તુ જે દુઃખી કુટુંબ હોય તેણે તો દાન લેવું. વ્યાસે દાનમયૂખમાં કહ્યું છે કે મૃગચર્મ, મરણ પામ્યા પાછળ અપાતી શય્યા, તથા ગર્ભવતી ઘેટીનું દાન કુરૂક્ષેત્રમાં લેનાર બીજે જન્મે પુરૂષનો અવતાર પામતો નથી. લોખંડ, તલ, ભેંસ, તેલ, મીઠું, તલની ગાય અને મણિ એ ઘોર દાન છે. દાનખંડમાં કહ્યું છે કે નદીના પ્રવાહથી ચાર હાથની અંદર પ્રાણ જતાં પણ કદિ દાન લેવું નહીં. યાજ્ઞવલ્કયે કહ્યું છે કે દાનની બાબતમાં પ્રાણીની હિંસા કરનાર, ઘાંચી, કલાલ, વેશ્યાઓ અને રાજાઓ એ અનુક્રમે એકએકથી દશ ઘણાં દુષ્ટ છે. આમાં રાજા એટલે શાસ્ત્રની મર્યાદાને ઉલ્લંઘીને ચાલનારો રાજા સમજવો. ભાસ્કરાચાર્યે પણ કહ્યું છે કે શાસ્ત્રને ઉલ્લંઘીને ચાલનારા રાજા પાસેથી દાન લેવું નહીં. મિતાક્ષરામાં કહ્યું છે કે માગ્યા વિના દાન આપે તો એવા રાજા પાસેથી પણ દાન લેવું. વગર માગ્યે દુષ્ટ કર્મ કરનાર પણ

જો દાન આપે તો તે લેવું. પણ વૈશ્યા, નપુંસક, પતિત તથા શત્રુનું દાન ન લેવું. કેમકે અજ્ઞાનથી કે આપત્તિને લીધે અસત્ પુરૂષો પાસેથી દાન લેવાનું પ્રાયશ્ચિત્ત મનુએ પ્રાયશ્ચિત્તમયૂખમાં કહેલું છે. અસત્ મનુષ્યો પાસેથી દાન લેવામાં આવે તો શાંત ચિત્ત થઇને ત્રણ હજાર ગાયત્રીના જપ કરીને એક માસ ગાયની કોઢમાં રહીને દૂધ પીવાથી તે મુક્ત થાય છે. આમાં બે વિધિવાક્યો છે. ૧૫૬.

**मदाश्रितै र्नृपैर्द्धर्मं शास्त्रमाश्रित्यचाऽखिलाः**
**प्रजाः स्वाः पुत्रवत् पाल्या धर्मस्थाप्यो धरातले १५७ ।**

મારા આશ્રિતો એવા સમગ્ર રાજાઓએ ધર્મશાસ્ત્રને અનુસરીને પ્રજાને પોતાના પુત્રની પેઠે પાળવી અને પૃથ્વી ઉપર ધર્મનું સ્થાપન કરવું.૧૫૭.

રાજા એટલે અહીં જે શ્રીહરિના આશ્રિત હોય અને જેમને અભિષેક વગેરે થયો હોય એવા ક્ષત્રિયોએ ધર્મશાસ્ત્ર એટલે યાજ્ઞવલ્કય આદિ ધર્મશાસ્ત્રોમાં કહેલી રાજનીતિને અનુસરીને પોતાની પ્રજાને પુત્રની પેઠે પાળવી. ધરાતલે એટલે પોતાના દેશમાં. સૌને પોતપોતાના અધિકાર મુજબ વર્ણાશ્રમમાં રાખવા એટલે સદાચારમાં રાખવા. અધર્મમાં ચાલનારા લોકોને સારી રીતે શિક્ષા કરીને ધર્મની મર્યાદામાં રાખવા. ભાગવતમાં કહ્યું છે કે જે રાજા પ્રજાને ધર્મમાં રાખ્યા વિના જ કર લે છે તે પ્રજાનું પાપ ખાય છે અને પોતાના ઐશ્વર્યને ગુમાવે છે. વળી ભાગવતમાં જ ધર્મના સ્થાપનનું ફળ કહેલું છે. જેના રાજ્યમાં વર્ણાશ્રમધર્મ પાળનારા એવા લોકો પોતાના ધર્મથી યજ્ઞયાગાદિ કરે છે તે રાજા ઉપર ભગવાન્ પ્રસન્ન થાય છે અને તે પોતાના જ અધિકારથી પરમાત્માને પ્રસન્ન કરે છે. ધર્મનું સ્થાપન પણ તે તે દેશકાળને અનુસારે જ કરવાનું છે. એમ જાણવું. વૃદ્ધ યાજ્ઞવલ્કયે કહેલું છે કે જે દેશમાં જે આચાર વ્યવહાર તથા કુલ સ્થિતિ હોય તે દેશમાં તે જ પ્રમાણે આચાર વ્યવહાર સ્થાપન કરવો. યાજ્ઞવલ્કયે રાજાનું લક્ષણ સામાન્ય રીતે કહેલું છે. મોટા ઉત્સાહવાળો, મોટી નજરવાળો, કર્યા કૃત્યને જાણનાર, વૃદ્ધોની સેવા કરનાર, નમ્ર, સત્વગુણવાળો, કુલીન, સત્ય બોલનાર, પવિત્ર, આળસુ નહીં એવો, સ્મૃતિવાળો, હલકો નહીં એવો, કઠોર નહીં તેવો, ધર્મિષ્ઠ, વ્યસન વિનાનો, ડાહ્યો, શૂરવીર, રહસ્ય જાણનાર, પોતાના છિદ્રને ગુપ્ત રાખનાર, આન્વીક્ષિકી તથા દંડનીતિને જાણનાર, વિનીત, તથા ત્રણ વાર્તા અને ત્રણ વેદ જાણનાર એવો રાજા હોવો જોઇએ. એનો વિસ્તાર આચારાધ્યાયની

મિતાક્ષરા ટિકામાંથી જોઈ લેવો. વળી રાજધર્મમાં ભીષ્મપિતામહે પણ "**चरेद्धर्मान् कटुकः**" ઇત્યાદિ નવ શ્લોકથી પણ રાજાનાં લક્ષણ કહ્યાં છે. યોગીશ્વરે પણ કહ્યું છે કે બ્રાહ્મણો તરફ ક્ષમાવાન્, વહાલાંઓ તરફ સ્નેહાળ, શત્રુઓ તરફ ક્રોધ, નોકર વર્ગ તથા પ્રજા તરફ પિતા જેવો થાય અને પ્રજાને ન્યાયથી પાળતો એવો તે છઠ્ઠો ભાગ કર તરીકે લે. બધાં દાન કરતાંય પ્રજાનું પરિપાલન કરવું તે શ્રેષ્ઠ છે. ચાડીયા, ચોર, દુષ્ટો તથા મોટાં સાહસ કરનારા પ્રજાને પીડે તેમનાથી તથા રોગોથી પ્રજાનું રક્ષણ કરવું. એવા રક્ષણ વિનાની પ્રજા કાંઇ પણ પાપ કરે તો, તે પ્રજાની પાસેથી કર લે છે તેથી તેને પાપનો અડધો ભાગ મળે છે. રાજાએ સાધુપુરૂષોનું સન્માન કરવું અને અસાધુઓને શિક્ષા કરવી તથા વેદ ભણેલાઓનો દાન, માન સાથે સદાય સત્કાર કરવો. પ્રજાને પીડવાથી થતા સંતાપરૂપી અગ્નિ, રાજાની લક્ષ્મી. કુળ તથા પ્રાણનો નાશ કરીને તે પાછો ફરે છે. રાજધર્મમાં કહેલું છે કે એ પ્રકારે રાજાના આશરે રહેલી સર્વે પ્રજા રાજાથી રક્ષિત થયેલા દેશમાં રહીને ધર્મને પાળે છે અને તેનો ચોથો ભાગ રાજાને માટે છે. શ્રીમદ્ભાગવતમાં રાજાનો મુખ્ય ધર્મ પ્રજાનુ પાલન કરવું તેને જ કહેલો છે. પ્રજાનું પાલન કરવું એમાં જ રાજાનું કલ્યાણ છે. તેમાંથી રાજાને છઠ્ઠો ભાગ મળે છે; નહીં તો પ્રજાનો કર લેવા છતાં, તેનું રક્ષણ નહીં કરવાથી તેનુ પુણ્ય હરાય છે અને તે પાપનું ભક્ષણ કરે છે. દુઃખીઓના દુઃખનું નિવારણ એ જ રાજાઓનો મહાન્ ધર્મ છે. પોતાના ધર્મમાં રહેનારનું પાલન કરવું એ રાજાનો પરમ ધર્મ છે. પ્રજાને પોતપોતાના ધર્મમાં રાખવાને માટે જ મેં પ્રજાઓને દંડ આપનાર રાજાની યોજના કરી છે. દંડ આપવામાં પણ રાજાએ મનુષ્યની હિંસા માટે મોટો વિચાર કરવાનો છે. કારણ કે મનુષ્યના દેહનો નાશ થતાં સર્વે અર્થોનો નાશ થાય છે એમ કહ્યું છે. એથીજ મોક્ષધર્મમાં કહ્યું છે કે જ્યારે શરણે આવેલાઓ એમ કહે કે હું ફરીને પાપ નહી કરૂં તેઓ છોડી દેવા યોગ્ય છે એમ બ્રહ્માએ કહેલું છે. યુદ્ધના સંબંધમાં યાજ્ઞવલ્કયે કહેલું છે કે 'હુ તમારો છું' એમ કહેનારને, નપુંસકને, બાણ વગરનાને, બીજાની સંગે ગયેલાને, યુદ્ધમાંથી પાછા ફરેલાને અને યુદ્ધ જોનારાઓને હણવા નહી. શ્લોકમાં આદિ શબ્દ છે એટલે અશ્વ, સારથી, હાથ જોડેલો, છુટા કેશવાળો, યુદ્ધથી વિમુખ થયેલો, વૃક્ષ ઉપર ચડીને બેઠેલો, પાણી પીનાર, જમનાર, કવચવિનાનો, સૂત,

દૂત, ગાય, બ્રાહ્મણ, હાથણી, ઘોડો, સારથી તથા રાજાને રાજાએ હણવાં નહીં એમ શંખ તથા ગૌતમ આદિ સ્મૃતિઓમાં કહેલું છે. યુદ્ધથી બીજે જઈ શકાય નહીં અને એ સકળ નીતિ જાણનારનો સમય છે. ધનુષ્ય-વાળાએ છોડેલા બાણથી એક જણ હણાય કે ન હણાય પણ તે પ્રમાણે બુદ્ધિમાનની બુદ્ધિ હણવા કરતાં ઉત્સૃષ્ટિમાં છે, એમ વિદુરનીતિમાં કહેલું છે. એથી જ મનુ મહારાજે પણ પ્રથમ તિરસ્કાર રૂપી, પછી વાણીથી દંડ, પછી ધનનો દંડ અને તે પછી જ તેનો વધરૂપી દંડ કહેલો છે. પરંતુ ધર્મના સ્થાપનને માટે તો દુષ્ટોને દંડ આપવો એજ યોગ્ય છે એમ કહ્યું છે. તે માટે છાંદોગ્યમાં અશ્વપતિ રાજાનું વાકય છે કે મારા રાજ્યમાં ચોર નથી, કંજુસ નથી, દારૂડીયા નથી, અગ્નિહોત્રી વિનાનો નથી અ-વિદ્વાન્ નથી તેમજ કોઈ વ્યભિચારી નથો તો પછી વ્યભિચારિણી તો કયાંથી જ હોય? સ્વૈરી શબ્દ છે તેનો વ્યભિચારી અર્થ કર્યો છે તે માટે તેની ટિકા પણ એવી છે કે પારકી સ્ત્રીની પાસે ખાનગી રીતે જનાર. ભાગવત્માં પૃથુરાજાનું વાકય પણ છે કે જે રાજા, પ્રજાનું શાસન કર્યા વિના જ કર ઉઘરાવે છે તે પ્રજાના પાપને ખાય છે અને પોતાના ઐશ્વર્યને ગુમાવે છે. કામંદક નીતિશાસ્ત્રમાં પણ કહેલું છે કે જો પોતાનો ભાઈ હોય, પુત્ર હોય, પૂજ્ય હોય, સાસરો કે મામો હોય અને તે જો ધર્મમાંથી ચલિત થયા હોય તો તેઓનો પણ દંડ ન કરવો એમ નહીં. છતાં કયારેક દંડનો નિષેધ પણ કહેલો છે. ભાગવત્માં યમરાજાએ કહ્યું છે કે મને ભગવાન્ના દાસ વિના બીજા કોઇનો ભય નથી. સર્વત્ર એટલે આખા દેશમાં. અન્યત્ર એટલે બ્રાહ્મણ કુળ સીવાયનું ભગવાનનું ગોત્ર. તિતિક્ષા, તપ, તથા વિદ્યાથી જે મોટા હોય તેમાં તથા અજીત દેવતાનાં કુળોમાં તેમજ બ્રાહ્મણોમાં તારા તેજનો પ્રભાવ પડો નહીં. એજ પ્રમાણે ધર્મમાં રહેલા રાજાના પ્રતાપના બળથી કળિયુગનું બળ પણ હઠી જાય છે એમ ભારતમાં કહેલું છે. કાળનું કારણ રાજા છે અથવા તો કાળ એ રાજ કારણ છે. તને એમાં શંકા ન થાઓ કારણ કે રાજા જ કાળનું કારણ છે. રાજા ધર્મમાં રહે તો પ્રજા પણ ધર્મિષ્ઠ થાય છે અને પાપમાં રહે તો પાપી થાય છે અને સમ વર્તે તો સમ થાય છે; પ્રજા રાજાને જ અનુસરે છે. જેવી રાજા તેવી પ્રજા એમ વૃદ્ધ ચાણાક્યે કહેલું છે. આમાં એ વિધિ વાક્યો છે. ૧૫૭.

**राज्यां गोपाय यद्वर्गो ज्ञेया स्तीर्था निचांजसा**
**व्यवहार विदः सभ्या दंडया दंडयाच लक्षणे: १९८**

રાજ્યનું રક્ષણુ કરવાના જે અંગો, તથા ગુપ્ત સ્થાનો તે તત્ત્વે કરીને જાણુવાં તથા દંડ કરવા યોગ્ય અને ન કરવા યોગ્ય તેમને તથા વ્યવહાર જાણુનારા સભ્યોને પણ તેમનાં લક્ષણે કરીને ઓળખવા. ૧૫૮

રાજ્યનાં અંગો એટલે સ્વામી, અમાત્ય વગેરે. તેમજ સામ, દામ, ભેદ અને દંડ વગેરે તથા સંધિ વિગ્રહ વગેરેને તત્ત્વે કરીને જાણુવાં. વ્યવહાર એટલે આપવું લેવું તેને સારી રીતે જાણુતા હોય એવા તથા સભામાં સારી રીતે બેસનારા એવા સભ્યોને લક્ષણોથી બરાબર ઓળખવા. વળી દંડવાને યોગ્ય અને નહીં દંડવાને યોગ્ય એવાઓને પણુ લક્ષણે કરીને ઓળખવા. આમાં ભારતનાં વાક્યો છે. સ્વામી, અમાત્ય, મિત્ર, કોષ, રાષ્ટ્ર, કિલ્લો તથા બળ એ રાજ્યનાં અંગો છે તેને દુષિત કરનારને શિક્ષા કરવી. ઉપાય ચાર છે. સામ, ભેદ, દામ દંડ. તે જેમ ઘટે તેમ યોજવાં અને પાંચમો ઉપાય ઉપેક્ષા કરવી તે છે. સંધિ, વિગ્રહ, યાન, દ્વૈધીભાવ, સમાશ્રય, અને સ્થાન એ ૭ વર્ગનો નિશ્ચય રાજાએ કરવો. મંત્રી, પુરોહિત, યુવરાજ, સેનાપતિ, પાંચમો કોટવાળ, છઠ્ઠો અંતર્વંશી, કેદખાનાનો અધિકારી તથા દ્રવ્યનો સચય કરનારો, તથા કૃત્યાકૃત્યમાં પૈસાનો નિયોજક, ઉપદેશ કરનાર, નગરનો અધ્યક્ષ, તથા કાર્યનો નિર્માણુકર્તા, ધર્મનો અધ્યક્ષ, સભાનો અધ્યક્ષ, દંડપાળ, તથા સોળમો કિલ્લાનો રખેવાળ તથા રાષ્ટ્રનો પાલક, જંગલનો રક્ષક એ પ્રમાણે અઢાર તીર્થનાં સ્થાન (ચાર રાખવાનાં સ્થાન) કહેલાં છે. એ સ્થાનોમાં પોતાના તથા પારકાના જાસુસો મુકવા પણુ તેમાં મંત્રી તથા યુવરાજ અને પુરોહિતને જાસુસ તરીકે ન મુકવા. વ્યવહાર પણ અઢાર પ્રકારના સમજવા. આપવું લેવું, થાપણુ, પારકી ચીજનું વેચાણુ, સમુદાયનો વ્યવહાર, આવેલી વસ્તુના પૈસા ન આપવા, સત્યહકિકત છુપાવવી, સીમાડાની તકરાર. ચોરી, સાહસ, વકરા ખરીદની તકરાર, રાજા પ્રજા વચ્ચેનો વાદ, સેવા ન કરવી તે, ગાળો દેવી, કઠોરવાણી બોલવી, મોઢેથી દંડ દેવો, સ્ત્રીને લઇ જવી, પગાર ન આપવો તે. જુગાર માટે બોલાવવું, ભાઇભાગ, અને સ્ત્રી પુરૂષના ધર્મ એ અઢાર વ્યવહારનાં કાર્ય છે. રાજાએ વેદ તથા શ્રુતિ ભણેલા, ધર્મને જાણુનારા તથા સત્ય બોલનારા તથા શત્રુ અને મિત્ર તરફ સ્વધર્મને ત્યજી દેનારા, પાખંડી, દ્રોહ કરનારા, દુર્બળોને પીડનારા. મર્યાદાને ઉલ્લંઘનારાઓ દંડને યોગ્ય છે. બ્રાહ્મણો, રાજાઓ, દુબળાઓ તથા ત્યાગીઓ તથા વિષ્ણુ વગેરે દેવની ભક્તિવાળા. તપસ્વી, પિતરીઓ તથા ગુરૂ એટલા

દંડવા યોગ્ય નથી. એના પેટાભેદ તથા લક્ષણો નીતિશાસ્ત્રમાંથી જાણી લેવાં. વિસ્તાર થવાના ભયથી તે અહીં જણાવેલાં નથી. શ્લોકમાં ચકાર છે માટે કોની પાસેથી દાણ લેવું અને કોની પાસેથી ન લેવું તે પણ સમજવું. શુલ્ક એટલે દાણ. અહીં રાજાને જે દાણ આપવું પડે તેના અર્થમાં શુલ્ક શબ્દ વપરાયો છે. જકાત ક્યારેક ન લેવાનું પણ મિતાક્ષરામાં કહેલું છે. જુદા સોનાના વેપારી પાસેથી જકાત ન લેવી, કારીગર, બાળક, દૂત, ભિક્ષાથી મેળવેલા ઉપર, લીધેલામાંથી બાકી રહેલા ઉપર, વેદીયા પાસેથી, સંન્યાસી પાસેથી તેમજ દેવ સંબંધી દ્રવ્ય ઉપર જકાત ન લેવી. કૂટકાર્ષાપણ એટલે સુવર્ણ જેવી ધાતુ દેખાતી હોય પણ થોડીજ કિંમતની પિત્તળ વગેરેની ધાતુમાંથી બનાવેલા અલંકાર વગેરે. દૈવે એટલે દેવના કામ માટેના દ્રવ્ય ઉપર. યજ્ઞ એવો પાઠ ભેદ હોય તો યજ્ઞ એટલે વિષ્ણુ અને વિષ્ણુ શબ્દથી સર્વ દેવો આવી જાય છે કારણ કે સર્વે દેવોનું મૂળ વિષ્ણુ છે. દેવોનું મૂળ વિષ્ણુ છે એમ કહેલું છે. તેથીજ કહ્યું છે કે જેમ વૃક્ષના મૂળમાં પાણી સીંચવાથી તેનું થડ તથા ડાળી પણ પોષાય છે તથા જેમ પ્રાણથી બધી ઇંદ્રિયો પોષાય તેજ પ્રમાણે બધા દેવતાઓ પણ વિષ્ણુમાં સમાઈ જાય છે. હે ભદ્ર ! પુરૂષ ઉપર કૃપા થતાં શ્રી હરિ પ્રસન્ન થાય છે અને તે પ્રસન્ન થયે સતે બધું ચરાચર જગત્ પ્રસન્ન થાય છે. આ શ્લોકમાં ચાર વિધિ વાક્યો અને ત્રણ પેટા વાક્યો મળી સાત છે. ૧૫૮

**स भर्तृकाभिर्नारीभिः सेव्यः स्वपति रीशवत् ।**
**अंधो रोगी दरिद्रो वा षंढो वाच्यं न दुर्वचः ॥ १५९**

સધવા સ્ત્રીઓએ પોતાનો પતિ અંધ હોય, રોગી હોય અથવા દરિદ્ર કે નપુંસક હોય તોપણ તેની ઇશ્વરની પેઠે સેવા કરવી અને તેને દુર્વચન કહેવું નહી.

પતિવત્નીનાં સ્ત્રીણાં એટલે પતિવાળી સ્ત્રીઓના વિશેષ ધર્મો ચાર શ્લોકથી કહે છે. સભર્તૃકા એટલે જેમના ભરથાર જીવતા હોય એવી સ્ત્રીઓ ! એવી સ્ત્રીઓને પોતાના ભરથારની સેવા કરવી એજ મુખ્ય ધર્મ છે. દૈવયોગે ભરથાર કદાચ આંધળો થઈ જાય અથવા રોગિષ્ઠ થાય એટલે કે પ્રમેહ જેવા મોટા રોગ થાય, અથવા દરિદ્ર કહેતાં ધન વિનાનો થઈ જાય અથવા નપુંસક હોય તોપણ પોતાના પતિને પરમેશ્વર તુલ્ય ગણીને સેવવો. નારદજીએ ભાગવતમાં કહ્યું છે કે જે સ્ત્રી પોતાના પતિને ઇશ્વર ભાવથી ભજે છે તે આ લોકમાં હરિની સ્ત્રી લક્ષ્મીની પેઠે આનંદ કરે છે.

ભરથારની નિષ્કપટભાવે સેવા કરવી તથા તેના બંધુઓની સેવા કરવી અને પ્રજાનું પોષણ કરવું તે સારી સ્ત્રીઓનો મોટો ધર્મ છે. પતિ કદાચ ખોટા સ્વભાવનો, ઐશ્વર્ય વિનાનો, વૃદ્ધ, જડ, રોગી અથવા ધન વિનાનો હોય તોપણ લોકમાં પાપ વિના રહેવા માંગતી સ્ત્રીએ તેનો ત્યાગ ન કરવો એમ ભગવાનેજ કહેલું છે. કશ્યપે પણ કહેલું છે કે સ્ત્રીઓનું પરમ દૈવત તો પતિજ છે. દુર્વચન એટલે દુષ્ટ, કઠોર અથવા પ્રતિકૂળ વચન ન બોલવું પણ ભરથારને અનુકૂળ વચન જ બોલવું. સ્ત્રીઓને ભરથારના વચન પ્રમાણેજ ચાલવું એ મોટો ધર્મ છે—

સ્ત્રીઓએ પોતાના પતિરૂપી દેવની સેવા તથા અનુકૂળતા તથા તેમના ભાઇઓની અનુવૃત્તિ એ તેમનું નિત્યનું વ્રત છે.

આમાં ચાર વિધિવાક્યો અને એક નિષેધ વાક્ય મળી પાંચ છે. ૧૫૯

**रूपयौवनयुक्तस्य गुणिनोन्य नरस्यतु**
**प्रसंगो नैव कर्त्तव्यस्ताभिः साहजिकोपि च १६०**

તે સ્ત્રીઓએ પોતાના પતિ કરતાં બીજો પુરૂષ રૂપ, યૌવન અને ગુણમાં ઉત્તમ હોય તોપણ તેનો સહજ પણ પ્રસંગ ન કરવો.

તાભિઃ એટલે સ્ત્રીઓએ રૂપ એટલે શરીરનું સૌંદર્ય. યૌવન એટલે તારૂણ્ય. ગુણિનઃ એટલે વિદ્યા, કળા તથા ધર્મ વગેરેથી યુક્ત એવો જે બીજો પુરૂષ–પોતાના પતિ સીવાયનો–તેનો કોઈ કાર્ય પ્રસંગને લીધે ઇચ્છા ન હોવા છતાંયે પ્રસંગ પડે તોયે ફરીથી તેને જોવું, તેની સાથે ભાષણ કરવું અગર તેની સાથે રહેવું એ વગેરે લક્ષણવાળો જે સંગ તે ન કરવો. યુવાન્ સ્ત્રીઓના આચાર સાધ્વી સ્ત્રીના જેવા હોય તોપણ જો યુવાન્ સ્ત્રીને યુવાન પુરૂષનો પ્રસંગ પડે તો તેનો વિનાશ થાય છે એમ આનુશાસન પર્વમાં શ્રી શંકરે કહેલું છે. અપિ શબ્દ મુકયો છે એથી એમ સમજવાનું છે કે બુદ્ધિપૂર્વક ઇચ્છા કરીને પર પુરૂષના પ્રસંગનો દૂરથી ત્યાગ કરવો. પતિવ્રતાના ધર્મનો વિસ્તાર બ્રહ્મવૈવર્ત પુરાણમાંથી જાણી લેવો. ચકાર છે એટલે સ્ત્રીઓએ સ્વતંત્ર રહેવું કરવું વગેરે ન કરવું. પરાશર સ્મૃતિમાં કહ્યું છે કે સ્ત્રીઓની રક્ષા કુમારી અવસ્થામાં પિતા કરે છે, યુવાનીમાં તેનો ભરથાર કરે છે, વૃદ્ધાવસ્થામાં તેનો પુત્ર પૌત્રાદિ રક્ષે છે સ્ત્રીઓને સ્વતંત્રતા હોય નહી. માધવે પણ કહ્યું છે કે સધવા અગર વિધવા સ્ત્રી જો સ્વતંત્રતાથી ફરે છે તો તે ગામની ભુંડણ બરાબર થઇને નિશ્ચે ધર્મથી ભ્રષ્ટ થાય છે. આમાં બે નિષેધવાકયો અને એક અવાંતર વાક્ય મળી ત્રણ છે. ૧૬૦

**नरेक्ष्यना भ्यूरु कुचानुत्तरीयाचनो भवेत् ।**
**साध्वी स्त्री नच संवेक्षा मनिर्लज्जादि संगिनी ॥ १६१ ॥**

સાધ્વી સ્ત્રીઓએ પોતાની નાભિ, ઉરૂ, સ્તન એ વગેરેને ઉત્તરીય વસ્ત્ર વિનાનાં ન રાખવાં તેમજ દુષ્ટજનો તે દેખે એમ ન કરવું તથા નિર્લજ સ્ત્રીઓનો સંગ ન કરવો.

સાધ્વી એટલે સારા આચાર વગેરેથી યુક્ત. આ શબ્દ આખી સ્ત્રી જાતિને લગાડવાને માટે એક વચનમાં મુકયો છે. જો નાભિ, ઉરૂ, સ્તન વગેરે બરાબર ઢાંકયું ન હોય તો તે પુરૂષોના દીઠામાં આવે. મતલબ કે ઉત્તરીય વસ્ત્ર, હંમેશાંજ રાખવુંજ. વળી જે ભાંડ જેવા લોકો પણ દેખી શકે તેવું ન રાખવું તેમજ નિર્લજ એવી ગણિકા અથવા તેના જેવી એવી સ્ત્રીઓનો તથા ધૂર્તાદિનો સંગ ન કરવો. યાજ્ઞવલ્કયે પણ કહ્યું છે કે પોતાના પતિના હિતમાં રહેલી, સારા આચારવાળી, જીતેંદ્રિય, એવી સ્ત્રી કીર્તિ પામે છે અને સ્વર્ગ પામે છે. સારા આચારના સંબંધમાં શંખમુનિયે કહ્યું છે કે પતિની આજ્ઞા વિના ઘરમાંથી બહાર નીકળવું નહી, ઉત્તરીય વસ્ત્ર વિનાનું થવું નહિ. ઉતાવળે જવું નહી, પર પુરૂષની સાથે બોલવું નહી, તેમજ કામ વિના વણીક, સંન્યાસી, વૃદ્ધ અને વૈદ્યની સાથે બોલવું નહી, તથા નાભિને દેખાડવી. ઠેઠ ઘુંટી સુધી વસ્ત્ર પહેરવું. સ્તનો ઉઘાડાં ન રાખવાં, ખુલ્લા મુખે હસવું નહીં તેમજ ભરથાર, તેના ભાઇઓ અને શત્રુઓને હસવું નહીં તથા ગણિકા ધૂર્તા, દૂતિ, સંન્યાસીની, જોનારી, ઠગારી, મશ્કરી કરનારી, ખરાબ સ્વભાવ વાળી, એમની સાથે ઉભા રહેવું નહીં, કેમકે સંસર્ગ માત્રથીજ ચારિત્ર્ય દુષિત થાય છે. માટે ખોટાઓનો સંગ સર્વથા ત્યજવો એવો ભાવાર્થ છે. ભારતમાં પણ કહ્યું છે કે મદ્યપાન, દુષ્ટજનનો સંગ, પતિથી છુટા પડી રખડવું, દિવસે સૂઇ જવું અને બીજે ઘેર વસવું એ છ વાનાં સ્ત્રીઓને દુષ્ટ રૂપ છે. દિવસના સૂવું. અગરતો અતિશય નિદ્રા લેવી એ બન્નેનો નિષેધ સમજવો. સાધ્વી શબ્દથી અહિં પતિવ્રતા સમજવી. પરલોકને સાધે તેનું નામ સાધ્વી. પતિવ્રતા સ્ત્રીનું લક્ષણ આ પ્રમાણે છે:— પતિ દુઃખી હોય તો દુઃખી રાજી હોય તો રાજી અને પતિ કૃશ હોય તો પોતે મલીન, અને પતિ મરતાં સતી થાય તેનું નામ પતિવ્રતા સમજવી. જે સ્ત્રી પતિને મરી ગયે ચિતામાં પેસે છે તે અરૂંધતિના જેવી આચારવાળી હોઇ સ્વર્ગને પામે છે. અહિં જે પતીની પાછળ સાથે સતી થવાનું કહ્યું તે જેને મોક્ષની ઇચ્છા ન હોય અને બ્રહ્મચર્ય પાળવાની શક્તિ ન હોય તથા

કેવળ અનિત્ય અને તુચ્છ એવા સ્વર્ગના સુખની ઇચ્છાવાળી જે સ્ત્રીઓ તેમને માટે જ કહ્યું છે એમ જાણવું. જો એમ ન કરે તો વ્યભિચાર વગેરે દુષ્કર્મ થાય અને ત્રણ પેઢી નરકમાં પડવાની આપત્તિ આવે. વૃદ્ધ ગર્ગમુનિયે કહ્યું છે કે ભરથારના મુઆ પછી જે સ્ત્રી બ્રહ્મચર્ય છોડીને જીવે છે તે સ્વૈરિણી સ્ત્રી પોતાનાં ત્રણે કુળને નરકમાં નાંખે છે. તેથી ભરથાર મરિ ગયે છતે જે સ્ત્રીથી બ્રહ્મચર્ય પાળી શકાય તેમ ન હોય તેણે અગ્નિમાં પ્રવેશ કરવો એ જ યોગ્ય છે. વળી મનુ મહારાજે પણ કહ્યું છે, કે સાધ્વી સ્ત્રીએ કાં તો બ્રહ્મચર્ય પાળવું અથવા પતિ પાછળ સતી થવું. બ્રહ્મવૈવર્ત પુરાણમાં તો કહ્યું છે કે સ્ત્રીઓને કળિયુગમાં પતિની પાછળ સતી થયા વિના બીજી કોઇ ગતિ નથી. એ માટે નિર્ણયસિંધુમાં એવો ખુલાસો છે કે તે તો જે સ્ત્રી બ્રહ્મચર્ય પાળવામાં અશક્ત હોય તેને માટે છે. આચારાધ્યાયની મિતાક્ષરા ટિકામાં પણ કહ્યું છે કે જે સ્ત્રીઓને મોક્ષની ઇચ્છા નથી અને અનિત્ય તથા અલ્પ એવું જે સ્વર્ગનું સુખ તેનીજ ઇચ્છા હોય એવી સ્ત્રીઓએ પતિ પાછળ સતી થવું એ જ યુક્ત છે. સ્વર્ગની પ્રાપ્તિ તો અગ્નિમાં પ્રવેશ કર્યા વિના પણ બ્રહ્મચર્ય પાળવા માત્રથી પણ થાય છે એમ નિર્ણયસિંધુમાં કાશીખંડમાં કહેલું છે. પતિ મરણ પામ્યા પછી પણ જે સ્ત્રી કદાચ વૈધવ્ય પાળે છે તે ફરીને પોતાના ભરથારને પામીને સ્વર્ગનું સુખ ભોગવે છે. આનો વિસ્તાર મિતાક્ષરામાંથી જાણી લેવો. આમાં ચાર નિષેધવાકયો અને બે પેટાવાકયો મળી ૭ છે. ૧૬૧.

**भूषासदंशुक धृतिः परगेहोपवेशनम् ।**
**त्याज्यं हास्यादि च स्त्रीभिः पत्यौ देशांतरं गते ॥१६२॥**

જે સ્ત્રીનો પતિ પરદેશ ગયો હોય તેણે ઘરેણાં તથા શરીરને શોભાવનારાં વસ્ત્રો પહેરવાં નહીં તથા પારકે ઘેર બેસવા જવું નહીં તથા હાસ્યાદિકનો ત્યાગ કરવો. ૧૬૨

હવે ભરથારવાળી સ્ત્રીઓના વિશેષ ધર્મો કહે છે.

પતિ પરદેશ ગયે સતે સધવા સ્ત્રીઓએ ભૂષા–એટલે સુવર્ણના અલંકાર વગેરેથી પોતાના શરીરની ોભ કરવી તે વગેરે તેનો ત્યાગ કરવો સદંશુકાનિ એટલે સુંદર બહુ મૂલ્યવાળાં અંશુકાનિ–એટલે વસ્ત્રો તે ધારણ કરવાનો ત્યાગ કરવો તથા પારકાના ઘરમાં બેસવા જવાનો ત્યાગ કરવો.

હાસ્ય એટલે જેમાં ખડખડ હસવાનું વગેરે તથા સમાજનું દર્શન કરવું તે વગેરેનો ત્યાગ કરવો. યાજ્ઞવલ્કયે પણ કહ્યું છે કે ક્રીડા એટલે ગમ્મત કરવી, શરીરને શણુગારવું, સમાજના ઉત્સાહનું દર્શન, હાસ્ય કરવું, અને પારકે ઘેર જવું એટલાં વાનાં પતિ પરદેશ ગયો હોય એવી સ્ત્રીએ ત્યાગ કરવાં. આમાં ચાર વિધિવાકયો છે. ૧૬૨.

**विधवाभिस्तु योषाभिः सेव्यः पतिधिया हरिः।**
**आज्ञायां पितृ पुत्रादे र्वृत्यं स्वातंत्र्यतो नतु ॥ १६३ ॥**

વિધવા એવી સ્ત્રીઓએ ભગવાનને પતિબુદ્ધિથી સેવવા અને પિતા તથા પુત્રની આજ્ઞામાં રહેવું પરન્તુ સ્વતંત્ર રહેવું નહી. હવે દશ શ્લોક વડે જેનો પતિ મરી ગયો હોય એવી વિધવા સ્ત્રીઓના ધર્મ કહે છે. જેનો પતિ મરી ગયો હોય તેને વિધવા સ્ત્રી કહેવાય. તેણે હરિ કહેતાં શ્રીકૃષ્ણનું પૂજન કરવા યોગ્ય સ્વરૂપ હોય તેને મારે આ જ પતિ છે- એવી બુદ્ધિથી સેવવું અર્થાત્ યથાશક્તિ તેનું આરાધન કરવું. વિષ્ણુનું સેવન કરવું તે પતિબુદ્ધિથી કરવું પણ બીજી રીતે ન કરવું એમ શૂદ્રકમળાકર તથા મદન પારિજાતમાં અને સ્કંદપુરાણમાં વિધવાના ધર્મોમાં કહેલું છે. ને વિધવાઓએ પિતાથી માંડીને પુત્ર તથા ભાઇઓ વગેરેની આજ્ઞામાં વર્તવું. સ્વતંત્રપણે ન વર્તવું. આચારાધ્યાયમાં યાજ્ઞવલ્કયેજ કહેલું છે કે કન્યા હોય ત્યારે તેની રક્ષા પિતાએ કરવી, યુવાન હોય ત્યારે પતિએ કરવી અને વૃદ્ધ હોય ત્યારે પુત્રોએ કરવી અને તે પણ ન હોય ત્યારે તેની જ્ઞાતિના લોકોએ કરવી પરંતુ સ્ત્રીઓને સ્વતંત્ર તો કદિય થવા ન દેવી. સ્ત્રીઓએ પિતા, માતા, પુત્ર, ભાઇ, સાસુ, સસરો તથા મામો એમના વિના કયારેય ન રહેવું; નહીંતો તે નિંદાને પાત્ર થાય છે. વિજ્ઞાનેશ્વરે ટિકામાં પણ લખ્યું છે કે સ્ત્રીનો હસ્ત ગ્રહણ થયા અગાઉ તે કન્યા હોય ત્યારે તેનું રક્ષણ કરવું; તે ન હોય તો વૃદ્ધાવસ્થામાં પણ પુત્રોએ રક્ષા કરવી અને એમાંથી કોઇપણ ન હોય તો જ્ઞાતિના લોકોએ રક્ષા કરવી. તે પણ ન હોય તો રાજા. સ્મૃતિમાં કહેલું છે કે સગાં કે જ્ઞાતિ કોઈ ન હોય તો તે સ્ત્રીનો ભર્ત્તા તથા માલીક રાજા ગણાય છે. મતલબ કે સ્ત્રીઓને કદિપણ સ્વતંત્રતા આપવાની કહેલી નથી. એટલે કે ભર્ત્તા વિનાની વિધવાએ પિતાદિકના સંબંધથી રહિત ન થવું. મનુ મહારાજે પણ કહ્યું છે કે સ્ત્રી ભલે બાળ હોય, યુવાન્ હોય કે વૃદ્ધ હોય તોપણ તેણે

ઘરમાં પણ સ્વતંત્રપણે કાંઇ કાર્ય ન કરવું. સ્ત્રીઓએ પિતા, ભરથાર તથા પુત્રથી જુદા પડવાની ક્યારેય ઇચ્છા ન કરવી કેમકે તેમનાથી જુદા પડવાથી તેની બે પેઢી નિંદિત થાય છે. આ શ્લોકમાં બે વિધિ વાક્યો એક નિષેધ વાક્ય અને એક પેટા વાક્ય મળી ચાર છે. ૧૬૩.

**स्वासन्न संबंध हीना नराः स्पृश्या न कर्हिचित् ।**

**तरुणैस्तैश्च तारुण्ये भाष्यं नावश्यकं विना ॥ १६४ ॥**

એ વિધવા સ્ત્રીઓએ પોતાના નિકટ સંબંધ વિનાના એવા જે પુરૂષો તેમનો કયારેય સ્પર્શ ન કરવો અને તરૂણ અવસ્થા હોય તો જરૂરના કારણ વિના તરૂણ પુરૂષો સાથે બોલવું નહીં. ૧૬૪.

નિકટ સંબંધવાળા એટલે પિતા, ભાઇ, પુત્ર વગેરેના જેવા નિકટના સગા હોય તે શીવાયના જે બીજા પુરૂષો એટલે કે પોતાની જ્ઞાતિના હોય તોપણ વિધવા સ્ત્રીઓએ જાણી જોઇને તેમનો સ્પર્શ ન કરવો અને યુવાન્ પુરૂષો હોય તો તે ગમે તો સગા હોય કે સગા ન હોય તોપણ તેમની સાથે જરૂરના કારણ વિના કદિ બોલવું નહીં. આમાં સામી દૃષ્ટિ માંડીને જોવું નહિ, એ વગેરે ઉપલક્ષણ પણ આવી જાય છે. આચારસાર નામના ગ્રંથમાં કહ્યું છે કે બ્રાહ્મણે, વિધવા સ્ત્રી, સૂતરનું વસ્ત્ર, માટીનું વાસણ, એટલાં વાનાંનો સ્પર્શ કરવાથી, તેની છાયાથી, કે તેના ઉપર દૃષ્ટિ પડવાથી નિશ્ચે અશુદ્ધ થાય છે. સ્પર્શ માત્રની યોજના યોગ્ય રીતે કરવી. આમાં આ પ્રમાણે કરવાનો આશય છે. જ્યારે પતિ મરી જાય ત્યારે જે સ્ત્રીઓમાં બ્રહ્મચર્યનું પાલન કરવાની શક્તિ હોય, તથા જે ગર્ભવતી હોય અથવા જેને ધાવણાં બાળબચ્ચાં હોય તેમનેજ શાસ્ત્રોએ બ્રહ્મચર્ય પાળવા માટે જીવન ગુજારવાનું કહેલું છે. બ્રહ્મચર્ય એટલે જેમ બ્રહ્મચારી એવા પુરૂષોને સ્ત્રીની કથા સાંભળવાથી તથા સ્ત્રીને બરાબર દૃષ્ટિ માંડીને જોવાથી તે બ્રહ્મચર્યનો નાશ થાય છે તેજ પ્રમાણે સ્ત્રીઓનું પણ પુરૂષના ગુણ અવગુણની કથા, વાર્તા, શ્રવણ, તથા તેમને ધારીને જોવા વગેરેથી બ્રહ્મચર્ય નાશ પામે છે અને બ્રહ્મચર્ય નાશ પામવાથી તેમનો મોટો સ્વાર્થનાશ પામવાનો પ્રસંગ આવે છે એથી સ્ત્રીઓએ પરપુરૂષનો સ્પર્શ વગેરે ન કરવું. સ્મૃતિ અર્થસારમાં કહેલું છે કે જે વિધવા પરપુરૂષને જોઇને કામવશ થઇને બ્રહ્મચર્યથી પડે છે તે ત્રણ કુળ સહિત નરકમાં જાય છે. વૃદ્ધ પરાશરે પણ કહ્યું છે કે જે સ્ત્રી દુષ્ટ એવા મનવડે

કરીને પણ અન્ય પ્રિય પુરૂષની ભાવના કરે છે તે, તેના પાપથી નિશ્ચે ઘોર નર્કમાં જાય છે. તેથીજ મનુ મહારાજે શુદ્ર કમલાકરમાં કહ્યું છે કે સ્ત્રીઓએ પોતાનો પતિ મરી ગયે સતે કામને તો તેના બધાં ડાળાં પાંખડાં સાથે જ બાળી નાંખવો અને પરપુરૂષનું તો નામ સુદ્ધાં લેવું નહીં અને મરણ પર્યંત ક્ષાંત અને સંયમી તથા બ્રહ્મચારિણી થઇને રહેવું. વળી યમે પણ એજ ગ્રંથમાં કહ્યું છે કે અડયાશી હજાર ઉર્ધ્વરેતા બ્રહ્મચારી એવા મુનિયો બ્રાહ્મણોના કુળની વૃદ્ધિ કરીને સ્વર્ગને પામતા હવા. જે સ્ત્રી પતિ મરી ગયે સતે બ્રહ્મચર્ય પળે છે તે પુત્ર વગરની હોય તો પણ બ્રહ્મચારીની પેઠે જ સ્વર્ગને પામે છે. આમાં જે નિકટના પુરૂષોના સ્પર્શમાં દોષ નથી એમ કહ્યું છે તે, સ્ત્રીઓના રક્ષણના હેતુ પરત્વે કહ્યું છે એમ જાણવું. પરાશર પણ કહે છે કે સ્ત્રીઓની ચેષ્ટા, ચારિત્ર્ય તથા ચિત્તને દેવો પણ જાણી શકતા નથી તો પછી આ મૃત્યુલોકના, કામથી હણાયેલા ચિત્તવાળા મનુષ્યો તો કેવી રીતેજ જાણી શકે ? માટે એ સ્ત્રીઓની સર્વ ઉપાયો વડે સદાય સસરાએ, દિયરોએ તથા પિતા ભાઇઓ વગેરેએ રક્ષા કરવી. પુરૂષોએ પોતેજ રાતે કે દહાડે સ્ત્રીઓને સ્વતંત્ર કરવી નહીં; નહીં તો તે સ્વતંત્ર હોય તો વિષયમાંજ સજ્જ થાય છે, એમ મનુસ્મૃતિમાં કહ્યું છે.

પોતાના સંબંધીઓનો પણ અવશ્યના કાર્ય વિના સ્પર્શ ન કરવો એનું કારણ એ કે આપત્કાળમાં નિર્વાહ કરવાનું આવે ત્યારે એ છુટ મુકી છે. અવશ્ય હોય અને બીજું કાંઇ બને તેમ ન હોય તો સ્પર્શમાં તથા બોલવામાં દોષ નથી. મતલબ કે પોતાના શરીરનું તથા સ્વધર્મનું રક્ષણ થાય તેમ વર્તવું. આમાં બે નિષેધ વાકયો છે. ૧૬૪.

**स्तनंधयस्य नुःस्पर्शे न दोषोस्ति पशोरिव।**
**आवश्यके च वृद्धस्य स्पर्शे तेन च भाषणे ॥१६५॥**

એ વિધવા સ્ત્રીઓને ધાવણા બાળકોને અડવાનો દોષ નથી; જેમકે પશુને અડવાથી દોષ હોય તેમ. તેજ રીતે અવશ્યના પ્રસંગે વૃદ્ધ પુરૂષને પણ અડવાનો કે તેની સાથે બોલવામાં દોષ નથી. ૧૬૫.

સ્તનંધય એટલે જે બાળક ધાવતું હોય એવા બાળકને એટલે જે મનુષ્ય નરજાતિનો હોય પણ બાળ અવસ્થામાં હોય તેના સ્પર્શમાં દોષ

નથી તેની પેઠે. કારણ કે અજ્ઞાનાવસ્થા સમાન છે. કેમકે કહ્યું છે કે અવસ્યના આર્યમાં વૃદ્ધને ચાલીશ વર્ષ થયાં હોય ત્યારે કળિયુગમાં તે પુરૂષની જીર્ણાવસ્થાજ જણાય છે. એટલે એવા પુરૂષનો સ્પર્શ કરવામાં કે તેની સાથે ભાષણ કરવામાં દોષ નથી એમ જાણવું. વિધવા સ્ત્રીઓને પુરૂષનો સ્પર્શ થવાથી કામવિકાર થાય છે અને તેથી લોકાપવાદનો ભય આવે તેથી તે સ્પર્શનો નિષેધ કરેલો છે પણ તે કામવિકાર બાળક અને વૃદ્ધના સ્પર્શથી થતો નથી એમ જણાય છે. શ્લોકમાં ચકાર છે માટે વિધવા સ્ત્રીઓએ પુરૂષની સાથે માર્ગમાં પણ સાથે ચાલવું નહીં. સ્કંદપુરાણમાં પણ કહ્યું છે કે સર્વ વિકાર માત્ર યૌવનને આશરીને છે અને કામમાંથી ઉત્પન્ન થાય છે માટે સ્ત્રીઓ તેમજ તેમજ પુરૂષોએ એ નિયમોનું પાલન કરવું. આમાં ત્રણ વિધિવાક્યો છે. ૧૬૫.

**विद्याऽनासन्न संबंधात्ताभिः पाठ्या न कर्हिचित् ।**
**व्रतोपवासैः कर्तव्यो मुहुर्देहदम स्तथा ॥ १६६ ॥**

તે વિધવા સ્ત્રીઓએ પોતાના સમીપના સંબંધી વિનાના એવા પુરૂષો પાસેથી કયારેય વિદ્યા ભણવી નહીં અને વ્રત તથા ઉપવાસવડે દેહનું વારંવાર દમન કરવું. ૧૬૬

અનાસન્ન સંબંધાત્ એટલે જે નિકટના સગા ન હોય તેમની પાસેથી. વિદ્યા. ન પાઠ્ય એટલે ન ભણવી કેમકે તેમના પ્રસંગનું પરિણામ ખરાબ આવે છે. જો એ વિધવા સ્ત્રીઓની ઇચ્છા ભગવાનના ગુણની કથા કરવાની હોય તો તેમને પોતાના પિતા, ભાઈ અગર સગાંની સમીપેજ અભ્યાસ કરવો પરન્તુ બીજાની પાસે નહીં એમ કહેવાનું તાત્પર્ય છે. વળી તે વિધવા સ્ત્રીઓએ વ્રત વગેરે એટલે એકાદશી આદિક જે નિત્યના ઉપવાસ અને ધારણાં પારણાં આદિ જે નૈમિત્તિક ઉપવાસ તથા કયારેક અજાણતાં પુરૂષનો સ્પર્શ વગેરે દોષ થાય તેના પ્રાયશ્ચિત્ત માટે ઉપવાસ વગેરેથી વારે વારે દેહનું દમન કરવું. તે માટે નિર્ણયસિંધુમાં મદનરત્નમાં તથા સ્કંદરાણમાં કહ્યું છે કે જે વિધવા સ્ત્રી અંબોડો વાળે છે તેનો પતિ નર્કમાં પડે છે તથા તેણે શિરનું મુંડન કરાવવું અથવા તો છુટા વાળની જટા રાખવી. વિધવાએ સદાય એક વખત જમવું અને આપત્તિ વિના ખાટલામાં સુવું નહીં તથા તેણે મહિનાના ઉપવાસ પણ કરવા તેમજ ચાંદ્રાયણ પણ કરવું. જે વિધવા પલંગ ઉપર સુએ છે તે

પતિને નર્કમાં નાંખે છે તથા વિધવા સ્ત્રીએ ક્યારેય શરીરે તેલમર્દન વગેરે ન કરવું. તેણે વળી ક્યારેય સુગંધી દ્રવ્યનો ઉપયોગ ન કરવો તથા પ્રાણ જાય તો પણ આખલા જોડેલા વાહનમાં બેસવું નહીં, તેણે કાંછળી પહેરેલી રાખવી અને કદિ પણ વિચિત્ર વેશ ધારણ કરવો નહીં અને વૈશાખ, કાર્તિક તથા માઘ માસમાં વિશેષ નિયમો ધારવા તથા ચોમાસામાં અને અધિક મહિનામાં વિશેષ નિયમો ધારવા. નારદપુરાણમાં વિધવા સ્ત્રી જો એકાદશી ન કરે તો પાપ લાગ્યાનું કહેલું છે. જે વિધવા સ્ત્રી એકાદશી કરતી નથી તે અંધતામિસ્ર નામે નર્કમાં પડે છે. જે સ્ત્રી વિધવા થઇને એકાદશીના દહાડે જમે છે તેનુ પુણ્ય નાશ પામે છે તથા તેને દરરોજ બ્રહ્મહત્યા લાગે છે એમ કાત્યાયને પણ કહેલું છે. આમાં એક નિષેધવાકય તથા એક વિધિવાકય અને એક પેટાવાકય મળી ત્રણ છે ૧૬૬.

धनं च धर्मकार्येपिस्वनिर्वाहोपयोगियत् ।

देयं ताभिर्नतत्क्वापि देयंचेदधिकंतदा ॥ १६७

એ વિધવા સ્ત્રીઓએ પોતાના નિર્વાહને ઉપયોગી એટલે પોતાના દેહના નિર્વાહ માત્રનું સાધન જે ધન, પૈસો વગેરે તે ધર્મ સંબંધી કાર્ય માટે પણ ક્યારેય ન આપવું કારણ કે એનું દાન કરવાથી પોતાના નિર્વાહને માટે બીજાઓની સેવા વગેરે કરવું પડે અને તેથી સ્વધર્મનો નાશ અવશ્ય થવાનો સંભવ છે. એટલે વિધવાઓએ ધર્મના કામમાં સર્વ પ્રકારે ધન ન આપવું ? એમ શંકા કરીને જે અધિક એવો શબ્દ મુકયો છે. જો પોતાના નિર્વાહ પુરતા કરતાં અધિક ધન હોય તો તે ધર્મના કામ માટે આપવું; નહીં તો પૈસો પ્રાપ્ત કરવામાં રહેલી શઠતાને લીધે અધર્મ થવાની આપત્તિ આવે છે. વિદુરે કહ્યું છે કે હે રાજન્! ખરેખર ત્રણ જણ ધન વિનાના ગણાય છે. એક તો સ્ત્રી, દાસ તથા પુત્ર. તે, જેને પ્રાપ્ત થાય છે તેનું ધન છે. સ્ત્રીઓનું ધન શી રીતે એવી શંકા કરવામાં આવે તો ન કરવી કારણ કે સ્ત્રીઓએ મેળવેલા ધનનું રક્ષણ કરવું એટલોજ અધિકાર તેના ધણીનો છે પણ તેનું ખર્ચ કરવાનો તેને અધિકાર નથી. સ્મૃતિમાં પણ કહ્યું છે કે ધર્મકાર્યમાં પણ પુરૂષોએ સ્ત્રીનું ધન ક્યારેય ન લેવું અને પતિના મરણ પછી સ્ત્રી તો તેજ રક્ષણ કરનારી છે. સ્ત્રીધન ૭ પ્રકારનું કહેલુ છે. અધ્યગ્નિ, અધ્યાવહનિક, પ્રીતિથી આપેલું તથા ભાઈ, માતા અને પતિ પાસેથી પ્રાપ્ત થયેલું એ ૭ પ્રકારે મળેલા ધનને સ્ત્રીધન કહે છે. અગ્નિની સાક્ષ્યથી મળેલા ધનને સતપુરૂષો

આધ્યમ સ્ત્રીધન કહે છે; પિતાના ઘરથી આવતાં સ્ત્રીને જે ફરીથી મળે તે આધ્યાવનિક નામનું સ્ત્રી ધન કહેલું છે. સાસુ અગર સસરાએ પ્રીતિથી જે કાંઇ આપ્યું હોય અથવા પગે લાગણામાં જે કાંઈ મળે તેને પ્રીતિમાં મળેલું ધન કહે છે. તે સ્ત્રીધન બીજાં સગાં સંબંધીથી લેવાય નહીં એમ યાજ્ઞવલ્કયે કહેલું છે. જે ભાઇઓ પોતાની જીવતી બ્હેનના ધનનું હરણ કરે છે તેમને રાજાએ ચોરના જેટલી શિક્ષા કરવી. પતિ જીવતાં જે ઘરેણાં સ્ત્રીઓને ચડે તેનો ભાગ પડે નહીં; તે વહેંચી લેનાર નર્કમાં પડે છે. આમાં એક નિષેધવાકય અને એક વિધિવાકય મળી બે છે. ૧૬૭

**कार्यश्च सकृदाहारस्ताभिः स्वापस्तु भूतले ।**
**मैथुनासक्तयोर्वीक्षा क्वापि कार्यानदेहिनोः ॥ १६८ ॥**

એ વિધવા સ્ત્રીઓએ દિવસમાં એકજવાર જમવું; અને જમીન ઉપર સૂઈ જવું તથા મૈથુનમાં આસક્ત એવાં મનુષ્યોને કયારેય બુદ્ધિપૂર્વક જોવાં નહીં. ૧૬૮

એ વિધવા સ્ત્રીઓએ એક વાર ભોજન કરવું તેમાં વ્રત તથા ઉપવાસના દિવસે તો ભોજન લેવાનું નહીં. સ્વાપ એટલે નિદ્રા. સ્પર્શ કરવા છતાં જેથી કાંઈ જ્ઞાન ન રહે તે નિંદ્રા. ભૂવસ્તલ એટલે જમીનનું તળ ઉપર સુવું પણ પલંગમાં સુવું નહીં. સ્કંદપુરાણના વિધવા ધર્મમાં કહેલું છે કે સમગ્ર ભોગને તજી દેવા, દિવસમાં એકવાર જમવું, દિવસે શયન કરવું નહીં અને આપત્તિ વિના ખાટલામાં સુવું નહીં. આગળ કહે છે કે મૈથુન એટલે વિષયમાં આસક્ત એવાં મનુષ્યોને ક્યારે પણ બુદ્ધિપૂર્વક જોવાં નહીં કેમકે તેમને જોવાથી તત્કાળ મનનો ક્ષોભ થાય છે અને તેથી બ્રહ્મચર્યનો ભંગ થવાનો સમય આવે તે વિષે સ્કંદપુરાણના વિધવા ધર્મમાં કહેલું છે કે મૈથુન કરતાં એવાં પશુઓને પણ બુદ્ધિપૂર્વક કદિ જોવાં નહીં આમાં બે વિધિવાકયો અને એક નિષેધવાકય મળી ત્રણ છે. ૧૬૮

**वेषो नधार्यस्ताभिश्च सुवासिन्याः स्त्रियास्तथा ।**
**न्यासिन्या वीतरागाया विकृतश्च न कर्हिचित् ॥ १६९ ॥**

એ વિધવા સ્ત્રીઓએ સધવા સ્ત્રીઓના જેવો વેશ ધારણ કરવો નહીં તથા સંન્યાસીની અને વીતરાગી જેવો અથવા પોતાના દેશકુળથી વિચિત્ર વેશ કયારેય ધારણ કરવો નહીં ૧૬૯

એ વિધવાઓએ સુવાસની સ્ત્રીઓના જેવો વેષ ધારણ ન કરવો ન્યાસિન્યાઃ એટલે સંન્યાસીનાં જેવાં ભગવાં વસ્ત્ર પહેરીને લોકોને ઠગવા માટે ભટકતી એવી સ્ત્રીઓના જેવો વેષ ધારણ કરવો નહીં. વીતરાગાઃ એટલે ગયો છે રાગ જેમાંથી એવા જે રામના ભક્ત પુરૂષો તેમના જેવો વેષ ધારણ કરીને ભટકતી એવી સ્ત્રીઓના જેવો વેષ ધારણ ન કરવો તથા પોતાના દેશ અને કુળના આચારથી વિરૂદ્ધ એવો વેશ પણ ધારણ ન કરવો. આ બાબતનાં પ્રમાણ વાકયો અગાઉ જણાવેલી સ્મૃતિમાંથી જાણી લેવાં. આમાં ચાર નિષેધવાકયો છે. ૧૬૯

**संगो न गर्भपातिन्याः स्पर्शः कार्यश्च योषितः ।**
**शृंगार वार्ता न नृणां कार्याः श्रव्यान वै क्वचित् ॥१७०॥**

ગર્ભપાત કરનારી એવી સ્ત્રીઓનો સંગ કયારેય ન કરવો તથા પુરૂષોની શૃંગાર વાતો કયારેય કરવી નહીં તથા સાંભળવી નહીં. ૧૭૦

ગભપાતિન્યાઃ એટલે ઔષધી વગેરેથી ગર્ભપાત કરાવે એવી સ્ત્રીઓનો સંગ અગર સ્પર્શ કયારેય કરવો નહીં. તેમનો સંગ કરવાથી વ્યભિચાર અને સ્પર્શ કરવાથી સંસર્ગનું પાપ લાગે છે. શૃંગનું જેમાં ખાસ પ્રધાનપણું હોય તે શૃંગાર. તે બે પ્રકારના છે. સંયોગ અને વિપ્રલંભ. એ પ્રમાણે પુરૂષોના શૃંગાર સંબંધી વાત સ્ત્રીઓની આગળ ન કરવી. તથા તે સાંભળવી પણ નહીં. કેમકે તેની વાત કરવાથી અગર સાંભળવાથી પણ મનનો ક્ષોભ થાય છે અને તેથી બ્રહ્મચર્યનો ભંગ થવા જાય છે. આમાં આગળ જણાવેલી શંખસ્મૃતિજ પ્રમાણ રૂપ છે. આ શ્લોકમાં ચારે નિષેધવાકયો છે. ૧૭૦

**निजसंबंधरथि तारुण्ये तरुणैर्नरैः ।**
**सार्कं रहसि नस्थेयं ताभिरापद्मंतरा ॥ १७१ ॥**

તે વિધવા સ્ત્રીઓએ તરૂણાવસ્થામાં. પોતાના સંબંધી હોય તોપણ યુવાન પુરૂષોની સાથે એકાંતમાં આપત્તિકાળવિના રહેવું નહીં. ૧૭૧

તારૂણ્યે એટલે યુવાન અવસ્થા હોય ત્યારે. યુવાન્ અવસ્થાવાળા પોતાના સંબંધીજનો—પોતાનો પિતા, ભાઇઓ વગેરેની પાસે પણ એકાંતમાં આપત્તિવિના ન રહેવું. પવનથી જેમ અગ્નિને જીતી શકાતો નથી. તેમ તરૂણ અવસ્થામાં સાધનોથી પણ ન નિવારી શકાય તેવો કામ જીતી

શકાતો નથી. તેથી કરીને માતાએ પોતાના પુત્રની સાથે પણ યુવાન અવસ્થામાં એકાંતમાં ઉભા રહેવું નહીં એમ જૈમિની સત્ય કહે છે. એવું સ્મૃતિમાં કહ્યું છે. આમાં એક નિષેધવાક્ય છે. ૧૭૧.

नहोलाखेलनं कार्यं न भूषादेश्च धारणम् ।
न धातु सूत्रयुक्सूक्ष्म वस्त्रादेरपि कर्हिचित् ॥ १७२ ॥

તે વિધવા સ્ત્રીઓએ હોળી રમવી નહીં, ઘરેણાં વગેરે ધારણ કરવાં નહીં તથા ધાતુના તારવાળું હોય તોપણ તેવું ઝીણું વસ્ત્ર ક્યારેય પહેરવું નહીં. ૧૭૨

એ વિધવા સ્ત્રીઓએ હોળીકા નિમિત્તની રમત. જે પરસ્પર રંગ ગુલાલ નાખવાં તે ન કરવું, તથા સુવર્ણના અલંકાર અને આદિ શબ્દ છે માટે કુંકુંમ કાજળ આદિ જે સૌભાગ્યના ચિન્હો તે વગેરે ધારણ ન કરવાં એ બધાં ક્યારેય ન કરવાં એમ સંબંધ સમજવો. ધાતુ એટલે સોનું વગેરે. ધાતુ શબ્દ પાંચ ધાતુઓના, શરીરના રસના, પૃથ્વી આદિના, સ્વભાવના, અને પ્રકૃતિના અર્થમાં પણ વપરાય છે, એમ ધનંજય કોષમાં છે. તથા ધાતુના જે તાર તેથી યુક્ત જે ઝીણું વસ્ત્ર તથા કપાસનું અથવા રેશમનું વસ્ત્ર તથા શંખનાં વલય આદિને ધારણ કરવાં નહીં; કારણ કે એ બધાં ચિન્હો સધવા સ્ત્રીઓને ધારણ કરવાનાં છે. તેનું પ્રમાણ આગળ આપેલું છે. આમાં ત્રણ નિષેધ વાક્યો છે. ૧૭૨

सधवा विधवाभिश्च नस्नातव्यं निरंबरम् ।
स्वरजोदर्शनं स्त्रीभि र्गोपनीयं न सर्वथा ॥ १७३ ॥

સધવા તેમજ વિધવા સ્ત્રીઓએ વસ્ત્ર વિના નગ્ન થઇને નહાવું નહીં તથા સ્ત્રીઓએ કોઇ પણ રીતે પોતાનું રજોદર્શન છુપાવવું નહીં ૧૭૩

હવે સધવા તેમજ વિધવા એ બન્ને પ્રકારની સ્ત્રીઓના સાધારણ ધર્મોને કહેછે. સધવાના ધર્મ એ શ્લોકથી કહેછે. સધવા એટલે પતિવાળી અને વિધવા એટલે પતિવિનાની સ્ત્રીઓએ વસ્ત્ર વિના કદિય સ્નાન ન કરવું. કારણ કે તેથી વરૂણદેવની મશ્કરી થવાનો સંભવછે એનું તાત્પર્ય છે.ભગવાનેજ ગોપીઓને કહેલું છેકે તમે વસ્ત્ર વિનાની થઇને વ્રત લઇને નદીમાં સ્નાન કરવા પડીછો તેથી દેવની મશ્કરી થાય છે તેજ ન્યાય. પુરૂષને પણ લાગુ

પડે છે માટે પુરૂષોએ પણ નગ્ન થઇને સ્નાન ન કરવું. સુવ્રતે પણ કહેલું છે કે નગ્ન થઇને સ્નાન કરવું તેમજ નગ્ન થઇને સૂઇજવું એ બન્ને મનુષ્યોમાટે નિંદિત કહેલાં છે. વસિષ્ટસ્મૃતિમાં પણ કહ્યું છે કે ગધેડાની અને ઊંટની ઉપર સ્વારી કરવી નહીં તથા દિવસે સ્ત્રીના પાસે જવું નહીં તથા સ્નાન નગ્ન થઇને કરવું નહીં એમ વસિષ્ઠ સ્મૃતિમાં કહ્યું છે. શંખ સ્મૃતિમાં કહ્યું છે કે દિવસે મૈથુન કરે તો તથા જળમાં નગ્ન થઇને સ્નાન કરે અને પરસ્ત્રીને નાગી દેખે તો એક દિવસ ઉપવાસ કરવો. વળી સર્વે સ્ત્રીઓએ ઇંદ્રની બ્રહ્મહત્યાના ચોથા ભાગનું પાપ લીધું છે તે સ્ત્રીઓને રજોદર્શન રૂપે દર માસે દેખાય છે તે કદિ પણ ગુપ્ત રાખવું નહીં. તે આવે ત્યારે ઘરના કામમાં ભળવું નહીં. તેમજ રજોદર્શનવાળી સ્ત્રીના સંસર્ગથી બીજાઓને પણ બ્રહ્મહત્યાનો અંશ લાગે છે. શ્રી ભાગવત્‌માં કહ્યુ છે કે સ્ત્રીઓ હમેશાં કામપરાયણ હોય છે તેથી તેમણે પાપનો ચોથો ભાગ ગ્રહણ કર્યો અને તે ચોથો ભાગ રજરૂપે દરમાસે દેખાયછે. તેથી રજોદર્શન વખતે ઘરમાં વાસણ વગેરેનો સ્પર્શ કરવાથી થતા દોષથી મોટી આપત્તિ આવે તે લોકમાં તથા શાસ્ત્રમાં પ્રસિદ્ધ એવી રૂષિપંચમીની કથામાથી જોઇ લેવું. આમાં બે નિષેધ વાકયો અને બે પેટાવાકયો મળી ૨૨ છે. ૧૭૩.

**मनुष्यंचांशुकादीनि नारीकापि रजस्वला**
**दिनत्रयं स्पृशेन्नैव स्नात्वा तुर्येऽह्नि सा स्पृशेत् १७४॥**

રજસ્વળા સ્ત્રીએ ત્રણ દિવસ સુધી મનુષ્યને કે કપડાંને કયારે અડવું નહીં પણ ચોથે દહાડે નાહીને અડવું. ૧૭૪

જેને રજોદર્શન થયું હોય તે રજસ્વળા સ્ત્રી ગણાય. તેણે મનુષ્ય જાતિ માત્રનો સ્પર્શ ન કરવો. પશુઓને અડવામાં દોષ નથી. પરન્તુ અંશુક એટલે વસ્ત્રો તથા માટીનાં વાસણો વગેરેને કયારેય અડવું નહીં. શ્લોકમાં ત્રણ દિવસ કહ્યા છે તેણે કરીને ત્રણ રાત્રી દિવસ લેવા. જેમ શબને અડવાથી રાત દહાડો શૌચ પાળવું પડે છે તે પ્રમાણે આમાં પણ અહોરાત્રી ત્રણ સમજવાં. તેણે જાણી જોઇને કોઇનો સ્પર્શ ન કરવો–તે રજસ્વળાં સ્ત્રીએ ચોથે દિવસે સ્નાન કરીને પોતાને અડેલાં વસ્ત્રોને ધોઈ નાંખીને પછી મસ્તક સુદ્ધાં સ્નાન કરીને ઘરમાં અડવું. રજસ્વળા સ્ત્રી પહેલા દિવસે ચંડાળી, બીજે દિવસે બ્રહ્મહત્યારી અને ત્રીજે દિવસે ધોબણ સમાન છે અને ચોથા દિવસે તે શુદ્ધ થાય છે એમ ભવિષ્યોત્તર પુરાણમાં કહેલું છે. રજસ્વળાના ધર્મો વિષ્ણુધર્મોત્તરમાં કહેલા છે. રજસ્વળાએ ત્રણ

દિવસ સુધી દૂધ બીનો આહાર, પુષ્પ તથા ઘરેણાંનું ધારણ, અંજન, કુંકુમ, સુગંધી, પલંગ ઉપર શયન કરવાનું અને અગ્નિનો સ્પર્શ કરવાનો ત્યાગ કરવો. દક્ષે પણ કહેલું છે કે રજસ્વળાએ તેલમર્દન, મુસાફરી, દંતધાવન, સ્નાન તથા મુખવાસનો અને દિવસે સુવાનો ત્યાગ કરવો. આમાં આટલું વિશેષ સમજવું. જો રજોદર્શન રાત્રે થાય તો રાત્રીના ત્રણ ભાગ કરીને, જો પહેલા બે ભાગમાં રજોદર્શન હોયતો તેને આગલા દિવસનું ગણવું અને જો ત્રીજા ભાગમાં હોયતો બીજા દિવસનું ગણવું. વળી કોઇ કોઇ સ્મૃતિનો મત એવો પણ છે કે જો રજોદર્શન અડધી રાત્રી પહેલાં અથવા તો સૂર્ય ઉગ્યા પહેલાં થાયતો આગલા દિવસને ગણત્રીમાં લેવો એ વિષે દેશદેશના આચાર પ્રમાણે વ્યવસ્થા લેવી એમ નિર્ણયસિંધુમાં કહેલું છે. સત્તર દિવસમાંજ ફરી રજોદર્શન થાયતો માત્ર સ્નાન કરી લેવું. અઢાર દિવસે ફરી રજોદર્શન થાયતો તે એક રાત્રી પાળવું અને ઓગણીશ દિવસે ફરી રજોદર્શન આવેતો બે દિવસ પાળવું અને વિશ દિવસે અને તે પછી થાય તો તેમાં ત્રણે દિવસ પાળવા. હવે જો રજસ્વળા સ્ત્રી બીજી રજસ્વળા સ્ત્રીનો અજાણતાં સ્પર્શ કરે તો તેણે સ્નાન કરવું અને જાણીને કરેતો ઉપવાસ કરવો અને પંચગવ્ય પીવું એમ પણ તેજ ગ્રંથમાં કહેલું છે. પરાશર સ્મૃતિમાં કહ્યું છે કે જો રજસ્વળા સ્ત્રી, બ્રાહ્મણ અગર ક્ષત્રિય રજસ્વળા સ્ત્રીને અડકે તો અનુક્રમે અર્દ્ધકૃચ્છ્ર વ્રત કરે અને તેથી અડધવ્રત કરે. બીજી વર્ણની સ્ત્રીને કે પુરૂષને જો રજસ્વળા અડકે તો તેણે વસ્ત્રસાથે સ્નાન કરવું એમ ગૌતમે કહેલું છે. પતિત, ચંડાળ, સુવાવડી, રજસ્વળા, શબ અગર શબને અડેલાનો સ્પર્શ, હજામત કરાવી હોયતો, મૈથુન, દુર્ગંધ વાળા ધુમાડાને ગંધ આવે ત્યારે વસ્ત્રે સહિત સ્નાન કરવામાં શુદ્ધિ થાય છે. જો રજસ્વળાને સ્નાન કરવાના દિવસે તાવ આવે તો શું કરવું તેનેમાટે નિર્ણયસિંધુમાં ઉશનસ રૂષિયે કહેલું છે. તેમાં એવું પુછેલું છે કે રજસ્વળા સ્ત્રીનું શરીર જો તાવથી ભરાયેલું હોય તો તેનું શૌચ કેવીરીતે કરવું અને કેવા પ્રકારથી તેની શુદ્ધિ થાય ? ચોથે દિવસે બીજી સ્ત્રીઓએ તે રજસ્વળાને અડીને વસ્ત્રસાથે સ્નાન કરવું એમ દશબાર વાર અડીને સ્નાન કરી તથા વારે વારે આચમન કરીને પછી તે અડેલાં વસ્ત્રોનો ત્યાગ કરવાથી શુદ્ધિ થાય છે. આ પ્રમાણેની શુદ્ધિ બધી જાતના રોગીઓને માટે કહેલી છે એમ પરાશરે કહ્યું છે. હવે રજોદર્શન પછીના ત્રણ મહિનામાં જો વ્રત કે ઉપવાસના દિવસો આવે તો શું કરવું એ પણ મત્સ્યપુરાણમાં મદન પારિજાતમાં કહેલું છે કે તેવી સ્થિતિમાં

પૂજાપાત્રી બીજાની પાસે કરાવવી અને ઉપવાસ તો રજસ્વળાએ પોતે કરવો. આપત્કાળના સમ્બંધમાં પરાશર મુનિયે કહેલું છે કે વિવાહ, ઉત્સવ, યજ્ઞ, દુકાળ, દેશમાં રાજબદલો હોય, નાસી જવાનું હોય, રણમાં તથા જંગલમાં ઉપવાસ કરવાથી શુદ્ધ થાય છે. આમાં બે નિષધ વાક્યો અને બે વિધિ વાક્યો મળી ચાર છે. ૧૭૪

**नैष्ठिक व्रतवंतो ये वर्णिनो मदुपाश्रयाः**
**तैः स्पृश्या नस्त्रियो भाष्या न नवीक्ष्या व्रताधिया ॥१७५॥**

મારા આશ્રિત એવા જે નૈષ્ઠિકવ્રતવાળા બ્રહ્મચારીઓ તેમણે જાણીને સ્ત્રીઓનો કદિય સ્પર્શ કરવો નહીં અને તેમની સાથે કદિ બોલવું નહીં.૧૭૫

બ્રહ્મચારિયોના વિશેષ ધર્મો તેર શ્લોક વડે કહેછે. મદુપાશ્રયા એટલે મારા શિષ્યો કેવા તો જેમનું નૈષ્ઠિક વ્રત મરણ પર્યંત રહેનારૂં છે એવા નૈષ્ઠિક વ્રતવાળા એટલે જીતવાં સુધી ઉર્ધ્વરેતા રહેનારા વર્ણિન શબ્દની વ્યાખ્યા કરતાં કહે છે કે જેમનો વર્ણ વખાણુવા યોગ્ય છે એવા એ બ્રહ્મચારિઓ. આ સંબંધમાં મલ્લિનાથે કહ્યું છે કે આઠ પ્રકારના મૈથુનનો ત્યાગ કરવાથી જે યશ થાય તેનું નામ વર્ણ અથવા પ્રશસ્તિ અને તે વર્ણવાળા. એ આઠ પ્રકારનાં મૈથુનનું વર્ણન આ પ્રમાણે છે. સ્ત્રીની વાત સાંભળવી, તેની વાત કરવી, વિષય સંભોગ, સ્ત્રીને જાવી, છાની વાત કરવી, સંકલ્પ, અધ્યવસાવ અને ક્રિયાથી નિવૃત્તિ. તે આઠને ડાહ્યાપુરૂષો મૈથુનનાં અંગ કહે છે. તેથી વિપરિત આઠ લક્ષણને બ્રહ્મચર્ય કહે છે. તે બ્રહ્મચારીઓએ સ્ત્રીઓને બુદ્ધિપૂર્વક અડકવું નહીં તેમજ જાણી જોઈને તેમની સાથે ભાષણ પણ કરવું નહીં. શ્રીમદ્‌ભાગવતમાં પણ કહ્યું છે કે સ્ત્રીઓને જોવી, તેમનો સ્પર્શ કરવો, વાર્તાલાપ કરવો, તથા તેમની સાથે રમત કરવી અને મનુષ્યો મૈથુન કરેલા જોવાનું ગૃહસ્થે મુખ્યત્વે કરીને ત્યાગ કરવું. આમાં સ્ત્રી માત્રનો સ્પર્શ કરવાનો નિષેધ કરેલો છે એથી, માતા તથા ગુરૂપત્નીનો બ્રહ્મચારીઓને દોષ લાગતો નથી. એ સ્મૃતિ સાથે તેનો વરોધ આવે છે એમ શંકા કરવામાં આવે તો તેના નિરસનમાં કહ્યું છે કે એ સ્પર્શ તો ઉપકુર્વાણકના સંબંધમાં છે. મતલબ કે પોતાની માતા મરણ પામી હોય અને પાસે બીજો ભાઈ ન હોય તો બ્રહ્મચારીથી તેને અગ્નિદાહ કરી શકાય અને તેમાં દોષ લાગે નહીં એનો એ વિષય છે. હવે ત્રિંશત્‌શ્લોકીદિકામાં દેવળે કહ્યું છે કે બ્રહ્મચારીએ કોઇનું શબ ઉચકવું

વગેરે ક્રિયા કરવી નહીં અને જો સ્નેહથી તે કામનું પણ શબ ઉચકે તો તેને ફરી સંસ્કાર કરવો ઘટે છે. એ બાધ પિતા વિના બીજા કોઈના શબને માટે છે, એમ નિર્ણયસિંધુમાં કહેલું છે. મનુએ પણ કહ્યું છે કે આચાર્ય, ઉપાધ્યાય, માતા, પિતા, ગુરૂ એટલાનું મરણ થયે સતે વ્રતવાળો પુરૂષ જો તેમનું શબ ઉપાડે તોપણ તે વ્રતથી પડતો નથી. વળી કાળાદર્શમાં પણ કહ્યું છે કે માતા, પિતા, ઉપાધ્યાય, આચાર્ય અને માતાના પિતાની ઉત્તર ક્રિયા કરવાથી વ્રતવાળા પુરૂષનું વ્રત નાશ પામતું નથી. બીજા પ્રયોગોએ તો પોતાના ગુરૂની સ્ત્રીને અભિવંદન કરતાં પણ તેના ચરણનો સ્પર્શ કરવાનો નિષેધ છે તોપછી બીજી સ્ત્રીઓના સ્પર્શનું તો શું કહેવું? વળી સ્કંદપુરાણમાં કાશીખંડના સાડત્રીસમા અધ્યાયમાં પણ કહ્યુ છે કે ગુરૂની સ્ત્રીનાં ચરણને અડીને બ્રહ્મચારીઓએ અભિવંદન કરવું નહી કારણ કે સ્ત્રીઓના સ્વભાવ ચંચળ છે તેથી પુરૂષોને તેમાં દોષ થવાનુ માનેલું છે. ડાહ્યા મનુષ્યો સ્ત્રીઓના સંબંધમાં કદિ પ્રમાદ કરતા નથી કેમકે વિદ્વાન અગર અવિદ્વાનને પળમાંજ તે નીચે પાડી દે છે. સ્ત્રીઓને ધારીને જોવાથી પુરાણમાં પ્રસિદ્ધ એવી—અંબરિષ રાજાની કુંવરીને માત્ર હાથને જોઈનેજ કામથી વ્યાકુળ થયેલા નારદ અને પર્વત એવા બ્રહ્મચારીયોને માંકડાંનાં મ્હો થયાં હતાં એવી મહાન્ આપત્તિ આવે છે એમ જાણવું. આમાં ત્રણે નિષેધવાકયો છે. ૧૭૫

**तासां वार्ता न कर्तव्या न श्रव्याश्च कदाचन।**
**तत्पादचार स्थानेषु न च स्नानादिकाः क्रिया ॥ १७६ ॥**

બ્રહ્મચારીઓએ સ્ત્રીઓની વાત ન કરવી તેમજ તે કદિ સાંભળવી પણ નહીં અને જ્યાં તેમના પગનો સંચાર હોય તેવાં સ્થાનોમાં સ્નાનાદિક ક્રિયા પણ ન કરવી ૧૭૬

કદાચન એટલે કયારેય પણ તે સ્ત્રીઓની વાર્તા—તેના ગુણના વર્ણનવાળી ન કરવી. નારદે કહેલું છે કે ગૃહસ્થ ન થયો હોય એવા અને મોટા વ્રતવાળાએ સ્ત્રી સંબંધી વાર્તાનો ત્યાગ કરવો. કેમકે ઈંદ્રિયો બહુજ મદોન્મત્ત હોયછે. તે યતિના મનને હરી લે છે. તેમજ સ્ત્રીની વાત સાંભળવી પણ નહીં તે માટે મોક્ષ ધર્મમાં કહ્યું છે કે સ્ત્રીની કથા ન સાંભળવી. વાર્તા એ કામશાસ્ત્રનું ઉપલક્ષણ છે. મોક્ષધર્મમાંજ કહ્યુ છે કે આ લોકમા કામ એજ એક બંધન છે. બીજુ કોઈ બંધન નથી; જે, કામના બંધથી

મુક્ત થયો તે મોક્ષ પામે છે. જે માણસ કામને કેવળ કાઢી નાંખવાનું સમજે છે તે કામનાં દુઃખોને તરી જાય છે.

હવે સ્ત્રીઓનો જે સ્થાનમાં પગસંચાર હોય એટલે કે જ્યાં તે વારે વારે આવતી જતી હોય તેવા સ્થાનમાં બ્રહ્મચારીઓએ સ્નાન વગેરે કરવા જવું નહીં. આમાં જે સ્નાનાદિમાં આદિ શબ્દ છે તેથી મળમૂત્રનો ત્યાગ કરવાને પણ ન જવું એવો અર્થ છે. તેવાં સ્થાનમાં સ્ત્રીનું સ્મરણ થવાથી, ત્યાં ન જવું અને સ્ત્રીનો પ્રસંગ ત્યજવો એવો આશય છે. આમાં ત્રણ નિષેધ વાક્યો છે. ૧૭૬

**देवता प्रतिमां हित्वा लेख्या काष्टादिजा ऽपिवा**
**नयोषित्प्रतिमा स्पृश्या नवीक्ष्या बुद्धिपूर्वकम् १७७**

તે બ્રહ્મચારીઓએ દેવતાની પ્રતિમા વિના સ્ત્રીઓની કાષ્ટની કે ચીતરેલી પ્રતિમાનો જાણી જોઇને સ્પર્શ ન કરવો. ૧૭૭

દેવતાની એટલે લક્ષ્મી આદિક દેવીઓની પ્રતિમા એટલે મૂર્તિ. પછી તે ચિતરેલી હોય કે કાષ્ટ અથવા ધાતુમાંથી કે પાષાણમાંથી બનાવેલી હોય તેને મુકીને બીજી કોઇ સ્ત્રીની પ્રતિમાનો બુદ્ધિપૂર્વક સ્પર્શ ન કરવો. નારદ પંચરાત્રમાં પણ કહ્યું છે કે સ્ત્રીની પ્રતિમા ચિત્રેલી હોય તોપણ આસક્તિથી તેને જોવી નહી શ્રીમદ્ ભાગવત્માં કહ્યું છેકે બ્રહ્મચારીએ કાષ્ટની સ્ત્રીની પ્રતિમાને પગવડે પણ સ્પર્શ ન કરવો. આમા ચાર નિષેધ વાક્યછે.૧૭૭

**नस्त्री प्रतिकृतिः कार्या नस्पृश्यं योषितां शुकम् ।**
**न वीक्ष्यं मैथुनपरं प्राणीमात्रं च तै र्द्धिया ॥ १७८ ॥**

સ્ત્રીની પ્રતિમા ચિતરવી નહીં તથા તેના વસ્ત્રનો સ્પર્શ ન કરવો તથા મૈથુનવાળાં પ્રાણીઓને જાણી જોઇને જોવાં નહીં ૧૭૮

એ બ્રહ્મચારીઓએ સ્ત્રીની મૂર્તિ કદિ ચિતરવી નહીં, એમાં પણ દેવતાની પ્રતિમા વિના એમ સમજી લેવું. તથા સ્ત્રીઓનું જે પહેરેલું વસ્ત્ર હોય તેનો બુદ્ધિપૂર્વક સ્પર્શ ન કરવો. આ જે વસ્ત્રનો નિષેધ કર્યો તે ધોયેલાનો ભીનાનો સૂકાયેલાનો અને નવાનો અને સ્ત્રીએ પહેરેલું હોય તે વિના બીજાંવસ્ત્રનો નિષેધ સમજવો. એમ ધર્મોપદેશમાંથી જાણી લેવું તથા મૈથુનપર એટલે જે મૈથુન ધર્મમાં આસક્ત એવાં પ્રાણીમાત્ર–પશુપક્ષી આદિ

તેમને પણ બુદ્ધિપૂર્વક આદરથી જોવાં નહીં. આ માટે ભાગવત્માં આગળ કહેલું છે આમાં ત્રણ નિષેધ વાક્યો છે. ૧૭૮

न स्पृश्यो नेक्षणीय श्च नारीवेषधरः पुमान् ।
न कार्यं स्त्रीः समुद्दिश्य भगवद्गुण कीर्तनम् ॥ १७९ ॥

તે બ્રહ્મચારીઓએ સ્ત્રીના વેષને ધરી રહેલો એવો જે પુરૂષ તેને સ્પર્શ ન કરવો તથા તેને જોવો નહીં તથા સ્ત્રીની આગળ ભગવાનના ગુણ કીર્તન પણ કરવાં નહીં. ૧૭૯.

સધવા વિધવા સ્ત્રીનો વેષ નાટકમાં પુરૂષો ધારણ કરે છે. એવા પુરૂષનો અથવા તેના જેવા બીજા પુરૂષનો સ્પર્શ ન કરવો તથા તેને જોવો નહીં; કારણ કે તેના દર્શનથી પણ સ્ત્રીભાવની સ્ફુર્તિ આવે છે એવો ભાવ છે. વળી સ્ત્રીઓને ઉદ્દેશીને એટલે દૂર ઉભેલી સ્ત્રીઓ સાંભળે એવા આશયથી પુરૂષોની આગળ પણ ભગવાનનાં ગુણ કીર્તન કરવાં નહીં. કારણ કે એવી રીતે કીર્તન કરવાથી મનમાં સ્ત્રીનું સ્મરણ થાય અને નૈષ્ઠિક વ્રતમાં દૂષણ આવે. આમાં ત્રણ નિષેધ વાક્યો છે. ૧૭૯

ब्रह्मचर्य व्रत त्यागि परवाक्यं गुरोरपि ।
तन्न मान्यं सदास्थेयं धीरैस्तुष्टैरमानिभिः ॥ १८० ॥

બ્રહ્મચર્ય વ્રતનો ત્યાગ થાય એવું જે ગુરૂનું વાક્ય તે પણ ન માનવું અને સદાય ધીર, સંતુષ્ટ અને નિર્માની થઈને રહેવું. ૧૮૦

આ આઠવાનાં વ્રતનો નાશ ન કરનારાં છે. પાણી, મૂળ, ફળ. દૂધ, હવિ, બ્રાહ્મણની ઇચ્છા પુરી કરવી અને ગુરૂનું વચન તથા ઔષધ. સ્મૃતિમાં કહ્યું છે કે ગુરૂની આજ્ઞા શિષ્યોએ સર્વ રીતે પાળવી. તે વાક્યના બળને લીધેજ કહ્યું છે કે બ્રહ્મચર્યનો ભંગ કરનારૂં એવું ગુરૂનું વાક્ય પણ ન માનવું.

બ્રહ્મચર્ય વ્રતનું લક્ષણ લિંગપુરાણમાં એવું કહેલું છે કે મન, વાણી, શરીર અને કર્મથી મૈથુનમાં પ્રવૃત્તિ ન કરવી તેને યતી એવા બ્રહ્મચારીઓનુ બ્રહ્મચર્ય કહેલુ છે. તેમાં વૈખાનસ અને વિદાર એવા બ્રહ્મચારીઓને માટે વિશેષ કહેલું છે કેમકે તેમનો ત્યાગ ઘણો ઉત્તમ છે. એ બ્રહ્મચર્યના ભંગવાળું પોતાના ગુરૂનું વચન પણ ન માનવું. બ્રહ્મવાક્ય એટલે સનકાદિકનું પણ એવો ભાવ છે. ગુરૂના વાક્યનું પાલન કરવાનો

બોધ આપનારી સ્મૃતિ આ વ્રત, ઉપવાસ વગેરેમાં તથા રોગ પ્રવાસ વગેરે આપત્તિમાં ભોજન કેમ કરવું તેના બોધ માટે છે તેથી તેનું બળ લઇને મોટા વ્રતનો ભંગ કરવો નહીં. તે માટે શ્રીમદ્ ભાગવતમાં કહેલું છે કે બ્રહ્માએ સનક, સનંદ, સનાતન અને સનત્કુમાર એ પોતાના પુત્રોને ઉત્પન્ન કરીને એ ઉર્દ્ધ્વરેતાઓને કહ્યું કે તમે પુત્રોને ઉત્પન્ન કરો પણ એ મોક્ષને ઇચ્છનારા અને વાસુદેવપરાયણ એવા મુનિઓએ પ્રજા ઉત્પન્ન કરવાની ઇચ્છા કરી નહીં. સ્કંદપુરાણમાં પણ કહ્યું છે કે તમે પ્રજાની ઉત્પત્તિ કરો એમ કહેતાં તેમણે કહ્યું કે નૈષ્ઠિક વ્રતવાળાએ એ ક્રોધ કર્યો અને માન્યુ નહીં. બ્રહ્મચર્ય એજ બ્રહ્મની પ્રાપ્તિમાં હેતુ જરૂર છે તેથી સઘળાં સાધનોમાં તે મુખ્ય છે. છાંદોગ્યમાં પણ સંભળાય છે કે બ્રહ્મચર્યથીજ બ્રહ્મલોકને પમાય છે ને બ્રહ્મચર્યથી પમાય છે. એવું જાણનાર તે બ્રહ્મલોકને પામે છે. મોક્ષ ધર્મમાં પણ કહ્યું છે કે આજે બ્રહ્મચર્ય કહેલું છે અને તે સર્વે ધર્મોથી મોટું છે. તેથી મોક્ષ મળે છે, સનત્સુજાતીયમાં પણ કહેલું છે કે એ બ્રહ્મ ઉતાવળાથી પમાય એમ નથી. બુદ્ધિને મનમાં લીન કરી નાંખીને બ્રહ્મચર્યથી બ્રહ્મલોક પમાય છે. ગીતામાં પણ કહ્યું છે કે જે બ્રહ્મલોકને ઇચ્છે છે તે બ્રહ્મચર્ય પાળે છે. આમાં જે બ્રહ્મચર્ય ત્યાગ શબ્દ કહ્યો તેમાં સ્ત્રીના અંગનો સંગ ખાસ કરીને કહ્યો છે કેમકે તેથી પાપ લાગે છે માટે તે કદિ કરવું નહીં. એ પાપનું મોટું પ્રાયશ્ચિત કહેલું છે. યાજ્ઞવલ્ક્યે જ કહ્યું છે કે જે બ્રહ્મચારી સ્ત્રીની પાસે જાય છે તે પાપી થાયછે. અને તે ગધેડાવાળો નૈઋત યજ્ઞ કરવાથી શુદ્ધ થાયછે.નૈરૂત એટલે નિરૃતિદેવતાનો. વસિષ્ઠે પણ કહ્યું છે કે જો બ્રહ્મચારી સ્ત્રીની પાસે જાય તો અમાવાસ્યાની રાત્રિ જંગલમાં કે ચોકડામાં તેણે ગધેડા ઉપર બેસવું. અથવા નૈરૂત યજ્ઞનું ચરૂ ખાવું. ગૌતમે પણ કહ્યું છે કે ઉભાવાળવાળું ચામડું પહેરીને અને લોઢાના પાત્રમાં સાત ઘેરથી ભિક્ષા માગવી અને તે વખતે પોતે જે પાપ કર્યું હોય તે કહેતા જવું. જો વૈશ્યસ્ત્રીની પાસે ગયો હોય તો એક વર્ષ સુધી તેમ કરવું, ક્ષત્રિયાણી હોય તો બે વર્ષ અને બ્રાહ્મણી હોય તો ત્રણ વર્ષ. આ બાબતમાં વસિષ્ઠ સ્મૃતિમાં કાંતો ગધેડે બેસવાનું અથવા તો નૈઋત યજ્ઞનો પ્રસાદ ખાવાનું એમ વિકલ્પે વ્યવસ્થા કહી છે. જેઓ રાજસ અને તામસ પ્રકૃતિના હોય તેમને ગધેડાવાળો યાગ કરવાનું અને સત્વ પ્રકૃતિવાળાઓને નૈઋતનો ચરૂ લેવાનું ડાહ્યા પુરૂષોએ કહ્યું છે. વસ્તુતાએ અહિંસા ધર્મનું મુખ્યપણું હોવાથી કળિયુગમાં

નૈઋતનું ચરૂ લેવું એ જ યોગ્ય છે. આનો વિસ્તાર મિતાક્ષરામાંથી જાણી લેવો. એ રીતે અવકીર્ણીઓને પ્રાયશ્ચિત્ત વધારે કહેલું હોવાથી પોતાના ગુરૂના વચનનું ઉલ્લંઘન થતું હોય તોપણ ચરમ ધાતુના નિગ્રહના લક્ષણ વાળા બ્રહ્મચર્ય વ્રતનું જ પાલન યોગ્ય છે એવો તેનો ભાવાર્થ છે. કૃત્ય-ચિંતામણીમાં ગોભિલસૂત્રમાં બ્રહ્મચારીઓને પણ એવોજ ઉપદેશ સમજવો. વળી કહ્યુંછે કે આચાર્યને અધીન થાઓ,નહીં તો અધર્મનું આચરણ થશે. ક્રોધ અને અનૃતને ત્યજી દ્યો. મૈથુનનો ત્યાગ કરી ખાટલા ઉપર સુવાનો ત્યાગ કરો. હજામતનો ત્યાગ. દારૂ માંસનો ત્યાગ કરી ગાયો જોડેલા વાહનમાં બેસવાનો ત્યાગ. આ જે અવકીર્ણિ પ્રાયશ્ચિત્તછે તે ગુરૂ-પત્ની અને તેના સમાન સીવાય પરસ્ત્રીઓની સાથેના ગમનના સંબંધમાં છે. તેમાં મહાન્ પ્રાયશ્ચિત્ત દર્શાવેલું છે માટે તેમજ નાના સરખા અવકીર્ણ વ્રતથી બાર વર્ષ વ્રત કરવા યોગ્ય મહાપાતકના દોષનો નાશ થવો શક્ય નથી. વળી બ્રહ્મચારિત્વ ઉપાધિવાળું બધુ પ્રાયશ્ચિત્ત યોગ્ય જ નથી. કારણકે મિતાક્ષરામાં કહેલું છે કે અન્ય આશ્રમોવાળાઓ કરતાં બ્રહ્મચારીને બમણું પ્રાયશ્ચિત્ત કરવાનું છે. સ્ત્રીના સંભોગ વિના પણ કરમંથનથી પ્રયત્ન વડે વીર્ય કાઢવું અગર દિવસે સ્વપ્નામાં વીર્યપાત થાય તો નૈઋત યાગ કરવાનો કહ્યો છે. પ્રાય-શ્ચિત્ત મયૂખમાં અને મિતાક્ષરામાં પણ વસિષ્ઠે કહેલું છે કે પરાણે વીર્ય કાઢવાથી અને રાત્રે સ્વપ્નમાં વીર્યપાત થવાથી શું કરવું તે માટે મનુ અને વિષ્ણુ કહે છે કે જો બ્રહ્મચારી દ્વિજ અજાણતાં પણ સ્વપ્નમાં વીર્યપાત કરે તો સ્નાન કરીને ગાયત્રી મંત્રનો જપ કરવો ૫.

જો જાણી જોઇને વીર્યપાત કરે તો ત્રણ રાત્રીનો ઉપવાસ કરવો, એમ જાણવું. આ નૈઋત યાગ ગૃહસ્થોને પણ એકાદશી, ચાંદ્રાયણ આદિ વ્રતમાં તથા યજ્ઞદીક્ષામાં અને બ્રહ્મચર્યમા વીર્યસ્રાવ થાય ત્યારે કરવાનું મિતાક્ષરા વગેરેમાં કહેલું છે. સ્ત્રીના સંગ વિના પણ પ્રયત્નથી જો વીર્ય કાઢવામા આવે તો શું કરવું તે માટે મિતાક્ષરામાં યમેજ કહેલું છે કે જો કોઈ ગૃહસ્થ જાણીને જમીનમાં વીર્યપાત કરે તો ત્રણ પ્રાણાયમ સાથે હજાર મંત્ર જપવા.

તે બ્રહ્મચારીઓએ સદાય એટલે સર્વકાળમાં. ધીર થઇને રહેવું. ધીર એટલે વિકાર થાય તેવું કારણ મળયા છતાં જેમના ચિત્તમાં વિકાર ન થાય તેને ધીર કહેલા છે. તુષ્ટ એટલે દૈવેચ્છાથી મળેલી ભિક્ષાથી સંતુષ્ટ થઇને રહેનાર. રસાસ્વાદથી ધનિકની યાચના ન કરવી. વળી શ્રી ભાગવ-તમાં કહેલું છે કે દૈવયોગે મળેલી વસ્તુથી સતોષ પામેલા બ્રાહ્મણનું તેજ

વૃદ્ધિ પામે છે તથા અસંતોષી બ્રાહ્મણનો વિનાશ થાય છે :વગેરે નીતિશાસ્ત્રમાં લખ્યું છે તેથી પણ સમજવું.

જેનામાં માન હોય તે માની. અને માની નહીં તે અમાની. એવા અમાની થઇને રહેવું. ભગવાનના પદની પ્રાપ્તિના સાધનમાં નિર્માનીપણું અગ્રગણ્ય ગણાય છે. વળી ભગવદ્‌ગીતામાં પણ કહ્યું છે કે માન અને મોહથી રહિત, તથા સંગ દોષને જીતનાર, નિત્ય અધ્યાત્મ વૃત્તિવાળા અને કામની નિવૃત્તિ વાળા, સુખ દુઃખનાં દ્વંદ્વથી મુક્ત થયેલાં અને જ્ઞાનવાન પુરૂષો અવ્યય પદને પામે છે. વિદુરનીતિમાં અભિમાનથી સર્વ હરાય છે એમ કહેલું છે. વૃદ્ધાવસ્થા રૂપને, આશા ધૈર્યને, મૃત્યુ પ્રાણોને, અસૂયા ધર્મચર્યાને, ક્રોધ લક્ષ્મીને, અનાર્યની સેવા શીળને, કામ બુદ્ધિને અને અભિમાન સર્વેને હરી લે છે. આમાં એક નિષેધવાકય અને ત્રણ વિધિવાકય મળી ચાર છે. ૧૮૦

**स्वातिनैकट्यमायांती प्रसभं वनिता तु या**
**निवारणीयासाऽऽभाष्यतिरस्कृत्यापिवाद्रुतम् १८१**

જે સ્ત્રી બળાત્કારે પોતાની અતિશય પાસે આવે તેને તો બોલીને પણ વારવી અથવા તો તેનો તિરસ્કાર કરીને પણ તત્કાળ દૂર કરવી. ૧૮૧

હવે બે શ્લોકથી કોઇક મોટી આપત્તિમાં સ્ત્રીની સાથે ભાષણ અથવા સ્પર્શ વગેરેમાં દોષ નથી લાગતો એમ જણાવે છે. વનિતા એટલે સ્ત્રી. જે સ્ત્રીને પોતાના વિષે અનુરાગ થયો હોય અને તે બળાત્કારથી પોતાની અતિશય પાસે આવે તેને "દૂર જા" એવી રીતે બોલીને અથવા જો તેમ છતાં દૂર ન જાય તો તેનો તિરસ્કાર કરીને પણ કઠોર ભાષણ કરીને તુરત દૂર કાઢવી. પણ તેનો સ્પર્શ તો ન કરવો. કારણ કે સ્પર્શ કરવાથી આઠમા બ્રહ્મચર્યનો નાશ થવાના કારણરૂપ થાય છે. વાયુપુરાણમાં કહ્યું છે કે જેનાથી પોતાના મોટા વ્રતનું સર્વથા રક્ષણ થાય તેવા યોગને જ બુદ્ધિમાન એવા પુરૂષે પ્રયત્નવડે કરવો. આપદ્ ધર્મના અનુષ્ઠાન પછી સર્વત્ર યોગ્ય જણાય તેમ પ્રાયશ્ચિત્તનો વિધિ કરીને પોતાના મુખ્ય ધર્મમાં રહેવું એમ સર્વે સ્મૃતિનો સિદ્ધાંત છે. આમાં બે વિધિ વાકયો છે. ૧૮૧

**प्राणापद्युप पन्नायां स्त्रीणां स्वेषां च वा क्वचित्**
**तदास्पृष्ट्वापितद्रक्षा कार्या संभाष्यता अ वा ॥ १८२ ॥**

સ્ત્રીનો અને પોતાનો પ્રાણ કોઈ વખત મોટી આપત્તિમાં આવ્યો

હોય ત્યારે તેનો સ્પર્શ કરીને કે તેની સાથે વાત કરીને પણ પ્રાણનું રક્ષણ કરવું. ૧૮૨

ક્યારેક ઘરને આગ લાગી હોય કે જળથી રેલ આવી હોય કે શિંગડા વાળા કે દાઢયોવાળા જનાવરનો હુમલો થયો હોય અગર મોટો રોગ વગેરે થયો હોય અને એ રીતે પોતાનો કે સ્ત્રીનો જીવ જોખમમાં હોય ત્યારે તે સ્ત્રીનો સ્પર્શ કરીને પણ તે સ્ત્રીના પ્રાણની રક્ષા કરવી તથા પોતાને આપત્તિ હોય તો પોતાનું રક્ષણ કરવું અથવા તે સ્ત્રીની સાથે વાત કરીને પણ તેનું રક્ષણ કરવું. આપત્તિ હોય ત્યારે, અહીં બહુ જ ઊંડુ જળ છે, ત્યાં જશો નહીં વગેરે બોલવું. પોતાને આપત્તિ હોય તો અહીં નદીમાં કેટલું પાણી છે, હું બુડી જઉં છું મને કાઢો વગેરે દેશકાળને ઉચિત જેમ યોગ્ય જણાય તેવું ભાષણ કરીને તેની રક્ષા કરવી. જીવતો નર સો ભદ્રાઓ પામશે એ ન્યાય સમજવો. આમાં નર શબ્દ મનુષ્ય જાતિ પરત્વે સમજવો. સ્ત્રીના સ્પર્શ વગેરેથી જે કાંઈ પોતાના વ્રતનો ભંગ થાય અને દોષ લાગે તો એક દિવસનો ઉપવાસ વગેરેનું પ્રાયશ્ચિત્ત ઉચિત નહીં તથા મરતા પ્રાણીની ઉપેક્ષાથી થતા દોષનું મોટું પાતક લાગે છે માટે દયા રાખીને પોતાની શક્તિ મુજબ જીવનું રક્ષણ કરવું એવું તાત્પર્ય છે. શ્રી ભાગવતમાં અભયદાનને મોટો ધર્મ માનેલો છે. હે નિષ્પાપ! સર્વે વેદો, યજ્ઞો, તપ અને દાન તે અભયદાનની એક કલા બરાબર પણ થતાં નથી. પુરૂષોએ જ્યાં સુધી બુદ્ધિનું બળ ચાલે ત્યાંસુધી મૃત્યુને ટાળવું, છતાં જો તે નિવૃત્તિ પામે નહીં તો પછી મનુષ્યનો અપરાધ નથી. ધર્મ એ જીવની રક્ષા છે અને અધર્મ એ તેથી વિપરીત છે માટે બુદ્ધિવાળા પુરૂષે યથાશક્તિ ધર્મને સાધવો એમ યમ સ્મૃતિમાં પણ કહ્યું છે. દાનખંડ તથા વિષ્ણુધર્મોત્તરમાં પણ કહ્યું છે કે અસ્પૃશ્ય જાતિ થકી પણ પ્રાણનું દાન મનુષ્યે ગ્રહણ કરવા જેવું છે કેમકે જીવતો માણસ બધું મેળવે છે તથા ધર્મ પણ કરી શકે છે. ભારતમાં પણ કહ્યું છે કે શરીર એ જ ધર્મ માત્ર છે માટે તેનું પ્રયત્નથી રક્ષણ કરવું. અગ્નિ પુરાણમાં પણ છે કે મોટા યજ્ઞોનું ફળ પણ કાળે કરીને નાશ પામે છે પણ ભયવાળા માણસને અભયદાન આપવાના ફળનો નાશ થતો નથી. એક તરફ સારી દક્ષિણા આપીને સમાપ્ત કર્યા હોય એવા યજ્ઞો અને બીજી તરફ ભયવાળા પ્રાણીનું પ્રાણરક્ષણ એ સમાન છે. આમાં ચાર વિધિ વાક્યો છે. ૧૮૨

**तैलाभ्यंगो न कर्तव्यो न धार्यं चायुधं तथा**
**वेषो न विकृतो धार्यो जेतव्या रसना च तैः ॥ १८३ ॥**

તેમણે શરીરે તેલ ચોળવું નહીં તથા હથિયાર ધારણ કરવું નહીં તેમજ વિકૃત એવો વેષ ધારણ ન કરવો અને રસના ઇંદ્રિ જે જીવ્હા તેને જીતવી. ૧૮૩

તૈલાભ્યંગ: એટલે તેલથી શરીર ચોળવું તે ન કરવું, આયુધ એટલે તલવાર વગેરે શસ્ત્ર ધારણ ન કરવું, કારણ કે તેથી હિંસા કરવાની બુદ્ધિ થાય છે. મનુ અને યાજ્ઞવલ્કયે કયારેક આપત્તિમાં બ્રાહ્મણોને પણ હથિઆર ઝાલવાનું કહેલુ છે. જ્યાં ધર્મનો બાધ થતો હોય ત્યાં દ્વિજાતિ વર્ણના મનુષ્યોએ પણ હથિયાર ધારણ કરવાં. શ્લોકમાં ચકાર છે માટે લાકડી વગેરેનું ધારણ પણ સમજવું. વિકૃત વેષ એટલે લોક અને શાસ્ત્રમાં નિંદિત અથવા બિભત્સ. એવો વિકૃત વેષ ન ધારવો, શાસ્ત્રમાં જે કહ્યો છે તે–ઉપર કપડું ઢાંકલા કૌપીન, કટિસૂત્ર વગેરે લક્ષણવાળો વેષ જ ધારણ કરવો, એવો તેનો અર્થ છે. એવો શાસ્ત્રોક્ત વેષ ન ધારવાથી પ્રાયશ્ચિત્ત પણ કહેલું છે. શૌચ, આચમન, સંધ્યાવંદન તથા અગ્નિહોમ એટલાં કાર્યો ન કરવાથી, શૂદ્રના સ્પર્શથી, આચ્છાદન સાથે કૌપીન, કટિસૂત્ર, યજ્ઞોપવીત, મેખલા, દંડ અને અજીનનું ધારણ ન કરવું, દિવસે સૂવું, છત્ર, પાદુકા તથા માળા ધારણ ન કરવી, અભ્યંગસ્નાન, ચંદલેપન, અંજન, દ્યૂત, નૃત્ય, ગીત, વાદ્યમાં રમી રહેવું, તથા પાખંડી આદિની સાથે ભાષણ કરવું એટલાં વાનાંથી પ્રાયશ્ચિત્ત કરવું પડે છે. એ દરેકના આચારથી એકકેમાં આડે રસ્તે આચાર થતાં એક રાત્રી ઉપવાસ કરવો એમ ક્રતુએ સામાન્ય રીતે પ્રાયશ્ચિત્ત કહ્યું છે. આનો વિશેષ વિસ્તાર ધર્મશાસ્ત્રમાંથી જોઈ લેવો.

રસના ઇંદ્રિ પણ જીતવી. કારણ કે :રસના–જીવ્હાને જીતવાથી સર્વે ઇંદ્રિયો જીતાય છે એવો ભાવ છે. શ્રી ભાગવતમાં કહ્યું છે કે જ્યાંસુધી પુરૂષે રસના ઇંદ્રિયને જીતી નથી ત્યાંસુધી પુરૂષ જીતેન્દ્રિય થતો નથી કારણ કે એ રસના ઇંદ્રિય જીતવાથી સર્વે રસ માત્ર જીતાય છે. આમાં ત્રણ નિષેધ વાકય અને એક વિધિવાકય મળી ચાર છે. ૧૮૩

**परिवेषणकर्त्री स्याद्यत्र स्त्री विप्र वेश्मनि ।**
**नगम्यं तत्र भिक्षार्थं गंतव्यमितरत्र तु ॥ १८४ ॥**

જે બ્રાહ્મણના ઘરમાં રસોઈ પીરસનારી સ્ત્રી હોય ત્યાં તેમણે ભિક્ષા માંગવા ન જવું પરતુ બીજે જવું. ૧૮૫

યત્ર એટલે જ્યાં. બ્રાહ્મણના. વેશ્મ એટલે ઘર તેમાં સ્ત્રીજાતિ—એટલે કન્યા, યુવતી અગર વૃદ્ધ સ્ત્રી ભોજન પીરસનારી હોય તે ઘેર ભોજન માટે ન જવું. કારણ કે એવા ઘરે ભિક્ષા માગવા જવાથી સ્ત્રીનાં દર્શન થવાથી બ્રહ્મચર્યનો ભંગ થવાની આપત્તિ આવે છે. જ્યાં પુરૂષ પીરસનારો હોય ત્યા ભિક્ષા માટે જવું એવો અર્થ છે. અહીં જે બ્રાહ્મણનું ઘર કહ્યું તે બ્રાહ્મણની પ્રધાનતાને લીધે અને રાંધેલા અનાજની ભિક્ષા પરત્વે કહ્યું છે એમ સમજવું. યતિ તથા બ્રહ્મચારીએ રાંધેલા અનાજને જ લેવું એમ સ્મૃતિમાં કહ્યુ છે. યાજ્ઞવલ્કયે પણ કહ્યું છે કે ભિક્ષા બ્રાહ્મણો પાસે, અનિંદ્યો પાસે અને આત્મવૃત્તાંતવાળાઓ પાસેથી લેવી. મિતાક્ષરામાં કહ્યું છે કે અનિંદ્ય માણસો પાસેથી, તથા પતિત, શાપિત, બિલાડી જેવી વૃત્તિવાળા અને બકવૃત્તિવાળા સીવાયનાઓ પાસેથી ભિક્ષા લેવી. કારણ કે આહારશુદ્ધિથી સત્ત્વની શુદ્ધિ થાય છે. આહાર શુદ્ધિથી સત્વશુદ્ધિ થાય છે, સત્વશુદ્ધિથી સ્મૃતિ સારી થતાં બધી ગ્રંથીઓ છુટી જાય છે એમ છાંદોગ્ય શ્રુતિમાં કહ્યું છે. મોક્ષધર્મમાં પણ કહ્યુ છે કે વિધિને જાણનાર દ્વિજાતિના માણસો પાસેથી અન્ન લેવું તે શ્રેષ્ઠ ગણાય છે. આહારના નિયમથી એમનાં પાપો શાન્ત પામે છે. વિષયમાં વૈમનસ્ય થાય છે તથા ઇંદ્રિયો પણ શાંત થાય છે. ભાગવતમાં પણ કહ્યુંછે કે સન્યાસીએ વાનપ્રસ્થવાળાઓની ભિક્ષા માંગવી કેમકે શુદ્ધ ભિક્ષાથી શુદ્ધસત્વરૂપ બનેલો અને જેનો મોહ નાશ પામ્યો છે એવો બનીને તે તત્કાળ મોક્ષ પામે છે.

આપત્કાળના સંબધમાં મેધાતિથિ કહે છે કે બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યો પાસેથી રાધેલા અન્નની ભિક્ષા લેવી. તેમાં પ્રથમનાની ગેરહાજરીમાં તે પછી બીજાની પાસેથી એમ ઉત્તરોત્તર ભિક્ષા લેવી. મિતાક્ષરામાં આપત્કાળ નિર્વાહના સંબધની સ્મૃતિમાં કહ્યું છે કે ચતુર્વર્ણ્ય પાસેથી ભિક્ષા લેવી. તેમાં સર્વ ઠેકાણેથી કાચા અન્નની જ ભિક્ષા કહી છે, રાંધેલા અન્નની ભિક્ષા તો પોતાના ધર્મમાં રહેલા બ્રાહ્મણોના ઘેરનીજ લેવી એવી વ્યવસ્થા છે. ક્ષત્રિ અને વૈશ્ય જાતિના બ્રહ્મચારીઓને તો પોતાના ધર્મમાં રહેલા પોતાની જાતિના ઘરોમાં અગર પોતાથી ઉત્તમ જાતિના ઘરોમાં રાંધેલા અન્નની ભિક્ષા લેવી એમાં દોષ નથી એમ બીજે પણ

કહેલું છે. ભિક્ષા પણ જીવ્હાના સ્વાદને લીધે એક જ ઘેરથી વારેવારે ન લેવી પરંતુ મધુકરની પેઠે ફરતા રહીને લેવી એવું વિધાન છે. એકજ ઘેરથી ભોજન લેવા વિષે પોતાનું પેટ ભરાય તેટલું કાચું અન્ન પણ આપત્કાળમાં લેવાનું કહ્યું છે એમ સમજવું. વળી યાજ્ઞવલ્કયે પણ કહ્યું છે કે બ્રહ્મચર્ય પાળનારે આપત્તિવિના એકનું જ અન્ન ખાવુ નહીં, ધર્મ વિવેકમાં પણ કહ્યું છે કે આપત્તિવિના ભિક્ષુએ એક જ જણનું અન્ન ન ખાવું. અંગિરા સ્મૃતિમાં કહે છે કે બ્રહ્મચર્ય વ્રતવાળાએ દિવસની નિંદ્રા, પારકું અન્ન અને બીજીવાર જમવાનો ત્યાગ કરવો તો પછી બ્રહ્મચારીને ભિક્ષા માંગવાનો ઉપદેશ શાથી કરવામાં આવે છે એવી જો શંકા કરવામાં આવતી હોય તો કહે છે કે તે ના કરવી. ભિક્ષામાં આવેલું અન્ન પારકુ ગણાતું નથી. તેમાં અત્રિએ કહેલુંછે કે ભિક્ષાનું અન્ન સોમપાન જેવું છે, અને તે દાન ગણાતું નથી. ભિક્ષા એ પારકું અન્ન થતું નથી અને તે પારકું ગનાતું નથી. ભિક્ષા માધુકરી નામની અને સર્વે પાપનો નાશ કરનારી છે. ભિક્ષા જેનો આહાર છે તેને ભિક્ષુક કહે છે. ઉપવાસ સારો, ઉપવાસથી વગર માગ્યે મળે તે સારૂં, તે કરતાંયે ભિક્ષા સારી, માટે ભિક્ષાના અન્નથી બ્રહ્મચારીયે રહેવું એમ વિશ્વેશ્વર પદ્ધતિની સ્મૃતિમાં કહ્યું છે. ભિક્ષાનું અન્ન, શ્રોત્રિયનું અન્ન, યજ્ઞ કરતાં વધેલું અન્ન તથા યજ્ઞનું હવિ એટલાં વાનાં અગ્નિ જેમ સુવર્ણને શોધીને જેમ શુદ્ધ કરે છે તેમ તે શુદ્ધ કરે છે એમ વસિષ્ઠ સ્મૃતિમાં કહ્યું છે. કપડામાં ગળી, છાસમાં જળ, મ્લેચ્છના મંદિરમાં ગૌશાળા અને ભમરાની પેઠે ઘણે ઠેકાણે ભિક્ષા લેવી તે દરેક યુગમાં પવિત્ર મનાય છે, એમ વ્યાસ સ્મૃતિમાં કહ્યું છે માટે દરરોજ ભિક્ષાનું આચારણ કરવું એ જ યોગ્ય છે. માટે જો ભિક્ષા માંગવામાં ન આવે તો તેનું પ્રાયશ્ચિત્ત મયુખાદિમાં મનુ વગેરેએ કહેલું છે. ભિક્ષા નહીં માંગવાથી, અગ્નિમાં સમિધ નહીં હોમવાથી જો તે માંદો ન હોય તો તેણે સાત રાત્રી અવકીર્ણિ વ્રત કરવું.વળી તેજ સંબંધમાં અંગિરાએ પણ કહ્યુંછે કે આપત્કાળ વિના જે ઘેર રહ્યો થકો પાકી રસોઈની ભિક્ષા માંગે તેણે દશ રાત્રી વજ્ર પીવું અને આપત્કાળ હોય તો ત્રણ રાત્રી પીવું. વજ્ર એટલે વજ્રકૃચ્છ નામનો ગાયના મૂતરવાળો આહાર એમ ભગવદ્ ભાસ્કરમાં કહ્યું છે. આમાં એક નિષેધ વાક્ય અને એક વિધિ વાક્ય મળી બે છે. ૧૮૪

अभ्यासो वेदशास्त्राणां कार्यश्च गुरुसेवनम्
वर्ज्यः स्त्रीणामिव क्षण पुंसां संगश्च्युतः सदा ॥ १८५ ॥

તે બ્રહ્મચારીઓએ વેદશાસ્ત્રોનો અભ્યાસ તેમજ ગુરૂની સેવા કરવી અને સ્ત્રીના વેષવાળા પુરૂષોનો સ્ત્રી-ની પેઠેજ સદાય ત્યાગ કરવો. ૧૮૫

વેદશાસ્ત્રો એટલે રૂગ્વેદ વગેરે ચારવેદો. શાસ્ત્રો એટલે શિક્ષા વગેરે વેદનાં અંગો. તથા સાંખ્ય, યોગ, તથા ઉત્તર મિમાંસા વગેરે તેનો અભ્યાસ કેમકે તે સનાતન શાસ્ત્રો છે અને કલ્યાણનાં હેતુ છે માટે. ભારતમાં નર-નારાયણીયાખ્યાનમાં કહેલું છે કે હે રાજન્! સાંખ્ય, યોગ તથા સઘળા વેદો એ સનાતન છે. વેદના ગ્રહણથી વેદાંત જે ઉત્તર મીમાંસા તે પણ સમજવું. શ્રી ભાગવત્ આદિ જે પોતાના ઈષ્ટ ગ્રંથો તે, તેમાંથી જ ઉત્પન્ન થયેલા છે એટલે તેનો જૂદો નિર્દેશ નથી કર્યો. અથવા તો તેમાં સામાન્ય ધર્મનો ઉપદેશ છે માટે બ્રહ્મચારીઓને તેનો પણ અભ્યાસ કરવો પ્રાપ્ત થાય છે. અહિં બ્રહ્મચારીને લગતું પ્રકરણ છે માટે તેમણે અંગો સાથે વેદોનો અભ્યાસ વિશેષે કરીને કરવો એમ તેમાં પુનરૂક્તિ દોષ નથી. શાસ્ત્ર શબ્દથી વેદાંગોજ લેવાં. આઠ વર્ષે બ્રાહ્મણને જનોઈ દેવી તથા તેને અભ્યાસ કરાવવો. શ્રુતિમાં પણ એવી આજ્ઞા છે કે બ્રાહ્મણને કારણવિના પણ છએ અંગ સાથે વેદનો અભ્યાસ કરવો તથા તે જાણવા.દ્વિજજાતિના પુરૂષે ઉપનયન સંસ્કાર રૂપી બીજો જન્મ પામીને, દાંત થઈ ગુરૂકુળમાં વસવું અને વેદનો અભ્યાસ કરવો એમ ભાગવત્માં કહ્યું છે. તથા તેમણે ગુરૂની સેવા પણ કરવી. ભગવાને પણ કહ્યું છે કે બ્રહ્મચારીઓને ગુરૂની સેવા કરવી એજ મુખ્ય ધર્મ કહેલો છે. ભિક્ષુનો ધર્મ શમ તથા અહિંસા છે, વનમાં રહેનાર વાનપ્રસ્થાશ્રમીઓનો ધર્મ તપ અને ઈક્ષા છે, ગૃહસ્થા-શ્રમીનો ધર્મ પ્રાણીઓની રક્ષા તથા પૂજન અને બ્રાહ્મણોનો ધર્મ આચાર્યની સેવા એ છે. સેવા કરવાની ઈચ્છા વાળાએ એક નીચની પેઠે આચાર્યની ઉપાસના કરવી અને હાથ જોડીને ગુરૂની સાથે જવું, પાસે જ શય્યા અને આસન તથા સ્થાન કરવાં.બ્રહ્મચારીએ ગુરૂકુળમાં ઇંદ્રિયોને દમન કરીને રહેવું તથા ગુરૂનું હિત કરવું તથા નમ્ર થવું તથા ગુરૂને વિષે દૃઢ સૌહૃદ (મિત્ર) ભાવ રાખવો તથા સારી રીતે ગુરૂ પાસેથી વેદોનો અભ્યાસ કરવો તથા પ્રથમ અને છેવટે પણ ગુરૂને મસ્તક વડે નમન કરવું, એમ નારદે કહેલું છે. યાજ્ઞવલ્કયે પણ કહ્યું છે કે ગુરૂની ઉપાસના કરવી.

સ્ત્રૈણઃ એટલે સ્ત્રીઓને વિષે જેમનુ ચિત્ત છે એવા પુરૂષોનો પ્રસંગ પણ સ્ત્રીઓના પ્રસંગની પેઠે જ ત્યજવો. કપિલદેવે પણ કહ્યું છે કે સત્ય, શૌચ, દયા, મૌન, બુદ્ધિ, લક્ષ્મી, યશ, ક્ષમા, શમ, દમ, અને ઐશ્વર્ય

એટલાં વાનાંનો જેના સંગથી ક્ષય થાય તેવા અશાંત, મૂઢ, ખંડિત છે આત્મા જેનો, અને અસાધુ તથા શોક કરવા યોગ્ય એવી સ્ત્રીઓની સાથે ફરવા વાળાઓનો સંગ ન કરવો. તેમને બીજાના પ્રસંગથી મોહ કે બંધ થતાં નથી. સ્ત્રીઓનો સંગ જેવો પુરૂષને લાગે છે તેજ પ્રમાણે સ્ત્રીઓના સંગથી પણ એમજ થાય છે. ચકાર છે એટલે સ્ત્રીઓની વાર્તાનું સાભળવું, કીર્તન વગેરે ન કરવું એમ સમજવું. વિદ્યા વગેરે ગુણોથી સંપન્ન હોય તોપણ સ્ત્રીમાં આસક્ત એવા પુરૂષોનો સંગ તજી દેવો કારણ કે તેના ગુણો કાંઈ કામના નથી. તે વિષે શ્રીમદ્ ભાગવતમાં ઐલગીતામાં કહ્યું છે કે જેનુ મન સ્ત્રીઓએ હરી લીધું છે તેની વિદ્યા તપ, ત્યાગ, શાસ્ત્ર શ્રવણ અથવા વિવિધ માન શા કામનાં છે? માટે સ્ત્રીઓનો અને સ્ત્રીઓમાં જેમનું મન આસક્ત છે એવા પુરૂષોનો ઈંદ્રિઓથી પ્રસંગ ન પાડવો. તે પ્રસંગ વિદ્વાનોને પણ મોહ પમાડે છે તો બીજાની તે શી વાત? આમાં ત્રણ વિધિવાક્યો અને એક પેટા વાકય મળી ચાર છે. ૧૮૫

**चर्मवारि नवैपेयं जात्या विप्रेण केनचित् ।**
**पलांडु लशुना द्यंच तेन भक्ष्यं न सर्वथा॥ १८६**

જેઓ જાતિએ કરીને બ્રાહ્મણ હોય તેમણે ચામડાના કોશનું પાણી ન પીવું તથા ડુંગળી અને લસણ આદિ વસ્તુઓનો સર્વ પ્રકારે ત્યાગ કરવો૧૮૬

હવે બ્રાહ્મણ જાતિ માટે વિશેષ શું કરવું તે કહે છે. જાતિ શબ્દ સામાન્ય અને અપરનો વાચક છે. બ્રાહ્મણ માત્રે કેનચિત્ એટલે બ્રહ્મચર્ય ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સન્યસ્ત એમાંના કોઈ પણ આશ્રમમાં હોય તેમાં પણ ન પીવું. ચર્મવારી એટલે ચામડાના કોષથી કાઢેલું પાણી ન પીવું. લઘુહારીતમાં પણ કહ્યું છે કે સીરવૃક્ષના લાકડાના આધારવાળું પાત્ર અથવા કાજળ કાઢવાનું વાસણ અને ચામડાનો કોશ એ વડે કાઢેલું જળ જો પીએ તો તે એક દિવસ ઉપવાસ કરવાથી શુદ્ધ થાય છે. યમે કહેલું છે કે જંગલમાં તો આપત્તિ હોય તો સિર વૃક્ષના ઘડાનું તથા કાજળના વાસણનું તથા કોશનું પાણી શૂદ્ર આપે તોય પીવું તથા જમીન ઉપરનું પણ પીવું. પવિત્ર ભૂમિ ઉપરનું જળ પીવામાં બાધ નથી એમ વૃદ્ધ ચાણાકયે કહેલું છે. પ્રાયશ્ચિત્તમયૂખમાં પણ કહ્યું છે કે આપત્કાળમાં ભૂમિ ઉપરનું જળ બીજા વાસણ વડે લઇને પણ પીવું. વળી બ્રાહ્મણોએ ડુંગળી લસણ આદિ જે ગંધાતી વસ્તુઓ તેનું કોઈ રીતે ભક્ષણ ન કરવું. તેમાં ડુંગળીની ગંધ વિશેષ આવે છે, તેથી લસણની ગંધ વધારે છે. એ બ્રા-

યાથી પ્રાયશ્ચિત્ત કરવું પડે છે. તે માટે બુહસ્પતિએ પ્રાયશ્ચિત્તકાંડમાં કહ્યું છે કે લસુન, કવક, ડુંગળી તથા ગૃંજન એ ચાર વાનાં અજ્ઞાનથી પણ ખાવામાં આવે તો દ્વિજે તપ્તકૃચ્છ્ર વ્રત કરવું. કવક એટલે રાજસર્ષપ નામનું એક પ્રકારનું શાક થાય છે અને ગૃંજન એ લસુનના જેવું એક કંદમળ છે. પણ ગાજર નહીં એમ વિજ્ઞાનેશ્વરે કહ્યું છે. વ્યાખ્યા સુધામાં કહ્યું છે કે ધોળો કાંદો એ ડુંગળીનો એક ખાસ પ્રકાર છે તેને ગૃંજન કહે છે. વૈદ્ય ચિન્તામણીમાં કહ્યું છે કે ગંધ, આકૃતિ અને રસમાં ડુંગળીની સમાન હોય, મોટી દાંડી હોય તથા પાંદડાં હોય તેને પલાંડુ કહે છે,

સુમંતુ કહે છે કે ઔષધમાં લશુન આદિ ખાવામાં દોષ નથી. એ બહુ માંદાના ઔષધના ઉપચારમાં લેવાનો નિષેધ કર્યો નથી પણ જાણી જોઇને બુદ્ધિપૂર્વક જો તેનું ભક્ષણ કરવામાં આવે તો દારૂ પીધા જેટલું મહાપાપ લાગે છે એમ યાજ્ઞવલ્કયે કહ્યું છે. તે કહે છે કે નિષેધ કરેલી વસ્તુનું ભક્ષણ, કપટાચરણ, ઉત્કર્ષમાં ખોટું વચન બોલવું, અને રજસ્વલાના મુખનું ચુંબન એ દારૂપાન બરાબર છે. આ ઉપર મિતાક્ષરાટિકામાં લખ્યું છે કે નિષેધ કરેલી વસ્તુનું ભક્ષણ કરવું તે.

(કપટાચરણ) પોતાના ગુરૂના વિષયમાં કપટ કરવું, ઉત્કર્ષમાં ખોટું બોલવું એટલે કે રાજદરબાર વગેરેમાં પોતાની પ્રશસા કરતાં પોતે ચારે વેદ જાણતો ન હોય છતાં પણ હું ચારે વેદ જાણું છું એવું ખોટું ભાષણ કરવું તે કોઈ દેશમાં ડુંગળી વગેરે ખવાય છે પણ તે અનાચાર જ સમજવો પણ આચાર સમજવો નહીં. આમાં બે નિષેધ વાકયો અને એક પેટાવાકય મળી ત્રણ છે. ૧૮૬.

**स्नानं संध्या च गायत्री जप श्री विष्णुपूजनम् ।**
**अकृत्वा वैश्वदेवं च कर्त्तव्य नैव भोजनम् ॥ १८७**

સ્નાન સંધ્યા, ગાયત્રી, જપ તથા શ્રીવિષ્ણુનું પૂજન અને વૈશ્વદેવ એટલાંની પૂજા કર્યા વિના ભોજન કરવું નહીં. ૧૮૭

સ્નાન વગેરે કર્યા વિના ભોજન ન કરવું એવો સંબંધ છે. એમાં સ્નાન પાણીથી જ કરવાનું મુખ્ય છે. તેમાં પણ શક્ત શરીરવાળાને શીતળ જળથી અને અશક્તને ઉના જળથી કરવાનું અગાઉ કહેલું છે. સ્નાન જળ દેવતાના મંત્રોથી કરવું એ વગેરે સ્મૃતિઓમાં સમંત્ર સ્નાન કરવાનું

કહેલું છે. પ્રાતઃકાળમાં સ્નાન સંક્ષેપથી કરી લેવું, નહીં તો હોમ કરવાનો સમય જતો રહેવાનો સંભવ છે. કાત્યાયને પણ કહ્યું છે કે પ્રાતઃકાળમા સંક્ષેપથી સ્નાન કરવું અને મધ્યાન્હે વિસ્તારથી કરવું.

નરસિંહપુરાણમાં કહ્યું છે કે નદીમાં અને વહેતા ઝરામાં પાણીના વહેણની સામે ઊભા રહીને સ્નાન કરવું તથા તળાવ વગેરેના પાણીમાં સૂર્ય સામે ઉભા રહીને સ્નાન કરવું તે સ્નાન પણ સૂર્યોદય પહેલાં કરવું. તે માટે સ્કંદપુરાણમાં કહ્યું છે કે પ્રાતઃકાળે અરૂણોદય થતાં જે સ્નાન કરવામાં આવે છે તે પ્રાજાપત્યના બરાબર કહ્યું છે અને તે મોટા પાપનો નાશ કરનારૂં છે. પ્રાતઃકાલનું સ્નાન, ઊત્સાહ, બુદ્ધિ, સૌભાગ્ય, રૂપ અને સંપત્તિનું પ્રવર્તક તથા મનની પ્રસન્નતા કરનારૂં છે તે ઊત્તમ ગણાય છે. પ્રાતઃકાલમાં સ્નાન કરનાર માણસને પાપ પાસે આવતાં નથી. માટે દષ્ટ અને અદષ્ટ ફલને આપનાર એવું પ્રાતઃસ્નાન કરવું સંધ્યા એટલે એ નામના દેવતા. સંધ્યા નહીં કરીને એટલે સંધ્યા દેવતાની ઉપાસના નહી કરીને. સંધ્યા શબ્દ યોગરૂઢ છે. એટલે તે ત્રણે જાતિમાં વપરાય છે. બ્રાહ્મણોએ દરરોજ સંધ્યાની ઉપાસના કરવી, ત્યાં એ શબ્દ સ્ત્રી જાતિમાં વપરાયો છે. ઋષિયોએ દીર્ઘ સંધ્યા કરવાથી તેમને દીર્ઘ આયુષ્ય પ્રાપ્ત થાય છે એ સ્મૃતિમાં ઉપાસના પરત્વે છે. પ્રાતઃકાલની સંધ્યા નક્ષત્ર સહિત છે ત્યાં નરજાતિમાં છે. જેવો સંભવ તેવી યોજના કરવાની છે. સંધ્યા વખતે સંધ્યા નામની ભગવાનની શક્તિનું ધ્યાન કરવું. જેનું સારી રીતે ધ્યાન થઇ શકે તેનું નામ સંધ્યા. હવે સવારમાં તો દિવસ અને રાત્રિની સંધિ માટે સંધ્યા પરંતુ બપોરે તેનું નામ સંધ્યા શાથી ? તો કોઇ કહેછે કે તેમાં પહેલા અને પાછલા પહોરની સંધિ થાય છે એટલે ત્યાં સંધ્યાત્વનિ અવ્યાપ્તિ નથી એમ જાણવું. તે માટે આચારખંડમાં કહ્યું છે કે જ્યાં સુધી પ્રાણ હોય ત્યાં સુધી ઉપનયન સંસ્કાર થાય ત્યારથી પ્રાતઃકાળ અને સાયંકાળની સંધ્યા તથા મધ્યાન્તની સંધ્યા કરવી. બ્રાહ્મણોએ સૂર્ય ઉગ્યાના બે મુહૂર્ત પહેલાં રાત્રિયે, ક્ષત્રિએ તેથી અડધ અને વૈશ્યોએ તેથી પણ અર્ધ કાળ પહેલાં સંધ્યા કરવી. આચાર મયુખ તથા ધર્મસારમાં પણ કહ્યું છે કે તારાઓ દેખાતા હોય તે વખતની સંધ્યા ઉત્તમ છે, તારાઓ લોપ થયા પછીની મધ્યમ અને સૂર્ય ઉગે ત્યારે સંધ્યા કરવી તે અધમ છે, એમ પ્રાતઃસંધ્યાના ત્રણ પ્રકાર છે. તેજ પ્રમાણે સાયંકાળની સંધ્યા સૂર્ય સાથેની ઉત્તમ, તારાઓ લુપ્ત હોય એ વખતની મધ્યમ અને તારાઓ હોય

તે સમયની સંધ્યા અધમ ગણાય. બપોરની સંધ્યા માટે કહે છે કે સંગવકાળ એટલે નવ વાગ્યા પછીના કાળની ઉત્તમ, કુતપ એટલે બાર વાગ્યા પછીના કાળની મધ્યમ અને પાછલા પહોરની સન્ધ્યા અધમ એમ સાયંકાળની સંધ્યા પણ ત્રણ પ્રકારની કહી છે, તેનો બોધ પોત પોતાના ગૃહ્ય સૂત્રને અનુસરીને સમજવો. હવે સંધ્યા કેમ કરવી તેના વિધિ માટે કહે છે કે હાથનો સ્વસ્તિક કરીને સવારમાં સૂર્યની સન્મુખ ઉભા રહેવું, બપોરે હાથને સરળ કરવા અને સાંજે હથેળીઓ મુકીને સંધ્યા કરવી, એમ સ્નાન દીપિકામાં કશ્યપે વિશેષતા કહી છે. હવે અર્ધ્ય આપવામાં કાળ શો લેવો તે માટે વ્યાસ કહે છે કે હાથમાં જળ લઇને પછી ગાયત્રીનો મંત્ર જપી સૂર્યની સામે ઉભા રહીને ત્રણ વખત જળનો અર્ધ્ય આપવો. બ્રાહ્મણોએ બપોરે માત્ર એકજ વખત અર્ધ્ય આપવો. સાયંકાળે બેસીને અને વેદના મંત્રોથી અર્ધ્યદાન કરવું એમ કૃત્યચિંતામણીમાં કહ્યું છે. ચકાર છે માટે હોમ વગેરે પણ કરવું. જેઓને અગ્નિહોમ ન હોય તેમણે દિવસે સૂર્ય અને પ્રજાપતિના નામથી અને રાત્રે અગ્નિ તથા પ્રજાપતિના નામથી અર્ધ્યદાન કરવું.

જપન એટલે જપ. ગાયત્રી એટલે પ્રસિદ્ધ ગાયત્રી મંત્ર. ગાયત્રીનો અધિકાર ઉપનયન સંસ્કાર પછી છે. જેમ વૈષ્ણવ દીક્ષા લીધા પછી અષ્ટાક્ષર મંત્રનો જપ કરવાનો અધિકાર આવે છે તેમ. ગાયત્રીના જપનો વિધિ હારિતે એવો કહ્યો છે કે ત્યારપછી પ્રણવ વ્યાહૃતિ સાથે ગાયત્રીનો જપ કરવો તે એક હજારને આઠ વાર, અથવા એકસો આઠ વાર અથવા દશ વાર એમ શક્તિ પ્રમાણે કરવો. વૃદ્ધ યાજ્ઞવલ્કયે પણ કહ્યું છે કે તેમાં ગૃહસ્થોએ જપ કર્મમાં એક પ્રણવવાળી ગાયત્રી કરવી અને બ્રહ્મચારીઓએ પણ ગૃહસ્થની પેઠેજ ગાયત્રી મંત્ર જપવો. પ્રાતઃકાળમાં નાભિ ઉપર હાથ રાખીને તથા મધ્યાન્હે હૃદય આગળ રાખીને અને સંધ્યાકાળે નાસિકા આગળ રાખીને એમ ત્રણ પ્રકારે જપ કરવાનું કહ્યું છે. બીજી રીત આગળ કહેલી છે.

શ્રી વિષ્ણુના શાલિગ્રામ સ્વરૂપનું કે તેમની પ્રતિમાના સ્વરૂપનું પૂજન નાના પ્રકારના ઉપચારોથી અને મંત્ર સાથે કરવું. એ ઉપચાર ચોસઠ, અડત્રીશ, સોળ, બાર અગર પંદર એમ પંચરાત્રમાં પૂજકની શક્તિ અનુસારે કહેલા છે તેમાંથી પોતાની શક્તિ અનુસારે પક્ષ ગ્રહણ કરવો. તે સંબંધમાં આચારચિંતામણિમાં કહ્યું છે કે એ ઉપચારો વિવિધ કહ્યા છે.

તેમાંથી એકનો આશ્રય કરવો. તેનો વિશેષ વિસ્તાર આગળ કહેલો છે હારિને કહ્યું છે કે પાંચ કાળ કે ત્રણ કાળ શ્રદ્ધાથી વિષ્ણુનું પૂજન કરવું અને અશક્ત હોય તેણે એક કાળ પણ શુદ્ધ ભાવથી શક્તિ મુજબ પૂજન કરવું

વૈશ્વદેવ એટલે પંચમહાયજ્ઞ એવો અર્થ છે. તે યાજ્ઞવલ્કયે આ મુજબ કહ્યા છે. બલિદાન, કર્મ સ્વધા હોમ, સ્વાધ્યાય અને અતિથિનો સત્કાર એ પાંચ ભૂત, પિત્રી, દેવતા, બ્રાહ્મણ અને મનુષ્યોના મોટા યજ્ઞો કહેલ છે. કાત્યાયન કહે છે કે અધ્યાપન એ બ્રહ્મયજ્ઞ છે, તર્પણ કરવું એ પિતૃ યજ્ઞ છે, હોમ કરવો તે દેવયજ્ઞ છે, બલિદાન આપવું તે ભૂતયજ્ઞ અને અતિથિનું પૂજન કરવું તે નરયજ્ઞ છે. હવે એના અર્થ કહે છે. અધ્યાપન એટલે શિષ્યોને ભણાવવા તથા પોતે ભણવું તે, બ્રાહ્મણોએ વેદાભ્યાસ કરવો એટલે કે સામ અથવા યજુર્વેદની એકાદ ઋચા પણ ભણવી તેને બ્રહ્મયજ્ઞ કહે છે એમ શ્રુતિમાં કહ્યું છે. વૈશ્વદેવનો હોમ ચુલામાં ન થાય એ માટે વસિષ્ઠે નિષેધ કહેલો છે. તે કહે છે કે ચુલામાં, લોઢાના વાસણમાં જમીન ઉપર કે ખપરમાં તેમજ કુંડમાં કે ચોતરા ઉપર વૈશ્વદેવ ન કરવો. એ વૈશ્વદેવ કર્યા વિના ભોજન કરવું નહીં, સ્નાન સંધ્યા, તર્પણ વગેરે તથા જપ, હોમ અને દેવનું પૂજન એટલાં વાનાં ઉપવાસના વ્રતવાળાઓએ સાયંકાળની સંધ્યા અને આહુતી વિના કરવાં એમ વારાહ પુરાણમાં કહ્યું છે. એ ન કરવાથી દોષ લાગે છે, એમ વૃદ્ધ પરાશરે કહ્યું છે. તે કહે છે કે સ્નાન કર્યા વિના જમનાર મળ ખાય છે જપ કર્યા વિનાનો પારુ અને રૂધિર, હોમ કર્યા વિનાનો કૃમી અને કીડા અને દાન આપ્યા વિનાનો જમનાર છાણ ખાય છે, તથા કહે છે કે જેને સંધ્યામંત્રનું જ્ઞાન નથી મેળવ્યું અગર તો જ્ઞાન મેળવીને તેની ઉપાસના નથી કરી તે જીવતો છ તો પણ શુદ્ર થાય છે તથા મહા પાતકવાળો થાય છે તથા જે ગાયત્રી મંત્રને જાણતો નથી તથા જાણીને જે તેનો જપ કરતો નથી તે બ્રાહ્મણને શૂદ્ર જાણવો અને તેને દેવ તથા પિત્રી કર્મથી બહિષ્કૃત સમજવો. જે બ્રાહ્મણ પરમેશ્વરનું પૂજન કરતો નથી તે આ લોકમાં તથા પરલોકમાં કાંઈ પણ સુખ પામતો નથી અને નીચ યોનિમાં ભમે છે. સ્કંદે પણ કહ્યું છે કે જે અધમ બ્રાહ્મણો વૈશ્વદેવ કર્યા વિના જમે છે તે આ લોકમાં અન્ન વિનાના રહે છે અને કાક યોનિમાં પડે છે. ચકાર છે તેનો અર્થ એવો છે કે બાળકોને પણ જમાડયા વિના ભોજન ન કરવું. સ્કંદપુરાણમાં પણ કહ્યું

છે કે ઘરમાં જે મુખ્ય માણસ હોય તેણે પોતાના અતિથિને જમાડીને પછી જમવું તથા આપત્તિકાળ ન હોય તો બધાને સમાન જ જમવું. યાજ્ઞવલ્કયે પણ કહ્યું છે કે બાલક, સુવાસીની, વૃદ્ધ, ગર્ભિણી, માંદો, કન્યા, તથા અતિથિ, નોકરો એ બધાંને જમાડીને જે વધે તે દંપતીએ જમવું. રસોઇમાં પણ ભેદભાવ ન રાખવો. મોક્ષ ધર્મમાં કહ્યું છે કે અતિથિઓ તથા પોતાનાં બધાં કુટુમ્બીઓ તેમજ નોકરવર્ગની સાથે સરખું ભોજન કરવું તેને પ્રશંસાપાત્ર કહ્યું છે. વ્યાસજી કહે છે કે રસોઇમાં ભેદભાવ કરવાથી ગૃહસ્થ, પાત્ર બેવડાં રાખવાથી સંન્યાસી અને પુરુષ ભેદ કરવાથી સ્ત્રી, રૌરવ નરકમાં પડે છે. ભેદનો અર્થ અહીં બેવડું એમ સમજવું. ભોજન પણ પહેલાં ઉપોષણ કરીને કરવું; નહીં તો દોષ લાગે છે. સંવર્તે કહ્યું છે કે જે બ્રાહ્મણ આપત્તિ વિના અપોશન કર્યા વગર અન્ન જમે છે તેણે એકસો આઠ ગાયત્રીના મંત્રનો જપ કરવો. અતિશય આહાર પણ ન કરવો. કાશી ખંડમાં પણ કહ્યું છે કે અનારોગ્ય, અનાયુષ્ય, અસ્વર્ગ્ય અને અતિ ભોજન એ આ લોકમાં અપુણ્યકારક અને વિદ્વાનોમાં નિંદિત છે માટે તેનો ત્યાગ કરવો. વિદુરે કહેલું છે કે પોતાના આશ્રિતોને વહેંચી આપી ઘટિત ભોજન કરનાર ઘણું કામ કરીને થોડી નિદ્રા લેનાર અને માંગવાથી શત્રુને પણ આપનાર એવા આત્માવાળા પુરૂષના અનર્થો નાશ પામે છે. ઘટિત જમનારને આરોગ્ય. બળ, સુખ, અનાવિલ અને સંતાન એ ૭ ગુણો સહેજે મળે છે. ભોજનના વિધિની વધુ હકીકત સ્મૃતિગ્રંથમાંથી જાણી લેવી.

અહીં વાત્પર્ય એમ છે એટલે કે સૂતક હોય ત્યારે વૈશ્વદેવ ન કરવો. પણ માનસી સંધ્યા તો કરવાની જ. તે માટે પુલસ્ત્યે નિર્ણયસિંધુમાં કહ્યું છે:– બ્રાહ્મણે જન્મ તથા મરણના સૂતકમાં સંધ્યાકર્મ આચરવું અને પ્રાણાયામ વિના મંત્રોનો ઉચ્ચાર કરવો. વિષ્ણુપુરાણુમાં કહ્યું છે કે હે પાર્થિવ! સર્વ કાળમાં સંધ્યાની ઉપાસના તો કરવી; માત્ર સૂતક, આશૌચ, વિભ્રમ અને માંદગી એટલામાં ન કરવી. આ પૂર્ણ સંધ્યા પરત્વે કહેલું છે. શુદ્ધિદીપમાં ચ્યવન ઋષિએ કહ્યું છે કે જેના અંતમાં અર્ધ્ય અપાય છે તેવી માનસી સંધ્યા કુશ અને જળથી રહિત કરવી. પૈઠિનસિ અને ભરદ્વાજ તો મંત્ર સાથે અર્ધ્યદાન આપવાનું કહે છે. સૂતકમાં સાવિત્રીને અંજલિ આપીને સૂર્યનું ધ્યાન કરતો સતો તેને નમસ્કાર કરે. ગાયત્રીનો સારી રીતે ઉચ્ચાર કરીને સૂર્યને અર્ધ્ય આપવા. દેવપૂજા પણ માનસી જ કરવી. તે દૃષ્ટાંત વૈશ્વદેવનો લોપ સમજવો એમ મિતાક્ષરામાંથી જાણી લેવું. આમાં પાંચ નિષેધ વાક્યો છે. ૧૮૭.

**साधवो येऽथतैः सर्वै नैष्ठिक ब्रह्मचारीवत् ।**
**स्त्रीस्त्रैण संगादि वर्ज्यं जेतव्यां श्चांतरारयः ॥ १८८**

જે ત્યાગી સાધુઓ છે તેમણે નૈષ્ઠિક બ્રહ્મચારીની પેઠેજ સ્ત્રીનો તથા સ્ત્રીના પ્રસંગ વાળા પુરૂષોના સંગનો ત્યાગ કરવો અને પોતાની ઇંદ્રિયોને નિયમમાં રાખવા. ૧૮૪

અથ એટલે હવે બીજો વિષય શરૂ કરે છે. જે સાધુઓ એટલે કે જેઓ ત્યાગી હોઈ મારા આશ્રિતો હોય તેમણે નૈષ્ઠિક બ્રહ્મચારીની પેઠે સ્ત્રીઓ તથા સ્ત્રીઓના પ્રસંગવાળા પુરૂષોને જાણી જોઇને જોવા વગેરે પ્રસંગ ન કરવો. વગેરે એટલે પોતાના શરીરે તેલનુ મર્દન વગેરે ન કરવું. નહીંતો અધોગતિ થાય છે, એવો ભાવ છે. કહ્યું છે કે દેવની માયારૂપ એવી સ્ત્રીને જોઈને લુબ્ધ થયું છે મન જેનું અને તેથી જેણે પોતાની ઇંદ્રિયોને જીતી નથી એવો પુરૂષ પતંગ જેમ અગ્નિમાં પડે છે તેમ નરકમાં પડે છે.તથા કહ્યું છે કે માયાનાં રચેલાં એવાં સ્ત્રી, સુવર્ણ, ઘરેણાં, વસ્ત્ર વગેરે દ્રવ્યમાં ઉપભોગ બુદ્ધિથી લોભાઇને જે મૂઢ બને છે તે, જેની દૃષ્ટિ નાશ પામી છે એવા પતંગીઆની પેઠે નાશ પામે છે. ત્યાગીએ લાકડાની સ્ત્રીનો પગવડે પણ સ્પર્શ ન કરવો એ વગેરે શ્રી દત્તાત્રેયનું વાક્ય પણ છે. કોઈ પણ સ્ત્રીની સાથે બોલવું નહીં તેમજ અગાઉ જોયેલી સ્ત્રીનું સ્મરણ કરવું નહીં તેમજ સ્ત્રીની કળાનો ત્યાગ એ ચાર વાનાંનું આચરણ કરેછે તેના ચિત્તમાં વિકાર થાય છે અને તે વિકારથી તેનો નાશ થાય છે એમ મેધાતિથિ તથા જાબાલ સ્મૃતિમાં પણ કહ્યું છે. સ્ત્રીઓની કથા ન સાંભળવી એમ મોક્ષ ધર્મમાં પણ કહ્યું છે. મૈથુન વૃત્તિવાળાઓનો સર્વેએ ત્યાગ કરવો અને ઇંદ્રિયોને બહાર પ્રસરવા દેવી નહીં, માત્ર એકલાજ એકાંતમાં રહીને ચિત્તને ઇશ્વરમાં જોડવું અને પ્રસંગ કરવો હોય તો એવી વૃત્તિવાળા સાધુઓનો કરવો. એમ સૌભરીએ પણ કહ્યું છે. વળી અંતરના શત્રુઓને કામાદિકને જીતવા એટલે કે તેમનો ત્યાગ કરવો એવો અર્થ છે. વળી શ્રી ભગવાન્ પણ કહે છે કે આત્માનો નાશ કરનારાં ત્રણ નરકનાં દ્વાર છે. કામ, ક્રોધ અને લોભ. માટે એ ત્રણેનો ત્યાગ કરવો. કામનો તો વિશેષે કરીને ત્યાગ કરવો એમ પણ ભગવાનેજ કહેલું છે. રજોગુણમાંથી ઉત્પન્ન થયેલો એજ કામ અને એજ ક્રોધ તે મોટા અજગર જેવો અને મોટા પાપરૂપ થાય છે તેને મોટો શત્રુ જાણ. જેમ અગ્નિ ધુમાડાથી ગોટાય છે અને દર્પણ મેલથી આવૃત્ત થાય છે અને ગર્ભ જેમ માંસથી વીંટાય છે

તેમ કાળથી આ બધું વીંટાયેલું છે. જ્ઞાની પુરૂષનો નિત્યનો શત્રુ જે કામ તે વડે જ્ઞાન વીંટાયેલું છે. હે અર્જુન ! કદિ ન પુરાય તેવા કામરૂપ અગ્નિનાં સાધન ઇંદ્રિયો, મન અને બુદ્ધિ છે, તે વડે એ કાળ પ્રાણીને આવરીને તેને મોહ અને જ્ઞાન તથા વિજ્ઞાનનો નાશ કરનાર એવા કાળનો ત્યાગ કર. ઇંદ્રિયોને પર કહીં છે, ઇંદ્રિયોથી પર મન; મનથી પર બુદ્ધિ અને કાળ તો બુદ્ધિથી પર છે. એ પ્રમાણે બુદ્ધિથી પર એવા કાળને જાણીને; આત્મા વડે મનને નિયમમાં કરી ન જીતાય એવા કાળરૂપી શત્રુનો, હે મહાબાહો ! તું ત્યાગ કર. ભાગવતમાં ક્રોધ અને લોભનો વિશેષપણે કરીને ત્યાગ કરવાનું કહ્યું છે. કલ્યાણમાં વિઘ્નરૂપ એવા ક્રોધનો ત્યાગ કર, તારૂં કલ્યાણ થશે. એમ પણ કહ્યું છે; કે જે ક્રોધવાળા પુરૂષથી લોકમાં બહુજ ઉદ્વેગ થાય છે. જે પુરૂષ પોતાના આત્માનું અભય ઇચ્છિતો હોય તેણે ક્રોધને વશ થવું નહીં. વળી કહે છે કે ભૂખ અને તરસથી કાળનો અંત આવે છે અને ફળના ઉદયથી ક્રોધનો નાશ થાય છે, પણ દિશાઓ જીતવાથી કે પૃથ્વીનો ઉપભોગ કરવાથીય લોભનો અંત આવતો નથી, હે રાજન્ ! પંડિતો ઘણા છે અને બહુ જાણનારા તથા સંશયનો નાશ કરનારા હોય છે, તે સભાપતિ હોય છે તોપણ અસંતોષથી તેઓની અધોગતિ થાય છે. પુરૂષને અર્થ અને કાળનો અસંતોષ એ જન્મ મરણના હેતુરૂપ છે અને દૈવેચ્છાથી જે મળ્યું હોય તેથી સંતોષ માને તો તેની મુક્તિ થાય છે. યશસ્વી પુરૂષના યશ અને ગુણવાનના જે વખાણવા લાયક ગુણો તેને, જરા જેટલો લોભ નાશ કરે છે, જેમ ઇચ્છા પ્રમાણેના રૂપનો કોઢ નાશ કરે છે તેમ. સઘળા પાપોનું મૂળ લોભ છે માટે તેનો ત્યાગ કરવો એમ ભારતના આપદ્ધર્મમાં વિસ્તારથી કહેલું છે તે જાણી લેવું. અંતરના શત્રુઓને જીતવાના ઉપાયો પણ શ્રીમદ્ ભાગવતમાં નારદે કહેલા છે. સંકલ્પો નહીં કરીને કાળને જીતવો, અને કાળનો ત્યાગ કરીને ક્રોધને જીતવો, અર્થ અને અનર્થનો ક્ષમા કરીને લોભને જીતવો અને તત્ત્વનો વિચાર કરીને ભયનો ત્યાગ કરવો, આન્વીક્ષિકી વિદ્યાથી શોક તથા મોહનો અને ભારે ઉપાસના કરીને દંભનો તથા મૌન ધારણ કરીને યોગનાં અંતરાય રૂપ જે ઇંદ્રિયોનો અને કાયાની હીલચાલ સંકેલીને હિંસા ઉપર જય મેળવવો. આમાં બે વિધિ વાક્યો અને પેટા વાક્ય એક એમ મળીને ત્રણ છે. ૧૮૮

**सर्वेंद्रियाणि जेयानि रसना तु विशेषतः ।**
**न द्रव्यसंग्रहः कार्यः कारणीयो न केनचित् ॥ १८९**

એ ત્યાગી સાધુઓએ સર્વ ઇંદ્રિયોને અને તેમાં ખાસ કરીને રસની ઇંદ્રિને વિશેષ કરીને જીતવી તથા દ્રવ્યનો સંગ્રહ ન કરવો તથા બીજાની પાસે દ્રવ્યનો સંગ્રહ કરાવવો નહીં. ૧૮૯

સર્વ ઇંદ્રિયો એટલે જ્ઞાનેન્દ્રિ તેમજ કર્મેન્દ્રિયો તેમજ મન. તેમને જીતવાં. શ્રીમદ્ ભાગવતમાં ભગવાને કહેલું છે કે વાણીને નિયમમાં કર, મનમને નિયમમાં કર, પ્રાણને નિયમમાં કર તથા ઇંદ્રિયોને નિયમમાં કર અને આત્માવડે મનને નિયમમાં કર.

ઇંદ્રિયોને વિકળ રાખવાથી બંધન અને તેનો સંયમ કરવાથી મોક્ષ થાય છે. સવે ઇંદ્રિયોને ધર્મશીળ એવા સાધુએ પ્રયત્નવડે કરને જીતવી; નહીંતો માર્ગથી ભ્રષ્ટ થાય છે એમ વસિષ્ઠે કહેલું છે. જે મુનિએ ઇંદ્રિયો, મન તથા બુદ્ધિને જીતેલા હોય તો તે પરાયણ છે અને જેની ઇચ્છા ભય તથા ક્રોધ ગયા છે એવો તે સદાય મુક્ત છે. જેમ કાચબો પોતાનાં અંગોને સંકોચી લેછે તેની પેડે જે, પોતાની ઇંદ્રિયોને ઇંદ્રિયોના અથ-માંજ યોજે છે તેને સ્થિતપ્રજ્ઞ કહેલો છે, એમ ગીતામાં ભગવાને કહેલું છે. ભારતમાં પણ કહ્યું છે કે હે વિપ્ર તું મને જે પુછે તે સર્વેનું મૂળ તપ છે માટે ઇન્દ્રિયોને નિયમમાં રાખવી એજ તપ થાય છે બીજું નહીં. સ્વર્ગ અને નરક એ બન્ને ઇંદ્રિયોજ છે, તેનો નિગ્રહ કરવાથી સ્વર્ગ મળે છે અને તેને છુટી મુકયાથી નરક ઇંદ્રિયોના પ્રસંગથી નિશ્ચે દોષનો ત્યાગ થાય છે પણ તેનો સંયમ કરવાથી તે વડેજ સિદ્ધિ થાય છે. એ ૭ ( પાંચ ઇંદ્રિયો અને છઠું મન ) વડે જે આત્મામાં ઐશ્વર્ય મેળવે છે તેને પાપ લાગતું નથી અને તે જીતેંદ્રિય પુરૂષને અનર્થ લાગતા નથી. રસના એટલે જીભ્હા તો વિશેષે કરીને જીતવી. અહીં રસના શબ્દ એટલે તેમાં રહેલી જે રસના ઇંદ્રિય તે સમજવી અને તે 'તાત્સ્થ્યાત્તાચ્છબ્દ્યમ્' એ ન્યાયથી સમજવી. કેમકે રસના ઇંદ્રિયનો જય કરવાથી સર્વે ઇંદ્રિયોનો જય થાય છે. તે જીતવાથી સર્વે રસો જીતાય છે; નહી તો ઉપસ્થ અને જીભ્હાના દોષથી પુરૂષ વરના માત્ર રખેવાળ જેવો બની જાય છે. રસથી મોહિત થયેલા એવા પુરૂષ અતિ બળવાન્ એવી જીભ્હાથી, માછલું જેમ કાંટામાં આવીને મરણ પામે છે તેમ ઘણા અનર્થોને પામે છે. માટે ભોજન ઔષધની પેડેજ લેવું, ભોજન ઔષધની પેડેજ લેવું એમ આરૂણેય શ્રુતિમાં રસાસ્વાદનો નિષેધ કરેલો છે. ઇંદ્રિયોનો નિગ્રહ નહીં કરવાથી અનર્થની

આપત્તિ થાય છે એમ ભગવાને કહેલું છે. વિષયનું ધ્યાન કરતો સતો પુરૂષ તે વિષયના સંગને પામે છે, સંગમાંથી કામની ઉત્પત્તિ થાય છે, કામમાંથી ક્રોધ થાય છે અને ક્રોધમાંથી સંમોહ અને સંમોહમાંથી સ્મૃતિની ભ્રાન્તિ થાય છે. સ્મૃતિ જવાથી બુદ્ધિનો નાશ થાય છે અને બુદ્ધિનો નાશ થતાં પુરૂષનો નાશ થાય છે.

વળી તે ત્યાગીઓએ જે વડે કરીને નાણાંની ઉત્પત્તિ થાય તેનાજેવાં નવીન વસ્ત્ર, પાત્ર વગેરેનો સંગ્રહ ન કરવો એટલે કે તે પોતાની પાસે પેન રાખવાં તેમજ બીજા કોઇ પુરૂષ પાસે સંગ્રહ ન કરાવવાં તેમજ પોતાના માટે નાણાં એકત્ર ન કરાવવાં. કારણ કે એજ સર્વે સુખના સંપાદનનો મૂળ હેતુ છે. અનુભવી પુરૂષો પણ એમજ કહે છે. બ્રહ્માએ બે પ્રકારનાં ચક્રો કર્યા છેઃ એક સ્ત્રીનું અને બીજું સુવર્ણનું. તેમાં જેને આસક્તિ નથી થતી તેને સાક્ષાત્ શંકર જાણવો. કનક શબ્દ એટલે તેમાં રૂપું પણ જાણવું. સુવર્ણમાં કળિયુગનો વાસ છે એમ શ્રી ભાગવતમાં પ્રસિદ્ધ છે. તેથી પરમહંસ ઉપનિષદ્‌માં પણ કહે છે કે જે હેતુ માટે જો સન્યાસી સુવર્ણને આસક્તિથી જુએ તો તે બ્રહ્મઘાતી થાય છે, જો તે આસક્તિથી તેનો સ્પર્શ કરે તો તે ઝાંપડો થાય અને આસક્તિથી તેનું ગ્રહણ કરે તો તે આત્મઘાતી થાય માટે ત્યાગીઓએ સુવર્ણને જોવું નહીં, તેનો સ્પશ ન કરવો તથા તેનું ગ્રહણ ન કરવું. જીવન મુક્તિ વિવેકમાં પણ કહ્યું છે કે જે ત્યાગી બુદ્ધિપૂર્વક વીર્યનો ત્યાગ કરે તથા દ્રવ્યનો સંગ્રહ કરે એ બે વાનાં કરે તે નિશ્ચે નર્કમાં પડે છે. આમાં બે વિધિ વાકયો અને બે નિષેધ વાકયો મળી ચાર છે. ૧૮૯.

**न्यासो रक्ष्यो न कस्यापि धैर्यं त्याज्यं न कर्हिचित् ।**
**न प्रवेशयितव्या च स्वावासे स्त्री कदाचन ॥ १९० ॥**

તે ત્યાગી પુરૂષોએ કોઇની પણ થાપણ ન રાખવી તથા તથા કયારેય ધૈર્યનો ત્યાગ ન કરવો તથા પોતાના રહેવાના મકાનમાં કયારેય સ્ત્રીનો પ્રવેશ થવા દેવો નહી. ૧૯૦.

કસ્યાપિ એટલે પરિચિત અથવા અપરિચિત એવા કોઇપણ માણસની. ન્યાસ એટલે કોઇપણ જાતની થાપણની વસ્તુ ન રક્ષ્ય એટલે સાચવવા માટે ન રાખવી. હું સાચવીશ એવી પ્રતિજ્ઞા કરીને પોતાની પાસે બીજાની

વસ્તુ ન રાખવી. કારણ કે તેથી પોતાના મનને ક્ષોભ થવાનો અને નકામો કલેશ થવાનો સંભવ છે. વળી તે ત્યાગી સાધુઓએ ક્યારે દેશ તથા કાળના વિષમપણામાં અગર ભિક્ષા વગેરે ન મળે ત્યારે પણ ધીરજ–જે નિર્વિકારવાન્ રહેવું તેના ગુણનો ત્યાગ ન કરવો: કારણ કે દેહનું પ્રારબ્ધ અતિ બળવાન હોય છે. સ્મૃતિમાં પણ કહ્યું છે કે ધીરજનો ત્યાગ ન કરવો વળી તે ત્યાગી સાધુઓએ પોતાના સ્થાનને વિષે સ્ત્રીઓનો પ્રવેશ થવા દેવો નહી. કારણ કે તેના પ્રવેશથી ત્હેનું દર્શન થાય એટલે પોતાના બ્રહ્મચર્યરૂપી નિયમનો પણ ભંગ થાય એ પ્રકરણમાં મુખ્યત્વે કરીને અગાઉ જણાવેલા સાધુનાં લક્ષણવાળા શ્લોકો પ્રમાણરૂપ છે તે જાણી લેવું. આમાં ત્રણે નિષેધવાક્યો છે ૧૯૦

**न च संघं विनारात्रौ चलितव्यमनापदि ।**
**एकाकिभिर्न गंतव्यं तथा क्वापि विनापदम् ॥ १९१ ॥**

આપત્તિ ન હોય તો સંગાથવિના રાત્રિમાં ચાલવું નહીં અને આપત્તિ વિના કયારેય એકલા જવું નહીં. ૧૯૧

તે ત્યાગી સાધુઓએ આપત્તિ વિના એટલે જ્યારે શરીર સારૂં હોય ત્યારે રાત્રે માણસોના સમુદાય વિના ચાલવું નહીં, એટલે ઘણા માણસો ના સંગાથ વિના રાત્રે ગામ જવું નહીં. આપત્તિ હોય તો જવામાં દોષ નથી. તેમજ તે સાધુઓએ આપત્તિ વિના એકલા કોઇપણ સ્થાનકથી જવું નહીં. સૂર્ય આથમ્યા પછી માર્ગમાં ચાલવાનો નિષેધ ગૌતમે કૃત્યચિંતામણિમાં કહેલો છે કે સૂર્યાસ્ત થયા પછી માર્ગે એકલા ચાલવું નહીં, વ્યભિચારીઓ સાથે ચાલવું નહીં તથા નિંદિત એટલે ગુપ્ત માર્ગથી ચાલવું નહીં. હવે શંકા કરે છે કે ઘણા જણ ભેગા વસતા હોય તો અગર બે જણ વાત કરતા હોય તો તેમાં પણ કલેશ થાય છે. માટે કુમારીના હાથના એક કંકણની પેઠે ત્યાગીએ તો એકલાજ ચાલવું. એ વાક્ય ઉપરથી ત્યાગીઓને તો એકલા ચાલવાનું જ યોગ્ય છે એમ કહ્યું છે તો પછી અહીં એકલા કોઇ ઠેકાણે જવું નહીં, એમ શાથી કહે છે ? એ શંકાના સમાધાનમાં કહે છે કે બરાબર, કલહ, અને ગ્રામ્યવાર્તા કરવાના હેતુથી તે ઠેકાણે દુર્જનના સંગનો ત્યાગ કરવાની ના પાડી નથી. તે સંબંધમાં ભગવાન્ કપિલ દેવેજ કહ્યું છેકે માણસે પોતાનાં સંબંધીઓમાં જેવો અજર પાસ બંધી રાખે છે કે એમ ડાહ્યા પુરૂષો કહે છે છે તેવો પ્રસંગ જો સાધુ-

ઓને વિષે કરવામાં આવે તો તેને માટે મોક્ષનાં દ્વાર ખુલ્લાં થઇ જાય છે. જેઓ અન્યન્ય ભાવથી મારી દૃઢ ભક્તિ મારે માટે કરે છે અને કર્મોને મનેજ અર્પણ કરે છે તથા પોતાના સગાંવહાલાંઓને છોડી દે છે એક મારોજ આશ્રય છે એવી મારી સ.રી કથા સાંભળે છે જેમનું ચિત્ત મારામાં છે એવા તેમને વિવિધ તાપો તપાવતા નથી. એવા સાધુઓ જેમણે સર્વે સંગને છોડી દીધા છે તે સાધુએનો સંગ, હેમાત ! તમારે કરવા યોગ્ય છે કેમકે તે સંગ દોષોનો નાશ કરે છે. મારા ચરણકમળની સેવામાંજ રમી રહેલા અને મારીજ ઇચ્છા કરતા એવા કેટલાક જે ભક્તો પરસ્પર એકત્ર થઇને મારી કથાઓને કહે સાંભળે છે તે ભક્તો મારી સાથેની એકતાને એટલે મને મળવાને પણ નથી ઇચ્છતા. એકાદશ સ્કંધમાં પણ કહ્યું છે કે શિશ્નુ અને ઉદરમાં આસક્તિવાળા એવા અસત્ પુરૂષોનો સંગ ક્યારેય ન કરવો. તેવાની પાછળ ચાલનાર તો નરકમાં પડે છે જેમ આંધળાની પાછળ અંધ મનુષ્યો પડી જાય તેમ. તે હેતુથી દુષ્ટોનો સંગ છોડી દઇને બુદ્ધિમાન્ મનુષ્યે સજ્જન પુરૂષનો સંગ કરવો. સંતપુરૂષો વાણી માત્રથી તેના મનની આસક્તિને છેદી નાંખે છે. એ સંતો અપેક્ષા વિનાના, મારામાં ચિત્તવાળા, શાંત, સમદૃષ્ટિવાળા, મમત્વ વિનાના. અંધકાર વિનાના, દ્વંદ્વવિનાના, અને ધન નહીં લેનારા હોય છે. તેથીજ આવા પરમહંસોમાં મુખ્ય એવા શ્રી શુકદેવને પણ સાધુના સમાગમ માટે શ્રી ભાગવતનું અધ્યયન કરવું યોગ્યજ છે. ઉગ્રશ્રવસે પણ કહ્યું છે કે હરિના ગુણોથી આકર્ષાઇ છે બુદ્ધ જેની એવા અને વિષ્ણુના ભક્તોને પ્રિય એવા શુકદેવજી આ મોટા આખ્યાનને ભણતા હતા. આમાં વિષ્ણુના ભક્તોને પ્રિય એવું છે એટલે તેમની સંગતી ઇચ્છા પણ જાણવી એમ શ્રીધર સ્વામીએ વ્યાખ્યાનમાં કહ્યું છે તેથીજ સાધુઓએ પણ સાધુનો સંગ અવશ્ય કરવો જોઇએ. **तुलयाम लवेनापि** એ જાણીતા શ્લોકમાં પણ સાધુનો સંગ મળવો અતિ દુર્લભ જણાવ્યો છે તેથી પણ જ્યારે દેશકાળના વિમપણા થકી સાધુનો સંગ ન મળે તો અસત્પુરષોના સંગની અપેક્ષાથી એકલાજ વિચારવું એવો ભાવાર્થ છે. આમાં બે નિષેધ વાક્યો છે. ૧૯૧.

**अनर्घ्यं चित्रितं वासः कुसुंभाद्यैश्च रंजितम् ॥**

**न धार्यं च महार्घं प्राप्त मन्ये छया पितत् ॥१९२॥**

અને કસુંબલ આદિ જે અતિ મૂલ્યવાન્ રંગબેરંગી વસ્ત્રો તથા શાલ-દુશાલા બીજાની ઇચ્છાથી પ્રાપ્ત થયાં હોય તોપણ તે પહેરવાં નહીં.

અનર્ઘ્ય એટલે જેનું મૂલ્ય ન થઇ શકે તેવાં મતલબ કે ઘણા મૂલ્ય-વાળાં. ચિત્રિત એટલે રંગબેરંગી. અન્યેચ્છયા એટલે પારકાની ઇચ્છાથી. પ્રાપ્ત એટલે મળેલું. વાસ એટલે વસ્ત્ર. અનર્ઘ્ય એટલે સામાન્ય રીતે લોકોને અપરિચિત હોવાથી જેનું મુલ્ય થઇ શકે તેમ ન હોય તેને અન-ર્ઘ્ય કહેવાય. કુસુંભં એટલે કસુંબલ આદિ રંગથી રંગેલું. આદિ શબ્દ એટલે ગળીમાં બોળેલું હોય તેવું પણ. મહાવસ્ત્ર એટલે જેને દુશાલા કહે છે તેવાં. પણ ધારણ ન કરવાં. એ બધાંમાં પણ બીજાથી પ્રાપ્ત થયેલાં એવું વિશેષણ ગણી લેવું. તેવાં વસ્ત્ર ધારણ ન કરવાં. કદાચ કોઇ ધનવાન્ પુરૂષ એવું વસ્ત્ર જોરથી આપે તો તેના સંતોષને માટે તે સમયે ધારણ કરીને તુરતજ બીજાને ફરી પાછું ન લેવા માટે આપી દેવું. પણ તેનું વારેવારે ધારણ કરવું નહીં તેમજ પોતાની પાસે રાખીને તેનું રક્ષણ કરવું નહીં એવો આશય છે. કેમકે ધર્મપ્રદીપમાં કહ્યું છે કે સુવ-ર્ણના તારવાળું, સૂક્ષ્મ, નાના પ્રકારના રંગવાળું, વિચિત્ર, વધારે મુલ્ય-વાળું તથા ધનવાનને પહેરવા યોગ્ય એવું વસ્ત્ર રાજસ ગણાય. એમ તેનું રાજસીપણું કહેવાયાથી ત્યાગીઓને ધારણ કરવાનું અયોગ્ય ગણાય છે. તેમને તો કૌપીન ઉપર જીર્ણ થયેલું લુંગડું તથા ફાટેલી ગોદડી વગેરે ધારણ કરવાનું વિધાન છે એ વગેરે વિસ્તાર બીજા ગ્રંથોમાં છે. આમાં ચાર નિષેધ વાકયો છે. ૧૯૨

**भिक्षां सभां नैव गंतव्यं गृहिणो गृहम् ।**
**व्यर्थः कालो न नेतव्यो भक्तिं भगवतो विना ॥ १९३ ॥**

તે ત્યાગી પુરૂષોએ ભિક્ષા અને સભાના પ્રસંગ વિના ગૃહસ્થના ઘેર જવું નહીં તથા ભગવાનની ભક્તિ વિના કાળ વ્યતીત કરવો નહીં ૧૯૩.

ભિક્ષા અને સભા વિના ગૃહસ્થના ઘર પ્રત્યે ન જવું. ભિક્ષા શબ્દથી ભિક્ષાને માટે રખડવું તે એમ સમજવું. સભા શબ્દ એટલે સામાજિક પુરૂષો એકત્ર થયા હોય તે એવો અર્થ છે. સભા શબ્દ, સમાજિક, જુગાર, ગોષ્ઠિ, તથા મંદિરના અર્થમાં વપરાય છે. સભામાં પણ આમં-

ત્રણુ આવે એટલે જવાનું સમજવું. આહારથીજ પ્રાણુ ટકે છે માટે તેના સારૂ યત્ન કરવો એવું ભગવાનનું વાક્ય છે માટે યજ્ઞમાં તો બોલાવ્યા વિનાજ જવું અને સભામાં બોલાવે તો જવું એવું નીતિસારનું વાક્ય છે માટે એ બે નિમિત્તથીજ ગૃહસ્થના ઘેર જવામાં દોષ નથી, બાકી તો દોષ લાગે છે. હવે ભિક્ષા માંગવા કેવી રીતે જવું તે માટે કહે છે કે પવિત્ર ગૃહસ્થના ઉઘાડાં દ્વારવાળા ઘર પ્રત્યે જઇને, સ્ત્રીને જોયા વિના મોટા સ્વરે હરિનું નામ ઉચ્ચારીને ભિક્ષા માંગવી એ વિગેરે વિશેષ પ્રકાર જાણુવો. મોટે સ્વરે બોલવું એટલે ઘરની બહાર ઉભા રહીનેજ ભિક્ષા માંગવી એમ જાણુવું. વળી સભામાં જવું તેમાં પણુ યથાશાસ્ત્ર અને ન્યાયથી બોલવું પણુ ચૂપ ન રહેવું તથા પ્રમાણુ વિનાનું કાંઇ બોલવું નહીં. કહ્યું છે કે ડાહ્યા પુરૂષે સભાસદના દોષનું સ્મરણુ કરાને સભામાં જવું નહીં કેમકે ત્યાં જઇને જો તે બોલતો નથી અગર વિપરીત બોલે છે તો તેને પાપ લાગે છે.

હવે ભગવાનની ભક્તિ જે શ્રવણુ કીર્તન વગેરે લક્ષણુવાળી છે તે વિના નકામો કાળ એક ક્ષણુ પણુ ગુમાવવો નહી. બધો વખત પોતાની શક્તિ મુજબ જે કાંઇ ભક્તિ તે કરવી પણુ બીજી રીતે કાળક્ષેપ ન કરવો આમાં સંમતિનાં વાક્યો અગાઉ આત્મનિવેદી ધર્મોમાં લખેલાં છે તે જાણી લેવાં. આ શ્લોકમાં ત્રણે નિષેધ વાક્યો છે. ૧૯૩.

**पुमानेव भवेद्यत्र पक्वान्न परिवेषणः ॥**
**ईक्षणादि भवेनैव यत्रस्त्रीणां च सर्वथा ॥ १९४ ॥**

જે ઘરમા રસોઇ પીરસનાર પુરૂષ હોય અને જ્યાં સ્ત્રીનાં દર્શનાદિનો પ્રસંગ કોઈ રીતે ન હોય ૧૯૪.

હવે ભિક્ષા કરવામાં વિશેષ પ્રકાર શો તે બે શ્લોકથી કહે છે. જે ગૃહસ્થના ઘરમાં પુરૂષજ પીરસનારો હોય પણુ સ્ત્રી ન હોય અને જ્યાં રાંધેલી રસોઇને પીરસનાર માત્ર પુરૂષ હોય અને જ્યાં સ્ત્રીનાં દર્શન કોઇ રીતે ન થાય ત્યાં. આદિ શબ્દ છે માટે સ્ત્રીના શબ્દનું શ્રવણુ વગેરે ન થાય તેવા ૧૯૪.

**तत्र गृहिगृहे भोक्तुं गंतव्यं साधुभिर्मम ॥**
**अन्यथाऽऽमान्नमर्थित्वा पाकः कार्यः स्वयंयतैः १९५**

તેવા ગૃહસ્થના ઘેર મારા એ ત્યાગી સાધુઓએ જમવા જવું; નહીં તો કાચું અન્ન માંગીને પોતાની મેળે રસોઇ કરીને જમવું ૧૯૫.

તેવા ઘરમાં પેસીને મારા સાધુઓએ ભોજન કરવા માટે જવું. જો એ કહ્યા પ્રમાણે અનુકુળના ન હોય તો તેમણે કાચું અન્ન માંગીને માધુ-કર વૃત્તિથી ભિક્ષા કરી પોતાનાજ હાથે રસોઇ કરી લેવી. તે પોતાનાજ સ્થાનકમાંજ કરવી એવો અર્થ છે. ચકાર છે માટે બ્રાહ્મણ પાસે પણ રસોઇ કરાવવી. સર્વ પ્રકારે પોતાના નિયમનું રક્ષણ કરવું એવું તાત્પર્ય છે, જો કે ત્યાગીઓને પાકી રસોઇ કરવાની યોગ્ય કહી નથી તોપણ વૈષ્ણવોને ભગવાનનું દાસપણું એ મુખ્ય ધર્મ હોવાથી ભગવાનને અર્થે ભિક્ષા માંગવી તેમાં દોષ નથી. પણ પોતાને માટે ભિક્ષા ન માંગવી. ભગવાને પણ કહ્યું છે કે જેઓ પોતાની જાતને માટેજ રસોઇ કરે છે તેઓ પાપને ખાય છે. આ બે પ્રકારની ત્યાગીઓની વૃત્તિઓ શ્રી દત્તાત્રેય ભગવાને કહેલ છે: ગૃહસ્થોને ખેદ પમાડયા વિના માધુકરી વૃત્તિને આચરતો, એવો મુનિ તે સર્વત્ર દાન આપનારના આગલાં તથા પાછલાં પાપોનો નાશ કરતો સતો જમે. આમાં બે વિધિ વાક્યો છે. ૧૯૫

**आर्षभो भरतः पूर्वं जडविप्रो यथा भुवि ।**
**अवर्त्तताऽत्र परमहंसै वृत्यं तथैवतैः ॥ १९६**

પૂર્વે ઋષભદેવના પુત્ર એવા જડભરત જેમ આ પૃથ્વીમાં વર્ત્યા હતા તેવી રીતેજ એ ત્યાગીપરમહંસોએ વર્તવું. ૧૯૬.

પૂર્વે એટલે પહેલા જન્મમાં આર્ષભ. એટલે શ્રી રૂષભ દેવના પુત્ર ભરતનામના રાજર્ષિ. આર્ષભ એવું વિશેષણ મુકયું છે તેનું કારણ એકે ભરત નામના રાજાથી બીજા એમ જણાવવાને. જડ ભરથ જેમ બીજા જન્મમાં પૃથ્વી ઉપર વર્ત્યા હતા તેની પેઠે અમારા પરમહંસ જે સાધુઓ તેમણે અહીં લોકમાં વર્તવું પરમહંસ શબ્દ વ્યુત્પત્તિ અનેક રીતે કરવામાં આવે છે જેમકે પરનો અર્થ સર્વોત્તમ થાય છે અને મા એટલે લક્ષ્મી અથવા વરાનૂ એટલે ધર્મના શત્રુઓનો નાશ કરે એવા અને હંસી વિષ્ણુ વળી પરમહંસ શબ્દ વિષ્ણુના અર્થમાં પણ વપરાયો છે. જેમકે **કુરુ ષસિતાત્મગતયે કુયોગિનાં भिदा परमहंसाय। नमःपरमहंसाय पूर्णाय निभृता मने** વગેરે જે ઉપાસના કરવા યોગ્ય હોઇ અસ્તિત્વ ધરાવે છે એવા પરમહંસ, ભાગવતમા પણ હંસ શબ્દ વિષ્ણુના પર્યાય તરીકે બહુ ઠેકાણે

જણાય છે. જેમકે

**हंमाय तस्मै शुचि सद्मने नमः**
**हंसाय दह्न निलयाय निरीक्षकाय,**

**उपासते तपो निष्ठा हंसंमां मुक्त किल्बिषा.**
**हंस सुपर्णो वैकुंठः। हंसे गुरौ मयि भक्त्यानुवृत्या।**

**हंसाय संयत गिरे निगमेश्वराय।**
**तत्रापि हंसं पुरुषत्तमम्। महाहंसाय धीमहि**

વગેરે હવે પરમહંસ જડ ભરથ જેમ વર્ત્યા તેમ વર્તવું શ્લોકમાં તથા શબ્દ છે એટલે સાદૃશ્યતા આવી તેથી સાધુઓને માટે પણ પરમહંસ પણું સમજવું. યથા શબ્દ તુલ્યયોગ અને અનુમાન એ એમાં વપરાય છે, તથા શબ્દ નિશ્ચયમાં, પ્રષ્ટ પ્રતિવાક્યમાં અને સમુચ્ચયમાં વપરાય છે. અને 'યથા' તથા તથા એ બન્ને શબ્દો ઉદૃશ, તથા આ દશ્યના અર્થમાં વપરાય છે એમ વિશ્વ કોષમાં છે. હવે એ જડભરતનું વર્તન કેવું હતું તે કહે છે. પોતાનાં સગાંઓના સંબંધથી ઘણાજ ઉદ્વેગ પામેલા, અને કર્મના બંધનનો નાશ કરે એવાં ભગવાનનાં શ્રવણ, સ્મરણ, ગુણ વિવરણ અને ચરણ કમળની જોડીનું મન વડે ધારણ કરતા વગેરે શ્રી ભાગવતના પંચમ સ્કંધમાં કહેલું છે તે જાણી લેવું. લોક તથા શાસ્ત્રોમાં પરમહંસો બે પ્રકારના કહેલા છેઃ અલિંગઅને અવધૂતલિંગ તેમાં પહેલા પ્રકારના એટલે અલિંગ પરમહંસ તો જે શુકદેવજી આદિ નગ્ન અવસ્થામાં ફરતા હતા તેજ. વળી જાબાળ ઉપનિષદ્‌માં પણ કહ્યું છે કે જેમ જન્મ વખતે જેવું રૂપ હોય તેવુંજ ધરનાર, દ્વંદ્વ વિનાના, દાન નહીં લેનારા, તત્ત્વજ્ઞાનના બ્રહ્મના માર્ગના જ્ઞાનથી સારી રીતે જાણતા, શુદ્ધ મનવાળા, પ્રાણના ધારણને માટે યોગ્ય કાળે વિમુક્ત, ભિક્ષાનું આચરણ કરતા અને ઉદરરૂપી પાત્રવાળા તથા લાભાલાભમાં સમવૃત્તિવાળા થઇને ઉજ્જડ ઘર, મંદિર, ઘાસ, ઢગલો, રાફડો, વૃક્ષનું મુળ, કુંભારની કોડ, અગ્નિહોત્ર, નદીનો કાંઠો, પર્વત, ગુફા, બખોલો, કોતર, ઝરણાં અને ચોતરો એટલાનો કે સમીપે પણ ઘણો સમય નહીં રહેનારા મદમાં છકી નહી જનાર, મમતા વિનાના, પરમાત્માના ધ્યાન વાળા, અધ્યાત્મમાં નિષ્ટાવાળા, અશુભ કર્મને મૂળમાંથી ઉખેડી નાખવામાં તત્પર એવા અને જે સન્યાસથીજ દેહના ત્યાગ કરે તેમનું

નામ પરમહંસ બીજાઓતો શ્રી ભાગવત્ વગેરેમાં પ્રસિદ્ધ એવા જડ ભરતના જેવા અવધુતવેષવાળા. એ અવધુત પરમહંસ તે લોકોમાં અનાદર પામેલા શ્રીદામાના સરખા પુરૂષના વેષના જેવો વેષ ધારણ કરનારા. તેમને દરિદ્ર બ્રાહ્મણની પેઠે યજ્ઞોપવિત, વલ્કનાં જુણાં કપડાં, ગોદડી વગેરે ધારણ કરેલું વર્ણવવામાં આવે છે. એ શ્રીદામાના સંબંધમાં કહે છે કે પવિત્ર કીર્તિવાળા કૃષ્ણે તે અવધૂતને સભામાં સારૂં સ્થાન આપ્યું તે જોઇને અંતઃપુરના જનો તો અતિ વિસ્મય પામી ગયા કે આ અવધુત ભિક્ષુએ તે કેવુંય પુણ્ય કર્યું હશે ? એ વગેરે વાકયોથી શ્રીદામાને પણ અવધુત કહ્યા છે એમ જાણવું. જડભરતનો પણ એવોજ વેષ હતો એમ જણાય છે. મલીન વસ્ત્રથી કેડને વીંટેલી, અને કાળી મેલા જેવી જનોઇ રાખેલી એથી આ કોઈ હી જાતિનો બ્રાહ્મણમાં અધમ કોઇ હશે એમ અજ્ઞાત મનુષ્યોએ અપમાન કરેલા અને દૈવયોગે આવેલા એટલામાં એ બ્રાહ્મણમાં શ્રેષ્ઠ આવ્યા. બ્રાહ્મણમાં શ્રેષ્ઠ એવા તેમનું વચન સાંભળીને લોકો પુછતા હવા કે તમે આમ છાના ફરનારા કોણ છો ? અને બ્રાહ્મણની જનોઇ ધારણ કરનારા તમે કેટલામા અવધૂત છો ? અવધુત, બ્રાહ્મણમાં અધમના જેવા ચિન્હવાળા, ગુરૂ, અને નિત્ય વસ્તુના અનુભવવાળા તમને નમસ્કાર હો. 'ये ब्राह्मणा गा न्मव धूत लिंगाश्चरंति' એ વગેરે વાકયોથી નગ્ન બ્રાહ્મણોને પાલખી ઉપાડવા લાવવાનું યોગ્ય હોય જ નહિ. એટલે તેમણે જીર્ણ વસ્ત્રો ધારણ કરેલાં હોવાં જ જોઇએ.. વળી "પોતાનાં સગાંઓએ તજી દીધેલા અને અવધુનના જે બ્રાહ્મણો અવધૂતનો વેષ ધારણ કરીને પૃથ્વી ઉપર વિચરે છે વગેરે વાકયોથી પણ દિગંબર એટલે વસ્ત્ર વિનાના રૂષિ પાસે (નહુશરાજાએ) પાલખી ઉપડાવી હોય એમ માનવું યોગ્ય નથી પણ તેમણે જીર્ણ થઈ ગયેલાં વસ્ત્રો પહેર્યા હશે એવો સંભવ છે. વળી પોતાનાં સગાંઓએ છોડી દીધેલા એવા અવધત વેષવાળા એવા તેમણે હરિ પ્રસન્ન થાય તેવાં વ્રતો કર્યા એવા વ્યાખ્યાનથી પણ અવધૂત વેષનો અર્થ વલ્કલધારી એવો થાય છે એમ શ્રીધર સ્વામીનું વાક્ય છે. એ બન્ને પ્રકારના પરમહંસોને પણ ભગવાનની ઉપાસના કરવી આવશ્યક જ છે કેમકે શ્રુતિમાં કહ્યું છે કે શુક્લ ધ્યાન પરાયણઃ એટલે શુક્લ કહેતાં પરમાત્મા—તેના ધ્યાનવાળાં આ વિષે બીજાં પણ ઘણાં વાક્યો ભાગવત્‌માં આવે છે જેમકે **तस्मिन् यतौ परमहंस महामुनो नामन्वेषणीय चरणौ चलयन्तहो श्रीः ।**

अथात आनंद दुधं पद्मांबुज हंसाः श्रये रम्नरविंद लोचन। भक्ति-परां परमहंसगतौ लभेत। परमहंस परमगुरवे परमहंस परिव्राजकैः परमेणात्मयोगसमाधिना परिभावित परिस्फुट पारमहंस्य धर्मेणो द्घाटिततमः कपाटद्वारे चित्तेऽपावृत आत्मलोके स्वयमुपलब्ध निजसुखानुभवोभवान्। ननाम पादांबुजमस्य विश्वसृद् यत्पार-महंस्येन यथाधिगम्यते। भागवत परमहंस दयित कथाम्। किंवा भागवता धर्मान् प्रायेण निरूपिताः। प्रियाः परमहंसानां त एव ह्यच्युतप्रियाः। तथा परमहंसानां मुनीनाममलात्मनाम्। भक्तियोग विधानार्थम् વગેરે વાક્યો ભાગવતના પંચમ સ્કંધમાં આવેલાં છે તે ઉપ-રથી પણ પરમહંસોને ભગવાનની ઉપાસના કરવાની છે એમ સિદ્ધ થાય છે. શુકલ શબ્દનો અર્થ કૃષ્ણ શબ્દની પેઠેજ શ્રીવિષ્ણુ એવો થાય છે અને એજ અર્થમાં ભાગવતમાં ઘણે ઠેકાણે દેખાય છે જેમકે હે શુકલ! ( હે પરમાત્મન્ ) જેને આંખનું મટકું નથી એવા તમને બલિ અર્પું છું. મારા યશનો વિસ્તાર કરતા એવા શુકલ ( પરમાત્મા ) તેનું તે આરાધન કરેલું છે. તેથીજ શુકલે ( પરમાત્માએ ) કહેલા તથા જેમાં હિંસાનો લેશ નથી એવા પરમહંસના મુખ્ય ધર્મોને હું બહુજ માનું છું. એ ચાલી નિકળેલા શુકલ ( પરમાત્મા ) આ શુકલ ( પરમાત્મા ) નું કરેલું તીર્થ છે. અમારા કલ્યાણને માટે શુકલ ( પરમાત્મા ); ન હોત તો વગેરે. મહાભારતમાં વૃત્ર ગીતામાં પણ કહ્યું છે કે વૈકુંઠ, પુરૂષ, અનંત, શુકલ ( પરમાત્મા ), સના-તન એવા વિષ્ણુ છે એમાં કાંઈ મોટું અદ્ભુત નથી એવા ગ્રંથના વ્યાખ્યા-નમાં પણ ભાગવત પરમહંસોને, ભગવાનની ઉપાસના કરનારા પરમહંસો એમ શ્રીધર સ્વામિની ઉક્તિ છે તેથી તેમને ભગવાનની ઉપાસના કહેલી છે. વળી ભગવાનની ઉપાસનાની પેઠેજ સ્વધર્મ વગેરેનું પાલન પણ તેમને અવશ્ય કરવાનું છે એમ પણ જાણવું. વળી ભારતના મોક્ષધર્મમાં અજગર સ્વામીના સદાચારનું વર્ણન જોવામાં આવે છે. જેમકે સ્થિરમતિવાળા અને સ્વધર્મમાંથી નહીં પડનારા તે જેમ જોઈએ તેમજ વર્તે છે અને સર્વે વસ્તુ માત્રને જાણે છે. શયન અને આસન જેમનાં નિયત કર્યાં નથી, અને પ્રકૃતિએ કરીને દમ, નિયમ, વ્રત, સત્ય તથા શૌચયુકત; તથા જેનાં ભય, કલેશ, લોભ અને મોહ ગયાં છે એવું આ પવિત્ર અજગરનું વ્રત હું પાળું છું. એ પ્રમાણે બે પ્રકારના પરમહંસોમાંથી ભાગવત પરમહંસ જે જડ-ભરત તેમની વૃત્તિ અનુસરવા જેવી છે એવો ઉપદેશ છે. તે વૃત્તિ તરફ પોતાની પ્રસન્નતા જણાવે છે. આમાં એક વિધિવાક્ય છે. ૧૯૬

वर्णिभिः साधुभिश्चैतैर्वर्जनीयं प्रयत्नतः
तांबुलस्याहिफेनस्य तमालादेश्च भक्षणम् ॥ १९७
संस्कारेषु न भोक्तव्यं गर्भाधान मुख्येषु तैः
प्रेतश्राद्धेषु सर्वेषु श्राद्धे च द्वादशाहिके ॥ १९८ ॥

એ બ્રહ્મચારીઓ તથા સાધુઓએ પાન સોપારી, તથા અફિણ તથા તમાલ આદિનું ભક્ષણ ન કરવું. ૧૯૭

તથા તેમણે ગર્ભાધાન આદિ સંસ્કાર નિમિત્તના ભોજનમાં તથા બધાં પ્રેત શ્રાદ્ધ તથા દ્વાદશ આદિક શ્રાદ્ધમાં પણ જમવું નહિ. ૧૯૮

હવે બ્રહ્મચારીઓ તથા સાધુઓના મિશ્ર ધર્મોને બે શ્લોકથી વર્ણવે છે. વર્ણિભિઃ જેટલે બ્રહ્મચારીઓએ અને સાધુભિઃ એટલે એનીજ પ્રકૃતિના સાધુઓએ પણ તાંબૂલ કહેતાં નાગરવેલના પાનનું તથા અહિફેન કહેતા અફિણ નામના માદક પદાર્થનું તથા તમાલ એટલે તમાકુ, મહાજમ વગેરે માફક વસ્તુઓનું ભક્ષણ પ્રયત્નવડે સર્વે પ્રકારે ત્યાગી દેવું. પ્રચેતસ સ્મૃતિમાં કહ્યું છે કે તાંબૂલ, તેલ ચોળીને સ્નાન કરવું તે, કાંસાના પાત્રમાં ભોજન કરવું તે, યતિ, બ્રહ્મચારી તથા વિધવાએ ત્યાગવું. બ્રહ્મવૈવર્ત પુરાણમાં પણ કહ્યું છે કે દારૂ, માંસ, માદક વસ્તુ, લસણ તથા અપવિત્ર અને શોધ્યા વિનાનો એવો પ્રવાહી તથા ઇંદ્રિયોને ક્ષોભ પમાડે તેવો, જેમાં દુષ્ટ ભાવના હોય, અથવા જે તૈયાર કરવામાં દોષ હોય એવો રસ, વિષ્ણુને ધરાવ્યા વિનાનો હોય તો વ્રતવાળા સ્ત્રી કે પુરૂષે તેનું ભક્ષણ ન કરવું. આમાં બે વિધિ વાકયો છે. ૧૯૭

હવે સંસ્કારની વાત કહે છે. તે સાધુઓએ તથા બ્રહ્મચારીઓએ ગર્ભાધાન આદિ જે સંસ્કારો તેના નિમિત્ત થતા ભોજનમાં જમવું નહી. એટલે સંસ્કાર કર્મની સિદ્ધિને માટે જે બ્રહ્મભોજન કરાવવામાં આવે છે તેમાં પોતાને આમંત્રણ મળ્યું હોય તોપણ તેમાં ભોજન કરવા જવું નહીં એવો અર્થ છે તથા સર્વે પ્રેતશ્રાદ્ધો કહેતાં પ્રેતને ઉદ્દેશીને કરવામાં આવતાં શ્રાદ્ધ, નવશ્રાદ્ધ, એકાદશાહિક શ્રાદ્ધ ઓગણત્રીસ દિવસના માસીઆનું શ્રાદ્ધ, દ્વાદશાહિક શ્રાદ્ધ, તથા સપિંડ શ્રાદ્ધ એમાં આમંત્રણ હોય તોપણ જમવા જવું નહીં. જો એમાં ભોજન કરવા જાય તો તેથી પ્રાયશ્ચિત્ત લાગે અને તે નિર્ણયસિંધુ તથા મિતાક્ષરા વગેરેમાંથી જાણી લેવું આમાં બે નિષેધ વાકયો છે. ૧૯૮

दिवास्वापो न कर्त्तव्यो.गंगाद्यापदमंतरा
ग्राम्यवार्त्ता न कार्याश्च न श्रव्या बुद्धिपूर्वकम् । १९९

રોગાદિક આપત્તિ સીવાય દિવસે સુવું નહીં તથા ગ્રામ્યવાર્તા ન કરવી અને તે જાણી જોઇને સાંભળવી નહીં. ૧૯૬

રોગ; એટલે તાવ વગેરે જે રોગ થાય છે તે. આદિ શબ્દ છે એટલે માર્ગમાં ચાલવાથી થાક લાગ્યો હોય તે પણ સમજવો. આપદમંતરા એટલે આપત્તિ વિના. દિવા કહેતાં દિવસે. સ્વાપઃ એટલે સુવાનું અને ન કર્તવ્ય એટલે કરવું. કેમકે તેમાં અવકીર્ણી દોષ આવવાનો સંભવ છે. તેથીજ પ્રાયશ્ચિત્ત મયુખમાં અવકીર્ણિ પ્રાયશ્ચિત પ્રકરણમાં વસિષ્ઠે કહેલું છે કે પરાણે વિર્ય કાઢે અથવા દિવસે સુઇ જાય તો એજ પ્રાયશ્ચિત્ત કરવું. તેમાં નૈઋત યાગ કરવાનું કહેલું છે. એથી મોક્ષધર્મમાં ભીષ્મ કહે છે કે સ્વપ્નના દોષને ત્યાગવાને ઇચ્છતા અને ક્લેશ વિનાનું બ્રહ્મચર્ય પાળવા ઇચ્છનારે દિવસની નિદ્રાનો સર્વે રીતે ત્યાગ કરવો. સ્વપ્નમાં મનુષ્યને રજો તથા તમો ગુણ પરાભવ પમાડે છે, જાણે બીજા દેહને પામ્યો હોય તેમ ( સ્વપ્નમાં ) અનુચિત ક્રિયા કરે છે. સનત્કુમાર સંહિતામાં કહ્યું છે કે વ્રતવાળા પુરૂષના બ્રહ્મચર્યવ્રતનો દિવસે સુવાથી ભંગ થાય છે. તેથી બુદ્ધિમાને અને ખાસ કરીને નૈષ્ઠિક બ્રહ્મચારીએ દિવસે સુવું નહીં. દિવસે સુવું તે પાપરૂપ છે અને તેનું પ્રાયશ્ચિત્ત ઉપપાતકમાં આગળ કહ્યું છે અને પાપતો સર્વ પ્રકારે તજવું એજ યોગ્ય છે: નિર્ણયસિંધુમાં અત્રિ રૂષિતો દિવસની નિદ્રાને અધોગતિનું કારણ પણ કહે છે. મંચ ઉપર બેસવું, શ્વેતવસ્ત્ર પહેરવું, સ્ત્રીની કથા સાંભળવી, રસાસ્વાદ, દિવસની નિદ્રા અને વાહન ઉપર બેસીને જવું એ છ પડવાનાં સાધન છે; દક્ષે બંધન પણ ગણાવ્યાં છે. આસન, પાત્રનો લોપ, દ્રવ્યનો સંચય, શિષ્યો એકત્ર કરવા, દિવસની નિદ્રા, તથા ગ્રામ્યવર્તા એ છ યતિને બંધન કરનારાં છે.

વિશ્વેશ્વર પદ્ધતિમાં ક્રતુએ પણ કહેલું છે કે બીજનો નાશ કરનાર, તૈજસપાત્ર, વીર્યનો ત્યાગ, શ્વેત વસ્ત્ર, રાત્રે ભોજન કરવું અને દિવસે સુવું એ છ ત્યાગીઓને પડવાનાં કારણ છે. આ છ વાતો તો ગૃહસ્થોએ પણ ત્યાગવી. તે માટે ભારતમાં ગૃહસ્થોના ધર્મમાં વ્યાસે પણ કહ્યું છે કે દિવસે તથા રાત્રીના પહેલા અને પાછલા ભાગમાં, સવારની અને સાંજની એ બે સંધ્યાઓમાં સુવું નહીં તથા રૂતુ વિના સ્ત્રીનો સમાગમ કરવો નહીં.

નારદે પણ કહ્યું છે કે પોતાનું કલ્યાણ ઇચ્છનારાએ નહોરડો અપવાસ, ફરવાનું, દિવસે સુવાનું, આળસ, ચાડીઆપણું, મદ, ક્રોધ પણ કાર્યનો

અતિયોગ અથવા અયોગ ( એટલે બીલકુલ ન કરવું તે ) એટલાં વાનાંનો ત્યાગ કરવો. મદ એટલે કેફ ચડે તેવી વસ્તુ; અતિયોગ એટલે અતિશય આહાર કરવો તે. અયોગ એટલે બીલકુલ આહાર ન કરવો તે. અનુશાસન પર્વમાં પણ કહ્યું છે કે દિવસે સૂવું તે આયુષ્યનો તથા અભ્યુદયનો નાશ કરનારૂં છે. સ્કંદ પુરાણમાં કહે છે કે ગાય ઉપર ચડી બેસવું, પ્રેતનો ધૂમાડો લેવો, નદીમાં તરવું, ઉગતા સૂર્યનો તાપ, તથા દિવસે સૂવું એટલાં વાનાંનો દીર્ઘ જીવન ઇચ્છનારે ત્યાગ કરવો. નદીમાં તરવું એટલે હાથવડે નદી તરવી તે. કપિલ મુનિ કહે છે કે જો ટેવને લીધે દિવસે સૂઇ જવાયું તો પ્રાજાપત્ય વ્રત કરવું. વળી વૈદક શાસ્ત્રમાં માધવ નિદાનમાં તો દિવસે સૂવાથી નાના પ્રકારના રોગ થાય એમ પણ કહેલું છે. દિવસના સ્વપ્ન વગેરેથી વીર્યસ્રાવ થાય છે, તેમાંથી ખાંસી અને ખાંસીમાંથી ક્ષય થાય છે. કહ્યું છેકે વ્યાયામ નહીં કરનાર દિવસે સુનાર અને વિરૂદ્ધ ભોજન કરનારને કૃમી થાય છે. તથા કહે છે કે અતિ વાયડા, ખારા અને ખાટા પદાર્થને તથા માટી ખાનારનું, દિવસે સુનારનું, તથા અતિ તીખું ખાનારનુ લોહી બગડીને ચામડીના દોષ થઇ પાંડુ રોગ થાય છે.

વળી તેમણે બુદ્ધિપૂર્વ એટલે જાણી જોઇને. ગ્રામ્યવાર્તા એટલે ભગવાનના સંબંધ વિનાની વ્યવહારની વાર્તા તે ન કરવી કે ન સાંભળવી. કેમકે તેવી ગ્રામ્યવાર્તા કરવાથી અધોગતિ થાય છે એમ ભાગવતમાં કહેલું છે. જેઓ પાપને તોડનાર એવી કથાઓ સાંભળવાનું પડતું મુકીને મૂર્ખાઓ બીજા વિષયની ખોટી કથાઓ સાંભળે છે તેઓ તેથી ઐશ્વર્યનો નાશ પામ્યો છે એવા તથા નથી કોઇ શરણનું સ્થાન જેને એવા થતા નરકમાં પડે છે. ખરેખરે જેઓ દૈવથી હણાયેલા એવા ભગવાનની કથારૂપ અમૃતનો ત્યાગ કરીને અસત્ એવી વ્યવહારની વાર્તા સાંભળે છે તેઓ છાણ અને કીડાના ખાનાર છે. તે હેતુ માટે ભગવાન્ વિના બીજી કથા કરવા ઇચ્છતા અને બીજી દૃષ્ટિવાળા અને તેથી થયાં છે નામ રૂપ જેના એ દુર્બુદ્ધિ ક્યારે અને ક્યાંઇપણ પવનથી ડોળાયેલા વહાણની પેઠે સ્થિર થતી નથી. વનમાં ફરનાર યતિએ ગ્રામ્યવાર્તા ન સાંભળવી. વિષ્ણુ ધર્મોત્તરમાં કહ્યું છેકે ગ્રામ્યકથાનું શ્રવણ તથા કિર્તન એ બન્ને બંધનકારક છે. આમાં છ નિષેધ વાક્યો છે. ૧૯૮

**स्वप्यं न तैश्चकद्वायां विना रोगादिमापदम् ।**
**निछचकर्तितद्यंच साधूनामग्रतः स्त्रशा ॥ २०० ॥**

તેમણે વળી રોગાદિક આપત્તિ વિના ખાટલામાં સૂવું નહીં; તથા એ સાધુ-ઓની આગળ સર્વદા નિષ્કપટ થઇને વર્તવું. ૨૦૦

તે સાધુઓએ રોગાદિ અપત્તિ વિના ખાટલામાં ન સૂવું પણ આપત્તિ હોય તો ખાટલામાં સૂવાનો દોષ નથી. કેમકે ધર્મ એ દેહની રક્ષાને અનુ-સરનારો છે. સ્મૃતિમાં કહ્યું છેકે ખાટલામાં સૂવું તેથી બ્રહ્મચર્ય નામના વ્રતનો ભંગ થવાનું કહેલું છે. તથા તે સાધુઓ એટલે કહેલાં લક્ષણ વાળા સાધુ લક્ષણ સંપન્ન એવા ભગવાનના ભકતોની આગળ નિશ્છદ્મ એટલે નિષ્કપટ થઇને સર્વકાળે વર્તવું. નારદજીએ કહ્યું છે કે સત્પુરૂષની આગળતો નિષ્કપટ થઇને વર્તવું. સનત્કુમારે પણ કહ્યું કે ચાકરોએ રાજાની આગળ, શિષ્યોએ ગુરૂની આગળ, સ્ત્રીઓએ પતિ આગળ અને સર્વેએ ઇશ્વરની આગળ કપટ ન કરવું. આમાં બે નિષેધ વાકયો અને બે વિધિ વાકયો મળીને ચાર છે.

गालिदानं ताडनंच कृतं कुमतिभिर्जनैः
क्षंतव्यमेव सर्वेषां चिंतनीयं हितं च तैः २०१

તે નૈષ્ઠિક વ્રતવાળા સાધુઓએ; કુત્સિતમતિવાળા પુરૂષો કે જેઓ ભગવાનના ભકતોના સ્વરૂપને જાણતા ન હોય તેવા પોતાના અથવા પારકા લોકો પોતાને ગાળ દે એટલે કઠોર વચનથી પોતાની મશ્કરી કરે અથવા તાડન એટલે મારે તો તે સહન કરવું; પણ તેમના ઉપર કોધ ન કરવો; કેમકે કોધ કરેતો સાધુતાના ધર્મમાં ક્ષતિ આવે. કહ્યું છે કે સાધુઓ ક્ષમા કર-વાના સ્વભાવવાળા હોય છે. શ્રી શંકરે તેનું સહન કરવું ઘણું મુશ્કેલ છે એમ કહેલું છે. કહે છે કે એવા સાધુઓ શત્રુઓથી પીડા પામતા નથી અને બાણથી પીડા પામ્યાં છે અંગ જેમનાં એવા છતાં દુભાઇને સૂઇ રહે છે તથા વાંકી વાંકી બુદ્ધિવાળાં પોતાનાં સગાંઓનાં ખોટાં વચનોથી તથા મર્મ પ્રહારથી રાત્રીદિવસ તપે છે. ભગવાને પણ કહ્યુ છે કે અસત્ પુરૂષોના કઠણ વચનરૂપી બાણોથી જેવાં મર્મસ્થાનો ભેદાય છે તેવાં મર્મમાં પેઠેલાં બાણથી પણ પુરૂષ તપતો નથી. દુર્જનોએ કહેલાં દુર્વચનોથી ભેદા-યેલો આત્માનું સમાધાન કરવાને શક્તિમાન્ એવા સાધુ આ લોકોમાં નથી. મતલબકે એવા સાધુઓ મળવા ઘણા કઠણ છે. અસત્ પુરૂષોએ તિરસ્કાર કરેલો, અપમાન કરેલો, લબ્ધાપમાન, અસૂયા કરાયેલો, મરા-યેલો, રોકાયેલો અથવા વૃત્તિ તોડી નંખાયેલો, થુંકાયેલા, તેના ઉપર મૂત-રાયેલો, તથા અજ્ઞાન મનુષ્યોએ બહુ પ્રકારે કંપાયમાન કરેલો, એવો અને

કલ્યાણની ઇચ્છાવાળો સાધુ પુરૂષ ગયાં છે દુઃખ જેનાં એવા તેણે આત્માવડે આત્માનો ઉધ્ધાર કરવો. શ્રી શુકદેવે કહ્યું છે કે કૃષ્ણને અનુકૂળ કહેતાં કૃષ્ણના ભક્ત એવા મોટા પુરૂષો તરફ હલકા માણસો જે કાંઇ કઠોર અને રૂક્ષ વચનો કહે તે જેમ નિષ્ફળ જાય છે તે પ્રમાણે દૈત્યોએ દેવગણો તરફ જે પ્રયાસો કર્યા હતા તે બધાય નિષ્ફલ કરેલા થતા હવા. જેમણે પોતાની ઇંદ્રિયોને જીતી હોય એવા મનવાળા પુરૂષો દુઃખથી પરાભવ પામતો નથી, તેમ વર્ષાદની ધારાઓથી અથડાતા પર્વતો પણ વ્યથા પામતા નથી તેમ.

એ પ્રકારે ભગવાનના ભક્તો પણ દેવીને શાપ આપવાને શક્તિમાન્ હતા છતાં શાપને શિરે ગ્રહણ કર્યો એનું નામ સાધુલક્ષણ છે. પર્વતો ઉપર વરસાદની ધારાઓ પડવા છતાં તેમને વ્યથા થતી નથી તેની પેઠે તો જેમ શ્રીકૃષ્ણમાં છે ચિત્ત જેમનું એવા ભક્તો દુખ આવ્યા છતાંય પરાભવ પામતા નથી તેની પેઠે. એ પ્રમાણે સાધુવાદ છે અને તે સહન કરનાર તો ઈશ્વર પોતેજ ગણાય. સૂતપુરાણી કહે છે કે આ લોકોમાં પારકાઓએ મુખ્યત્વે કરીને દ્વંદ્વોમાં યોજેલા એવા આત્માના ગુણોનો આશ્રય કરનારા સાધુઓ વ્યથા પામતા નથી તેમજ આનંદ પામતા નથી. એટલું ભગવાનની અનન્ય ભક્તિવાળા ભક્તો જ કરી શકે છે પણ બધાય માણસો કરી શકતા નથી. વળી ઉદ્ધવજીએ પણ કહ્યું છે કે હે વિશ્વાત્મન્! આત્માને વિષે જે અસત્ કર્મોનો અતિક્રમ છે તે ડાહ્યા પુરૂષોથી પણ સહન થાય તેવો નથી, કેમકે પ્રકૃતિ બળવાન્ છે, માત્ર તમારા પ્રતિના ધર્મમાં હત થયેલા અને શાંત તથા તમારાં ચરણોરૂપી જ આશ્રય છે જેમને એવા ભક્તો વિના. જીવનમુક્તિવિવેકમાં તો અસન્માનને તપની વૃદ્ધિના હેતુરૂપ કહેલું છે. સ્મૃતિમાં કહ્યું છે કે અસન્માનથી તપની વૃદ્ધિ થાય છે અને સન્માનથી તપનો ક્ષય થાય છે. નૈષ્કર્મ્યસિદ્ધિમાં પણ કહ્યું છે કે સહપરિવાર એવા તેજસ્વી પુરૂષમાં દોષ હોવાનો નિશ્ચય થયે સતે જો કોઇ તેમાં દોષ કહે તો તેથી એ ઉચ્ચચરિત્રવાળાનું શું થઇ જવાનું? તેજ પ્રમાણે સ્થૂળ તથા સૂક્ષ્મ દેહમાં વિવેકથી કદિ દોષ કહેવામાં આવે તોપણ ડાહ્યા પુરૂષના એ દેહોને શું થવાનું? અપમાન સહન કરનારજ સુખ પામે છે એમ મનુસ્મૃતિમાં કહેલું છે. અપમાન પામેલોજ સુખે સુખે રહે છે, તેઓજ સુખે જ્ઞાન મેળવે છે, તેજ આ લોકમાં સુખ પામે છે અને અપમાન પામેલાઓનો વિનાશ થાય છે. પારકાએ પોતાની નિંદા કરી હોય

તે પોતાને અનુગ્રહરૂપ છે, એમ જ્ઞાનાંકુશમાં જણાવેલું છે. મારી નિંદાથી જો કોઇ માણસને સંતોષ થાય તો તે વગર પ્રયત્ને મારા ઉપર અનુગ્રહ કર્યો માનીશ. કલ્યાણ ઇચ્છનારા પુરૂષો તો પોતાના સંતોષને માટે દુઃખે કરીને પેદા કરેલા ધનનો પણ પરિત્યાગ કરે છે. જો કોઈ મારી નિંદાથી રાજી થતો હોય તો આ લોકમાં હમેશાં સુલભ એવી ગરીબાઇ તથા વગર સુખનું જીવન ઇચ્છું છું. એટલુંજ નહી પણ સર્વે માણસોનું તેમના શત્રુઓનું પણ એજ પ્રમાણે છે. માટે હિત કહેનાં કલ્યાણનોજ વિચાર કરવો પણ કોઇનુંય અશુભ ઇચ્છવું નહીં. વળી સાધુઓ સર્વે ઉપર પરોપકાર કરનારા છે એવા લક્ષણથી, નિંદાનાં કાર્યને વિરોધ આવે છે તેથી પણ એમ સમજવું. આમાં છએ વિધિ વાક્યો છે ૨૦૧

**दूतकर्म न कर्तव्यं पैशुनं चारकर्म च**
**देहेऽहंता च ममता न कार्या स्वजनादिषु । २०२**

વળી તેમણે દૂતનું કામ ન કરવું તથા ચાડીઆનું તેમજ જાસુસનું કામ પણ ન કરવું અને દેહમાં તથા સગાંવહાલાંઓને વિષે અહંમમત્વ ન રાખવું. ૨૦૨

તેમણે દૂતનું-એટલે સંદેશાનું રહસ્ય કહેવાનું-બીજાનું બોલેલું બીજાને પોતાના મુખેથી અથવા પત્રદ્વારા કહેવાનું કામ ન કરવું. દૂત્ય એવો જો શ્લોકમાં પાઠ હોય તો દૂતનું કર્મ એટલે દૂત્ય એમ સમજવું. પરન્તુ તેવા પાઠમાં લક્ષણા કરવી જોઇએ, નહીં તો પુનરૂક્તિ દોષ આવે. દૂતનું આ તે દૂત્ય. એટલે દૂત અને ચાડીખોર તેનું કર્મ તે ચાડીઆપણું. ચાડીઆપણું એટલે પારકાની ગુપ્ત વાતને છાની રીતે બીજાને કહી દેવી તે. તેવું કામ ન કરવું. ચર એટલે જાસુસનું કામ. એટલે છાના રહીને બીજાના ગૃહ્ય વૃત્તાંતને કહી દેવું તે પણ ન કરવું. કેમકે ચારકર્મમાં નિઃસ્પૃહતા તથા નિષ્કપટતાના ગુણોનો નાશ થવાનો સંભવ છે. ચાડીઆપણામાં નિર્દયપણું આવવાનો સંભવ છે. ચકાર છે તેથી ગૃહસ્થના વ્યવહારનો નિર્ણય પણ સમજવો. ત્યાગીઓને તેમાં અધિકાર નથી માટે યાજ્ઞવલ્કયે પણ કહ્યું છે કે છકેલો, ઉન્મત્ત, રોગી, વ્યસની, બાળક, બ્હીનેલો એટલાએ સંબંધ વિના કરેલો વ્યવહાર સિદ્ધ થતો નથી. આમાં સંબંધ વિનાના એટલે જેમણે

ગૃહ વગેરેનો સંબંધ તોડી નાખ્યો છે એવા નૈષ્ઠિક બ્રહ્મચારી, વાનપ્રસ્થ વગેરે એમ મિતાક્ષરામાં કહે છે.

તથા દેહ એટલે પોતાના શરીરમાં અહમોભાવ કહેતાં અહંતા ન કરવી, દેહ એટલે હું એવું અભિમાન ત્યાગ કરવું. આમાં આત્મનિષ્ઠાનો અભ્યાસ એટલું અધ્યાહાર સમજવું અથવા સ્વજન એટલે પોતાના સંબંધીઓમાં મમતા કહેતાં આ કુટુમ્બીઓ મારા છે એવા સ્નેહભાવ ન કરવો. આદિ શબ્દ માટે વસ્ત્ર, વાસણ વગેરેમાં પણ મમતા ન કરવી. કેમકે દેહના સંબંધને લીધે આત્મસંબંધનો અભાવ છે માટે એવો ભાવ છે. સ્નેહથી યુક્ત હોય તેમની મુકિત થતી નથી એમ ભગવાને પોતે જ કહ્યુ છે. પોતાનાં સંબંધીઓને વિષે જેમને સ્નેહપાશ બંધાયો હોય છે તેમનો મોક્ષ કલ્પેલો નથી એમ ભારતમાં કહેલું છે. ભિક્ષુગીતામાં અહંમમત્વનું અધઃપતન કહેલું છે. દેહ તથા મન એ બધું મારૂં છે એમ ધારી લઇને આ મારૂં છે એમ કહેનારા મનુષ્યો અંધ બુદ્ધિવાળા છે. હું આ બીજો છું એવા ભ્રમવડે કરીને એ લોકો ન તરાય એવા નરકમા પડે છે. તેઓ પશુ ધર્મવાળા છે એમ યુધિષ્ઠિરે પણ કહેલું છે. હે માધવ ! એવા તમારા ભક્તોને આ મારૂં અને હું એવું જે નાના પ્રકારની બુધ્ધિ પશુઓમાંજ હોય છે. મનુ ભગવાને પણ કહેલું છે કે પોતાના આત્માને પશુની પેઠે ગૃહણ કરીને જે બેસવું તેવો માર્ગ ભગવાનને અનુસરનારા સાધુઓનો નથી. પ્રહ્લાદજીએ પણ કહ્યું છે. કે એ બીજો અને હું બીજો એવા એવી ભેદવાળી પશુ બુદ્ધિ પુરૂષોની થાય છે. ત્યારે તેજ પ્રમાણે તે વર્તે છે. શ્રીશુકદેવજી એ પણ એજ પ્રમાણે કહ્યું છે કે હે રાજન્ ! હું મરી જઇશ એવી પશુબુદ્ધિને તું છોડી દે. માટે જ પ્રહ્લાદજીએ એવી પશુબુદ્ધિ નો ત્યાગ કરવાનું કહેલું છે. હું અને મારૂં એવી મોહમાંથી ઉત્પન્ન થયેલી દુર્જનતાનો ત્યાગ કરવો. તેથી દુર્જનતા વિનાના માણુસને જ ભગવાનના ધામની પ્રાપ્તિ થાય છે એમ સૌનિરૂપ્રશ્રવાએ કહેલું છે. દેહ તથા ઘર એમાંથી ઉત્તમ થયેલી અહંમમત્વરૂપી દુર્જનતા જેનામાં ન હોય તેમનેજ વિષ્ણુનું જે પરમપદ તેની પ્રાપ્તિ થાય છે. અહંમમત્વ વાળાને તો ભગવાન દૂર જ રહે છે એમ તત્વ સ્તુતિમાં કહેલ છે. અસત્ એવા દેહ તથા સ્ત્રીમાં હું તથા મારૂં એવી

રીતની આસક્તિના દુરાગ્રહવાળા પુરૂષોને હે ભગવન્! તમારાં ચરણકમળ દૂર જ રહે છે. વસિષ્ઠે પણ કહ્યું છે કે જ્યાંસુધી દેહમાં અહંતા હોય અને દેહનાં સગાં વહાલાંમાં મમતા હોય ત્યાંસુધી તે અજ્ઞાની મનુષ્યને સંસારની નિવૃત્તિ થવાની નથી. તેથી જ બ્રહ્માજીએ પણ કહ્યું છે કે જેઓ ઉપર અનંત અને સર્વે આત્માના આશ્રયના પદરૂપ એવા ભગવાન્ દયાયે કરીને પ્રસન્ન થાય છે તેમની દુઃખેથી ન તરાય એવી દૈવી માયાને તરી જાય છે અને તેમને હું અને મારૂં એવી બુદ્ધિ કૂતરા તથા શિયાળવાને ભક્ષ કરવા યોગ્ય એવા દેહને વિષે થતી નથી. આનો વિસ્તાર ભરતના આખ્યાનમાંથી જોઇ લેવો. આમાં દશ નિષેધ વાક્યો છે. ૨૦૨.

**इति संक्षेपतो धर्माः सर्वेषां लिखिता मया ।**
**सांप्रदायिक ग्रंथेभ्यो ज्ञेया एषां तु विस्तरः ॥ २०३**

એ પ્રકારે મેં સર્વેના ધર્મો સંક્ષેપથી કહ્યા અને તેનો વિસ્તાર સંપ્રદાયના ગ્રંથોમાંથી જોઇ લેવો. ૨૦૩

હવે ધર્મોપદેશનો ઉપસંહાર કરે છે. ઇતિ એટલે આ પ્રકારે. સર્વેષાં એટલે મારા આશ્રિત એવા મનુષ્યોના. ધર્માઃ એટલે સદાચારો જે સંક્ષેપ કરીને લખ્યા છે. એ ધર્મનો વિસ્તાર તો સંપ્રદાયમાં મનાતા એવા શ્રીભાગવત આદિ સચ્છાસ્ત્રો તેમાંથી અવકાશ વખતે જાણી લેવા. આમાં એક વિધિવાક્ય છે ૨૦૩.

**सच्छास्त्राणां समुद्धृत्य सर्वेषां सारमात्मना ।**
**पत्रीयं लिखिता नृणामभीष्ट फलदायिनी ॥ २०४**
**इमामेव ततो नित्यमनुसृत्य ममाश्रितैः ।**
**यतात्मभिर्वर्तितव्यं न तु स्वैरं कदाचन ॥ २०५**

સર્વે શાસ્ત્રોનો સાર બુદ્ધિવડે કાઢીને આ પત્રી મનુષ્યોના ઇષ્ટ મનોરથોને પાર પાડનારી એવી આ શિક્ષાપત્રી લખી છે. તેથી મારા આશ્રિતોએ દરરોજ તેને જ અનુસરીને વર્તવું પણ સ્વચ્છંદપણે ન વર્તવું ૨૦૪–૨૦૫.

હવે પોતાના લેખનુ મૂળ શું છે તે કહે છે. મયા એટલે મેં એવો અન્વય લેવો. સર્વે શાસ્ત્રોનો સાર. આત્મના એટલે બુદ્ધિવડે આત્મા

શબ્દ દેહ, મન, બ્રહ્મ, સ્વભાવ, ધૃતિ અને બુદ્ધિ એટલામાં વપરાય છે. સમુદ્ધૃત્ય એટલે કાઢીને. નૃણાં એટલે મનુષ્યોનો. અભીષ્ટ એટલે પોતે ઇચ્છેલા ફળને આપે તેવા સ્વભાવવાળી એવી આ શિક્ષાપત્રી છે એમ જાણવું ૨૦૪ તતઃ એટલે સર્વે સચ્છાસ્ત્રના સારરૂપ હોવાથી તથા ઇચ્છીત હોવાથી તથા ઇચ્છીત ફળને આપનાર હોવાથી મારા આશ્રિત એવા મનુષ્યોએ. જેમનું મન નિયમીત છે એવા સત્પુરૂષોએ આ શિક્ષાપત્રીને અનુસરીને એમાં કહેલા પ્રકરણ પ્રમાણે જ વર્તવું પણ સ્વચ્છદપણે વર્તવું નહીં. આમાં વિધિવાક્ય એક અને નિષેધવાક્ય એક મળી બે છે ૨૦૫.

**वर्तिष्यंते य इत्थंहि पुरुषा योषितस्तथा ।**
**ते धर्मादि चतुर्वर्ग सिद्धिं प्राप्स्यंति निश्चितम् ॥ २०६**
**नेत्थं य आचरिष्यंति ते त्वस्मत्संप्रदायतः**
**बहिर्भूता इतिज्ञेयं स्त्रीपुंसैः सांप्रदायिकैः २०७**

જે પુરૂષો તથા જે સ્ત્રીઓ. ઇત્થં એટલે મારી લખેલી શિક્ષાપત્રીમાં કહેલા પ્રકારથી. વર્તિષ્યંતે એટલે પોતપોતાના ધર્મોનું પાલન કરશે. તે પુરૂષો તથા તે સ્ત્રીઓ ધર્મ જેમાં મુખ્ય છે એવા ચારે પુરૂષાર્થ—ધર્મ, અર્થ, કામ અને મોક્ષ તેની સિદ્ધિને પામશે. પોતે ઇચ્છેલી જે ધર્મસિદ્ધિ, કામસિદ્ધિ અને મોક્ષસિદ્ધિ નિશ્ચે પામશે. મતલબ કે જેને જે જે ધર્મથી ઇચ્છેલી વસ્તુ મળવાની હોય તે તે મેળવે છે. ૨૦૬

જો એમ ન વર્તે તો પાતક લાગે છે તે જણાવે છે. યે એટલે જે પુરૂષો એ કહ્યા પ્રકારે નથી વર્તતા પણ મારી લખેલી શિક્ષાપત્રીને ઉલ્લંઘીને સ્વચ્છંદપણે વર્તશે તેઓ. અસ્મત્સંપ્રદાયતઃ એટલે અમારા સંપ્રદાયથી બહિર્ભૂતા એટલે બહિષ્કાર થયેલા જાણવા, એમ સાંપ્રદાયિકૈઃ એટલે અમારા સંપ્રદાયમાં રહેનારા એવી સ્ત્રીઓ તથા પુરૂષો તેમણે જાણવું એટલે કે અમારા કહેલા ધર્મોમાં જે વર્તે તેજ અમારા એમ અમારા ભક્તોએ જાણવું એવો અર્થ છે. આમાં એક વિધિવાક્ય અને એક ગેટાવાક્ય મળી બે છે ૨૦૭.

**शिक्षापत्र्याः प्रतिदिनं पाठोऽस्याम दुपाश्रितैः ।**
**कर्तव्योऽनक्षरज्ञैस्तु श्रवणं कार्यमादरात् ॥ २०८**
**वक्त्रभावेतु पूज्यैव कार्याऽस्याः प्रति वासरम् ।**
**मद्रूपमिति मद्वाणी मान्येयं परमादरात् ॥ २०९**

મારા આશ્રિતોએ આ શિક્ષાપત્રીનો દરરોજ પાઠ કરવા અને જેઓને અક્ષરજ્ઞાન ન હોય તેમણે તો આદરથકી તેનું માત્ર શ્રવણ કરવું. ૨૦૮ મદુપાશ્રિતૈઃ એટલે મારા શિષ્યો એવા ત્રણે વર્ણના ભક્તોએ. પ્રતિદિનમ્ એટલે દરરોજ. અસ્યાઃ શિક્ષાપત્ર્યાઃ એટલે આ શિક્ષાપત્રીનો પાઠઃ એટલે પાઠ નિયમથી કરવો. તેમાં પણ જેઓને અક્ષરજ્ઞાન ન હોય તેમણે અથવા જેમને સ્પષ્ટ ઉચ્ચાર કરતાં ન આવડતો હોય તેમણે તથા જેમને પાઠનો અધિકાર નથી એવા શૂદ્રોએ આદરથી એટલે પ્રીતિથી આનું શ્રવણ કરવું. આમાં બે વિધિવાક્યો છે. ૨૦૮.

વક્રભાવે આમાં વક્તાનો અભાવ હોય તે સમયે એમ સમજી લેવું. વક્તા કહેતાં વાંચનાર પાસે ન હોય તો તેવે સમયે દરરોજ આ શિક્ષા· પત્રીની પૂજા જેવા મળી આવે તેવા ઉપચારોવડે કરવી. તે પૂજાનું ફળ પણ પોતાની પૂજાની બરાબર થાય છે એમ કહે છે. મદ્રુપમ્ એટલે મારૂંજ રૂપ. મદ્વાણી એટલે શિક્ષાપત્રી રૂપી મારા કહેલા ધર્મને પ્રકાશ કરનારૂં પુસ્તક એવો અર્થ છે. મારૂં રૂપ એટલે મારી મૂર્તિજ છે એમ કહેવાના હેતુથી એમ જાણીને તેનું મોટા આદરથી પૂજન કરવું. તેથીજ વાંછિત ફળની પ્રાપ્તિ થશે એવો ભાવ છે. આમાં બે વિધિવાક્યો છે. ૨૦૯.

**युक्ताय संपदा दैव्या दातव्येयं तु पत्रिका ।**
**आसुर्या संपदाऽऽढ्याय पुंसे देया न कर्हिचित् ॥ २१०**

એ શિક્ષાપત્રી પણ દૈવ્યાઃ એટલે દૈવ સર્ગની ઉત્પત્તિવાળા એવા દૈવી ભગવાને પણ કહ્યું છે કે આ લોકમાં દૈવી અને આસુરી એવા બે સર્ગો હોતા હવા. તેવી સંપત્તિવાળા પુરૂષને આપવી. આસુર સર્ગમાં ઉત્પન્ન થયેલા એવા આસુરી સંપત્તિવાળાઓને એ શિક્ષાપત્રી ક્યારેય ન આપવી. કેમકે અપાત્રને દાન આપવાથી વિપરીત પરિણામ આવે છે એવો ભાવ છે. દૈવી અને આસુરી સંપત્તિઓ ગીતામાં જણાવેલી છે. તેમાં દૈવી સંપત્તિ આ પ્રમાણે ગણાવી છેઃ—અભય, સત્વશુદ્ધિ, જ્ઞાનયોગની વ્યવસ્થા, દાન, યજ્ઞ, સ્વાધ્યાય, તપ, સરળતા, અહિંસા, સત્ય, અક્રોધ, ત્યાગ, શાંતિ, ચાડીઆપણું, પ્રાણીમાત્રમાં દયા, રસાસ્વાદ નહીં તે, મૃદુતા, અચપલતા, તેજ, ક્ષમા, ધૃતિ, શૌચ, અદ્રોહ તથા બહુ માન ન હોય એ બધી હે અર્જુન ! દૈવી સંપત્તિ જાણવી. દંભ, અહંકાર, અભિમાન, ક્રોધ, કઠોરતા, અજ્ઞાન, એ બધી હે પાર્થ ! આસુરી સંપત્તિ જાણવી. દૈવી સંપત્તિથી મોક્ષ

અને આસુરી સંપત્તિથી બંધન થાય આમાં એક વિધિવાક્ય અને એક નિષેધ વાક્ય મળી બે છે. ૨૧૦

**विक्रमार्क शकस्याब्दे नेत्राष्ट वसुभूमिते ।**
**वसंतस्य दिने शिक्षापत्रीयं लिखिता शुभा ॥ २११**

વિક્રમાદિત્ય નામનો જે શક વર્તાવનાર રાજા તેનો જે શક તે વિક્રમાર્ક શક. ધર્મની મર્યાદા બાંધવાનો કાળ તે. નેત્રાષ્ટ વસુભૂમિતે. એનો અર્થ આ પ્રમાણે નેત્ર એટલે બે નેત્રો. વસુ આઠ. ભૂમિ એટલે એક એમનું દ્વંદ્વ: નેત્ર વગેરેને નિરૂઢ લક્ષણની સંખ્યાથી તેનું રૂપ તથા અર્થ જાણવો. અંકોની ગતિ ડાબી છે. એટલે કે અઢારસો બ્યાસી. અબ્દ એટલે વર્ષ વસંત એટલે વૈષ્ણવોમાં પ્રસિદ્ધ એવો જે વસંતોત્સવ તેનો પહેલો દિવસ જે વસંત પંચમી નામનો-માઘસુદ પાંચમનો એવો અર્થ છે. શુભા એટલે સર્વજનોના હિતને કરનારી આ શિક્ષાપત્રી લખેલી છે. ૨૧૧

**निजाश्रितानां सकलार्त हंता सधर्मभक्तेरवनं विधाता ।**
**दाता सुखानां मनसेप्सितानां तनोतुकृष्णोऽखिल मंगलं नः ॥२१२**

પોતાના આશ્રિતોનાં સકળ દુઃખોને હરનાર અને ધર્મ તથા ભક્તિના રક્ષણ કરનાર, તથા મનવાંછિત સુખને આપનાર એવા શ્રી કૃષ્ણ પરમાત્મા અમારૂં સકળ કલ્યાણ કરો. ૨૧૨

નિજાઃ એટલે પોતાના ભક્તો તેમનાં. સકળ એટલે તમામ-જન્મથી તે મરણ પર્યન્તનાં.

અર્તયઃ એટલે દુઃખો હંતા એટલે તેનો નાશ કરનાર ભગવાન્ ભક્તોનાં દુઃખો હરનાર છે એમ શ્રી ભાગવતમાં કહ્યું છે. જેમકે "પાપને છેદનાર એવા પરમાત્માને વારંવાર નમસ્કાર હો."

"ભગવાન્ ભક્તોનાં બંધનને છેદનારા, શુભના ધામરૂપ અને સુમંગળ એવા તેમના ચરણને હું નમેલો છું." "હરિનો આશ્રય પામેલા એવા ભક્તોને શારીર, માનસિક, દિવ્ય, માનુષી તથા ભૌતિક કલેશો એવી રીતે બંધન કરી શકે ?"

"જુદા જુદા પ્રકારના પાપ તથા સંસારના પરિશ્રમોને શમાવનાર એવા તમારા ચરણકમળની છાયાને પામેલા લોકનાં પાપને શમાવનાર ઇત્યાદિ" "શરણે આવેલાઓના ભયને હરનાર,"

"પ્રણામ કરનારના કલેશોના નાશ માટે," ઇત્યાદિ. ભગવાનના શરણે ગયેલાનું તો તેમ થતું નથી એટલે કે પાપ નાશ પામતાં નથી એમ ભાગવત્માંજ કહ્યું છે. મનુષ્યોને તમ રાં ચરણ કમળ વિના બીજે ક્યાંઈ પણ શરણ નથી. વળી મરણ તથા સંસારથી બીનારને ઈશ્વરનું મોક્ષ આપનારપણું છે તેથી પણ કહ્યું છેકે મૃત્યુરૂપી સર્પથી ડરેલો માનવી સર્વે લોકમાં ગયો પણ તેને નિર્ભયસ્થાન ક્યાંય ન મળ્યું. તથા કહ્યું છે કે તમારાં ચરણકમળને પામીને પોતાની ઈચ્છા મુજબ સુખે સુઈ જાય છે અને મૃત્યુ તેનાથી દૂર જાય છે.

ધર્મેણ—એટલે વેદમાં કહેલો જે સ્વધર્મ તેણે સહિત તે ધર્મ તથા ભક્તિ તેનું રક્ષણ. એ રક્ષણના વિધાતા એટલે કર્તા. ભગવાન્ ધર્મ અને ભક્તિના રક્ષણકર્તા છે તે ઘણે ઠેકાણે કહ્યું છે. જેમકે 'ધર્મના રક્ષણને માટે વારંવાર અવતાર લીધો છે.'

'પોતાના માર્ગમાં ચલાવવાને બીજાની રક્ષા કરવા લીધા છે લીલા-તનું જેણે' વગેરે જાણી લેવું.

મનસા ઇપ્સિતાં એટલે મનમાં જે કાંઈ ઇચ્છા હોય તેના તથા સુખના દાતા.

પોતાના આશ્રિતોને એટલુ અધ્યાહાર સમજી લેવું.

વળી કહ્યું છેકે કપટ વિનાના તથા સારી રીતે ભજતા એવા પુરુ-ષોના ભાવને વધારનારા.

ધર્માદિકમાં પ્રાણીઓને અભિમત એવા કલ્યાણનો માર્ગ બતાવે છે વગેરે.

વળી કહ્યું છે કે મનુષ્ય જેની જેની ઇચ્છા કરે છે તે તે ઇચ્છાઓને ઇશ્વર આપે છે. મનુષ્ય ઇશ્વરની જેવી આરાધના

કરે છે તેવો તે મનુષ્યોનો ફળોદય છે તથા કહ્યું છે કે જે ઇશ્વરને, ધર્મ, કામ અને અર્થથી મુક્ત થવા ઇચ્છનારાઓ ભજે છે અને ઇચ્છિત ગતિને પામે છે; તથા કહે છે કે જે પોતાને ભજતા એવા મિત્રોના ઇચ્છિત એવા સર્વે મનોરથને પુરા પાડે છે અને જેની ઉન્નતિ કે અવનતિ થતી નથી; વળી કહે છે કે હે અનંત ! તમને પ્રસન્ન કરેલા મનુષ્યોને મોટું આયુષ્ય, ઇચ્છા પ્રમાણે શરીર, અતુલ્ય લક્ષ્મી, સ્વર્ગ, પૃથ્વી, રસો, સઘળા યોગ્ય ગુણો તથા ધર્મ, અર્થ અને કામ એ ત્રણે તથા કેવળ જ્ઞાન મળે છે તો શત્રુઓ જય કરે તેમાં શું આશ્ચર્ય ? એ પ્રકારના કૃષ્ણ પરમાત્મા તે અમારા અખિલ મંગળ કાર્યમાં વિસ્તાર પામો. મતલબ કે સર્વ કાર્યોને વિષે તેમનું અમંગળ થતું નથી. જેમના હૃદયમાં રહેલા એવા ભગવાન્ મંગળનું સ્થાન હોવાથી તેમની મંગળમૂર્તિ છે એવો ભાવ છે.

હવે ટિકાકાર ઉપર કહેલાં જે ઉપદેશનાં વાકયો તે સર્વેની, સુખબુદ્ધિને માટે સંખ્યા તથા વિભાગથી સંગ્રહ કરીને કહે છે તેમાં સમાન્ય ધર્મનાં વિધિ વાકયો બધાં મળીને બસોતેર છે. ૨ તેમાં મુખ્ય વાકયો એકસો છપન છે. તેમાં પેટા વાકયો સત્તાવન છે. ૩ નિષેધ વાકયોની સંખ્યા સોની છે અને બધી મળીને તેની સંખ્યા એકસો પીસ્તાલીશ ૪ તેમાં પણ મુખ્ય વાકયો એકસો ૭ છે અને પેટા વાકયો ઓગણચાલીશ છે. ૫ એ પ્રકારે સાધારણ ધર્મનાં બધાં મળીને ત્રણસો અને અઠ્ઠાવન વાકયો છે. ૬ તેમાં પણ વિશેષ ધર્મનાં એકસો ચાલીશ વાકયો છે તે વિધિ વાકયો છે. ૭ તેમાં પણ એકસો તેર મુખ્ય વાકયો છે, અને પેટા વાકયો અઠ્ઠાવીશ છે. ૮ તથા નિષેધ વાકયો બધાં મળીને એકસો ચુંમાળીશનો નિશ્ચય કરેલો છે. ૯ તેમાં પણ મુખ્ય વાકયો એકસોછવીસ અને પેટા વાકયો અઢાર છે. ૧૦ એ પ્રકારે વિશેષ ધર્મોનાં વાકયો બધાં મળીને બસો ચંચાશી થાય છે ૧૧ એ સઘળ વાકયોની એકત્ર સંખ્યા કરતાં છસો ત્રેતાલીશ થાય છે. ૧૨ જે વાકયો આતિદેશિક હોય તેનો નિશ્ચય તો સંપ્રદાયમાં રહેલા પંડિતોએ પોતાની બુદ્ધિથી કરી લેવો. ૧૩ આ પ્રકારે શિક્ષાપત્રીની દીપિકા ટિકા મારી બુદ્ધિ પ્રમાણે અને ઋષિઓના પ્રમાણ સાથે તે રચી છે અને શ્રીહરિ મારા ઉપર પ્રસન્ન થાઓ. ૧૪. કલ્યાણ મૂર્તિ, ઉદાર કીર્તિ, અનાદિગુણાદિ, ધર્મના પુત્ર એવા પરમેશ્વર પોતાના ચરણકમળની ભક્તિ કરનારા ભક્તને એકાંતિક ધર્મનો ઉપદેશ કરતા એવા સદાય અમારા મંગળને વિસ્તારો. ૧૫ જે ઇશ્વર દિવ્ય

શરીરવાળા, ઇશ્વરના ઇશ્વર મોટા અક્ષર ધામમાં છે અને જેનાથી બીજું કાંઈ પર નથી એવા તે ધર્મના નંદન આ લોકમાં ધર્મનું પોષણ કરતા જય પામે છે. ૧૬ ઇતિ શ્રીમદ્ ઉદ્ધવ સંપ્રદાય પ્રવર્તક શ્રી સહજાનંદ સ્વામી લિખિતા શિક્ષાપત્રોની દીપિકાનામા ટિકા તેમના શિષ્ય શતાનંદ મુનિએ રચેલી તે સંપૂર્ણ થઈ.

॥ શ્રી હરિ ॥



# નીચેનાં પુસ્તકો અવશ્ય વાંચવા યોગ્ય છે.



## સાંપ્રદાયિક.

**શ્રીજીની પ્રસાદીના પત્રો**—શ્રીહરિએ પરમહંસો તથા સત્સંગી બાઇ ભાઇઓ જોગ લખેલા પત્રનો સંગ્રહ માત્ર થોડી જ નકલો બાકી છે. કિં૦ રૂ. ૧–૮–૦.

**શિક્ષાપત્રી ભાષ્ય ભાગ ૧ લા નું ગુજરાતી ભાષાન્તર**—શતાનંદ મુનિયે રચેલા સંસ્કૃત ભાષ્યનું ગુજરાતી ભાષાન્તર. કિં૦ રૂ. ૧–૮–૦

**શિક્ષાપત્રી ભાષ્ય ભાગ ૨ જા નું ગુજરાતી ભાષાન્તર**—શતાનંદ મુનિયે રચેલા સંસ્કૃત ભાષ્યનું ગુજરાતી ભાષાન્તર. કિં. રૂ. ૧–૮–૦

**સદ્૦ ગોપાળાનંદ સ્વામીની વાતો**— કિં૦ રૂ. ૦–૧૨–૦

**સત્સંગ શિરોમણિ**— કિં૦ રૂ. ૦–૧૨–૦

**અવિનાશાનંદ કાવ્ય**— કિં૦ રૂ. ૧—૪–૦

**શ્રીસ્વામીનારાયણનું અવતાર ચરિત્ર અને બોધ**—પ્રમાણ ભૂત શાસ્ત્રને અનુસરી રચાએલું કાવ્ય કિં૦ માત્ર રૂ. ૦—૬–૦

**સ્વામિનારાયણ માસિક**—પાચમુ વર્ષ ચાલે છે. લવાજમ રૂ. ૩—૩–૦. ટપાલ ખર્ચ સાથે.

**શ્રીસહજાનંદ સ્વામી તેમનાં સ્વભાવ અને ચરિત્ર**— કિં૦ રૂ. ૦—૧–૬

## અન્ય વિષયોનાં.

| | |
|---|---|
| ભયંકર પ્રાયશ્ચિત્ત (સામાજિક નવલકથા) | કિં૦ રૂ. ૧–૧૨–૦ |
| ભાવસેન યાને ભાવસાર કોમનો મૂળ પુરૂષ | કિં૦ રૂ. ૦—૮–૦ |
| ભીષ્મ પિતામહ | ૧–૧૨–૦ |
| મેવાડ પતન (પ્રાતઃકાળના ભેટ) | ૧—૪–૦ |
| ભાગ્યશાળી અમરસિંહ (પ્રજા બંધુની ભેટ) | ૧—૪–૦ |

મળવાનું ઠેકાણું.
**માધવલાલ હલસુખરામ કોઠારી.**
રાયપુર, વડની પોળ.
**અમદાવાદ.**



# નીચેનાં સાંપ્રદાયિક પુસ્તકો અમારી તરફથી પ્રસિદ્ધ થએલાં છે.



**શિક્ષાપત્રી ભાષ્ય અથવા મોટી શિક્ષાપત્રી**—(ભાગ ૧ લો) સમગ્ર શાસ્ત્રોનો સાર દર્શાવનારૂં અને શ્રીજીએ લખેલી શિક્ષાપત્રીનુ ભાષ્ય, ગુજરાતી ભાષામાં પોતાની મેળે જ ઘેરબેઠા પારાયણ કરી શકાય તેવુ પુસ્તક સંપ્રદાયમાં પહેલવહેલુ જ બહાર પડે છે. દરેકને સમજાય તેવુ સરળ કરેલુ છે. કીં. રૂ ૧-૮-૦ માસિકના ગ્રાહકો પાસેથી માત્ર ૦-૧૨-૦.

**શિક્ષાપત્રી ભાષ્ય અથવા મોટી શિક્ષાપત્રી**—(ભાગ ૨ જો) વિગત ઉપર પ્રમાણે કિં. રૂ. ૧-૮-૦. ગ્રાહકો પાસેથી માત્ર ૦-૧૨-૦.

**શ્રીજીની પ્રસાદીના પત્રો**—શ્રી પુરૂષોત્તમ નારાયણે પરમહંસો તથા કર્મયોગી હરિજનો તથા સાંખ્યયોગી બાઇઓ પ્રત્યે લખેલા પત્રોનો આ પુસ્તકમાં સંગ્રહ કર્યો છે. શ્રીજીના મુખમાથી નીકળેલાં વચનોનો જ આમાં સમાવેશ છે. પ્રથમ આવૃત્તિની થોડી જ નકલો બાકી છે. તાકિદે મ ગાવી લ્યો. કીંમત રૂ. ૧-૮-૦ પુસ્તક સચિત્ર છે.

**સત્સંગશિરોમણિ**—સત્સંગ કેમ કરવો તેનો આખ્યાનો સહઉપદેશ. સદ્૦ મુક્તાનંદ સ્વામીનુ રચેલુ આ કાવ્ય અપ્રતિમ છે. માત્ર રૂ. ૦-૧૦-૦.

**શ્રી સ્વામિનારાયણ: તેમનું અવતાર ચરિત્ર અને બોધ:**— કિં. રૂ. ૦-૬-૦.

**શ્રી સહજાનંદ સ્વામી: તેમનાં ચરિત્ર અને સ્વભાવ:**— કિં. રૂ. ૦-૧-૬. (સંપાદક રા. કિશોરલાલ મશરૂવાળા)

**સદ્૦ ગોપાલાનંદ સ્વામિની વાતો**—સંપ્રદાયના ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય અને ભક્તિના સ્વરૂપો વિગતવાર અને સરસ રીતે સમજાય તેવી આ વાતો ન ભૂતો ન ભવિષ્યતિ છે. કીં. રૂ. ૦-૧૨-૦

**અવિનાશાનંદ કાવ્ય**—કવિ અવિનાશાનંદે કરેલાં કીર્તનોનો સંગ્રહ કીં. રૂ. ૧-૪-૦

**શ્રી સ્વામિનારાયણ માસિક**—પાંચમુ વર્ષ ચાલે છે. લવાજમ વાર્ષિક રૂ. ૩-૩-૦

રાયપુર, વડની પોળ } **માધવલાલ દલસુખરામ કોઠારી**
અમદાવાદ.